ત્રિભુવનગંડ

# જયસિંહ





# સિધ્ધરાજ

ત્રિભુવનખંડ

# સિદ્ધરાજ–જયસિંહ

[ સિદ્ધરાજ જયસિંહને લગતી બીજી નવલકથા ]

[ 'ચૌલુક્ય નવલકથાવલિ'નું પુસ્તક આઠમું ]

## ધૂમકેતુ

કિંમત સાડાચાર રૂપિયા

સોલ એજન્ટ

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

૧૯૫૬

# અનુક્રમ

"...... has a keen love for science, but he has a still keener love for good writing, and, if necessary, he will sacrifice the exact phrase to the beautiful phrase. Science is his material, rather than his object; His object is style. A fine passage is ten times more precious in his eyes than the discovery of a fact or the rectification of a date. And on this point I am very much with him. for a beautiful piece of writing is beautiful by virtue of a kind of truth, which is truer than any mere record of authentic facts ..........................

.......... I know well that the aesthetic temptation is the french temptation: I have often bewailed it, and yet, if I desired anything, it would be to be a writer, a great writer, to leave a monument behind, 'aere perennius' an imperishable work which stir the thoughts, the feelings, the dreams of men, generation after generations,—this is the only glory which I could wish for, if I were not weaned even from this wish also. A book would be my ambition, if ambition were not vanity and vanity of vanities."

ચૌલુક્ય નવલકથાવલિ ૮

ત્રિભુવનગંડ

જયસિંહ

# સિદ્ધરાજ

[ બર્બરકજિષ્ણુ 'જયસિંહ
સિદ્ધરાજ'ના અનુસંધાનમાં
આગળ વધતી નવલકથા ]

## ૧. સોમનાથના સમુદ્રતટે

**ચંદ્રમૌલીશ્વર** ભગવાન સોમનાથના મંદિરનો હમેશના નિયમ પ્રમાણે થતો, રાત્રિનો છેલ્લો ઘંટાઘોષ, સમુદ્રના જલતરંગો ઉપર થઈ ને, દૂર દૂરનાં અગાધ નીરમાં શમી ગયો. રાત્રે ખડી ચોકીપહેરો કરનારા પહેરેગીરો કોટની હૈયારખી પાસે તરત દેખાયા. તેમણે અરસપરસ પોતપોતાની જગ્યા સંભાળી લીધાનો સંકેતશબ્દ આપી દીધો. થોડી જ વારમાં ફરસબંધી ઉપર થઈ ને, મુખ્ય દ્વાર તરફ જતો કોઈની ચાંખડીનો અવાજ કાને પડ્યો. મઠપતિ મુખ્ય દ્વાર તરફ જઈ રહ્યો હતો — રાત્રિની છેલ્લી ઘોષણા આપવા. એની પાછળ પાછળ એક સાધુ ચાલતો હતો.

તે મંદિરના મુખ્ય દ્વાર ઉપર પહોંચ્યો — દ્વારપાલો ભાલા નમાવીને તેને પ્રણમી રહ્યા: નગારા ઉપર ડંકો થયો: એક ઘંટો પડ્યો : અને વનનાં વન જગવી દેતો શંખનાદ સંભળાયો. શંખધ્વનિ સાંભળતાં જ મઠપતિ દ્વારમાંથી બહાર નીકળી પગથિયાં ઊતરતો દેખાયો. પગથિયાં ઊતરી એચાર પગલાં આગળ વધ્યો. ઘડીભર ત્યાં શાંત ઊભો રહ્યો. ઊંચે દ્વારમાં જળી રહેલી બન્ને બાજુની સોનેરી દીપિકા-

એ એના પડછાયાને, લાંબે લાંબે સુધી મેદાનમાં વિસ્તરતી કોઈ મહાકાય આકૃતિ જેવો દેખાવ આપી દીધો હતો.

તેણે બુલંદ અવાજે મેદાનનાં મેદાન ફરી વળે એવો નિર્ઘોષ કર્યો : 'કોઈ નંગા ભૂખા, અશક્ત, દુઃખી, દીન, સંસારસંતપ્ત હો — ભગવાન કે દરબાર મેં આ જાવ, દરબાર-મેં આ જાવ. દરબાર સબ કે લિયે ખૂલા હૈ — સોમનાથ ભગવાન કે નામસેં મૈં મઠપતિ કૈલાસરાશિ સ્વયં આનંદ સે નિમન્ત્રણ દેતા હૂં . : . કોઈ ભી હો . . બિના સંકોચ આ જાવ. આરામ સેં આ જાવ . . સોમનાથ કા રાજભવન ખૂલા હૈ . . સબ કે લિયે, દુઃખી કે લિયે, દીન કે લિયે, હીન કે લિયે, સંતપ્ત કે લિયે, સાધુ કે લિયે, અસાધુ કે લિયે, સબ કે લિયે , . . કોઈ ભી હો . . . આ . . જાવ . . .'

મંદિરના ઘુમ્મટમાંથી પડઘા પાડતો એનો અવાજ પાછો ફર્યો ન ફર્યો અને થોડે દૂર મેદાનમાંથી આ તરફ ઉતાવળે ધસતી આવતી કોઈ એક કાળી આકૃતિ કૈલાસરાશિની નજરે પડી.

દ્વારપાલોને કાંઈક નિશાની આપવા માટે પાસે ઊભેલો સાધુ હાથ ઊંચો કરવા જતો હતો, તેને મઠપતિએ રોકી દીધો : ':ઈશાન ! થોડીવાર થોભ . . કોઈ આવતું જણાય છે. કોણ છે? જો તો, કોઈ મૈયા આતી હય ? '

એટલામાં આવનારની આકૃતિ વધારે સ્પષ્ટ થઈ. આછી વાદળગળતી ચાંદનીમાં થઈને એક નારીને પોતાના તરફ ત્વરાથી આવતી કૈલાસરાશિએ જોઈ. તે આશ્ચર્ય પામ્યો. પેલી સ્ત્રી તેની વધુ નજીક આવી પહોંચી. તે શ્વાસભેર હતી. દોડી દોડીને તે થાકી ગયેલી જણાતી હતી.

'કોન હો . . મૈયા તુમ ! કીધર સેં આતી હો !

ઈતની દૌડતી હો ક્યું ?'

'હું.. હું... હું.. તો મહારા..' પેલી સ્ત્રી બોલી શકી નહિ. તેનો અવાજ ધ્રૂજતો હતો.

'કુછ ફિકર નહિ, મૈયા!' કૈલાસના અવાજમાં જાણે પોતે શિશુભાવે બોલતો હોય તેવી મૃદુતા આવી બેઠી: 'કોઈ ભી હો.. આ.. ઓ આ.. જાવ, મૈયા! તુમ ક્યા ચાહ..'

પણ કૈલાસરાશિનો શબ્દ એના મોંમાં જ અધૂરો રહી ગયો. પાછળ મંદિરના દ્વાર ઉપરથી એક સત્તાવાહી જણાતો અવાજ આવ્યો: 'મઠપતિજી! એને આશ્રય ન દેતા.. એના ઉપર પહેલો અધિકાર રાજનો છે!'

કૈલાસે ત્વરાથી પાછળ વળીને જોયું: ત્યાં દ્વારમાં નખશિખ આયુધસજ્જ એક જુવાન યોદ્ધો ઊભેલો તેની નજરે પડ્યો: દેખીતી રીતે મંદિરના બીજી તરફના દ્વારેથી અંદર પ્રવેશી તે હમણાં જ આંહીં આવી પહોંચેલો જણાયો: તાજી મુસાફરીનાં ચિહ્ન એના ચહેરા ઉપર હજી સ્પષ્ટ દેખાતાં હતાં. દ્વારપાલોએ આડા ધરેલા ભાલાથી એ જરાક આગળ વધતો થોભ્યો. પણ કૈલાસરાશિની એક સહેજ નિશાનીએ દ્વારપાલો આઘા ખસી ગયા. પેલો યોદ્ધો, રાશિની દૃષ્ટિ પડતાં હાથ જોડીને તરત તેને નમ્યો. પગથિયાં ઊતરતો તે રાશિ તરફ આગળ વધ્યો: 'હું એક ક્ષણ મોડો પડ્યો...' પાસે આવતાં જ તેણે કહ્યું: 'બીજે ટૂંકે રસ્તેથી આવ્યો. તો પણ.. પરંતુ મને મહાઅમાત્યજીની આજ્ઞા છે... આમને લઈ જવાની..' તેણે પેલી નારી ઊભી હતી તે તરફ હાથ લંબાવ્યો.

'પણ તમે . . તમે કોણ છો ?' રાશિનો અવાજ કાંઈક કડક થયો. 'તમારો અધિકાર શો ? તમને હું ઓળખતો નથી . . . એટલે કે મેં તમને જાણ્યા નથી.'

'મને ઓળખતા નથી ? મને ન ઓળખ્યો, મઠપતિજી ! હું . . હું તો . . .' કૈલાસરાશિની વધુ નજીક તે સર્યો. તેણે પોતાનો જમણો હાથ લાંબો કરીને ટચલી આંગળીમાં ધારેલી એક રાજમુદ્રા દેખાડી. ચંદ્રકિરણમાં એનું મહામોલું નંગ દીપકનો પ્રકાશ ઝીલતું ચળકી ઊઠ્યું. એક ક્ષણભર કૈલાસરાશિ સ્તબ્ધ થઈ ગયો.

'તમારા અધિકારનો તો જાણે કોઈ પ્રશ્ન નથી. . .' તે બોલ્યો: 'સોરઠી સેનાના તમે મહાસેનાપતિ જણાવ છો. તે હશે . . . પણ . . .'

'મહાઅમાત્યની આજ્ઞા ઉપરથી મારે મારતે ઘોડે અચાનક જ આવવું પડ્યું છે એટલે કોઇ સૈનિક સાથે નથી. હજી મારો ઘોડો તો ત્યાં પેલી બાજુના દ્વાર પાસે હાંફતો ઊભો છે. ત્યાં દ્વાર પાસે મને જરાક વાર થઈ.'

'ત્યારે સેનાપતિ પરશુરામ કહે છે એ જ તમે પોતે ?' કૈલાસરાશિએ પ્રશ્ન કર્યો.

યોદ્ધાએ જવાબમાં બે હાથ જોડી માથું નીચે નમાવ્યું: 'હા, મઠપતિજી ! મારું નામ પરશુરામ !'

રાશિ થોડીવાર કાંઈ બોલ્યો નહિ.

પણ પરશુરામની અધીરાઈ વધતી જતી હતી. એને તો તરત પાછા ફરવાની તાલાવેલી હતી. એક એક પળ કીમતી હતી. પણ બાવાજીને કાંઈ ઉતાવળ હોય તેમ લાગ્યું નહિ.

'મહાઅમાત્યની મને આજ્ઞા છે, મઠપતિજી !' તે

ઉતાવળે બોલ્યો : 'સવાર પહેલાં તો મારે પાછું ત્યાં છાવણીમાં પહોંચી જવું જોઈએ. આ સ્ત્રી કોઈ જાણુભેદુ છે. એની પાસે યુદ્ધને ઉપયોગી ઘણી વાતો છે. મારી દરેક ક્ષણ કીમતી છે. એને મારે તરત સાથે ઉપાડવાની છે . . તમે કોઈ સાંઢણીનો અને હાંકવાવાળાનો બંદોબસ્ત કરો . . કોઈકને બોલાવો . . '

પણ કૈલાસરાશિ એના શબ્દ સાંભળતો હોય તેમ લાગ્યું નહિ. તેની નજર મંદિર ઉપર, પવનમાં ફરફરતી ભગવાન સોમનાથની ગેરવી ધજા ઉપર જાણે મંડાણી હતી. સોનેરી ઘુઘરીઓના ત્યાંથી આવતા મંદ રણુત્કારમાં તલ્લીન થયો હોય તેમ, જરાક ઉન્નત મસ્તકે, અર્ધમીંચ્યા નેણે, ધજાને જોતાં જોતાં જાણે એ સમાધિસ્થ થઈ ગયો હોય એટલો સ્વસ્થ—શાંત, ઊભો હતો તેમ જ ઊભો રહ્યો.

પરશુરામને વખત વહી જતો લાગ્યો. તે અધીરો થયો: 'રાશિજી ! મઠપતિ મહારાજ ! મારો સૈનિક સાંઢણી લઈને વખતે આવતો તો હશે . . પણ મારે તો તત્કાળ ઊપડવું જોઈએ. આ તો જુદ્ધના મામલા છે. . તમે કોઈકને . . '

રાશિએ હવે તેની સામે જોયું. પરશુરામને એની આંખમાં અનોખા તેજની ઝાંખી થઈ. એણે મઠપતિના આગ્રહી, ગૌરવશીલ, સ્વમાની સ્વભાવ વિષે ઘણું સાંભળ્યું હતું. તે મનમાં જરાક અશાંત થઈ ગયો. એટલામાં એને કાને મઠપતિનો દૃઢનિશ્ચયી અવાજ સંભળાયો: 'તમે તો શિશુ છો . . સેનાપતિજી ! તમને ખબર ન હોય, પણ આ તો ભગવાન સોમનાથની છત્રછાયા છે. . . આંહીંના અભયદ્વારથી કોઈ દિવસ કોઈ પાછું ફર્યું જાણ્યું નથી. આંહીંની

એ ધર્મપ્રણાલિકા છે !'

'પણ આ તો કોઈ જાણભેદુ નારીની વાત છે. ચર છે, એમ જ સમજો ને .. અને વળી આ જુદ્ધનો સમો છે..'

'સમો જુદ્ધનો હો કે ન હો, મૈયા ચર હો કે જાદુગર હો, કે ગમે તે હો; ભગવાનકી છાયા મેં આવે વો હી અભય પાંવે .. ચલો .. માતાજી !'

'પણ મઠપતિજી ! મને તો મહાઅમાત્યની પોતાની આજ્ઞા છે ...' પરશુરામે એકદમ કહ્યું: 'મહાઅમાત્યજી મુંજાલ મહેતા !'

'કોઈની પણ આજ્ઞા હો .. પરશુરામજી !' રાશિનો અવાજ વધારે દઢ થયો: 'આંહીં તો આની એકની જ આજ્ઞા સર્વોપરિ છે !' તેણે પોતાનો જમણો હાથ લાંબો કરીને સોમનાથના ધ્વજ તરફ સૂચક અંગુલિનિર્દેશ કર્યો. ચંદ્રનાં ઉજ્જવલ કિરણમાં એ હાથ મહાભારતી જમાનાના ઋષિ-મુનિના ઊર્ધ્વબાહુ જેવો શોભી ઊઠયો.

'મહારાજજી ! ગુરુમહારાજ ! મઠપતિજી !' પરશુરામનો અવાજ ઉતાવળો, અશાંત, વ્યગ્ર હતો; પણ તે સમજાવટનો ધ્વનિ પ્રકટાવતો હતો: મહાઅમાત્ય મુંજાલની આજ્ઞા — અને મઠપતિનો દુરાગ્રહ એ બન્ને વચ્ચે એને પોતાનો માર્ગ રૂંધાતો જણાયો, 'તમે નાહકના આ ઊલણુ પાણા પગ ઉપર કરો છો. એ કોણ છે તે અમે જાણતા નથી. તમે પણ જાણતા નથી. તપાસતાં ખાતરી થશે કે કોઈ જાણભેદુ નથી, તો હું પોતે જ એને પાછી મૂકી જઈશ. બસ ? નાહકની આ ઉપાધિ તમારે આંહીં શું કરવા ? કદાચ થોડીવારમાં મહાઅમાત્યજીને આવ્યા બતાવું !' છેલ્લા વાકયની અસર વિષે એણે

ખાતરી રાખી હતી. પણ સામે ઊભેલો મઠપતિ નર્યો લોહનો આદમી હતો.

'પરશુરામજી ! મહાઅમાત્ય આવે, મહારાજ જયસિંહદેવ આવે, કે સોરઠના રા' ખેંગાર પોતે આવે, ગમે તે આવે —'

'ખેંગારનું નામ આવતાં પેલી સ્ત્રી જરાક ચમકી ઊઠી હોય તેમ લાગ્યું. પરશુરામની તીક્ષ્ણ દૃષ્ટિએ એ ભેદ તરત પકડી લીધો. એના વિષેની વધુ ખબર મેળવવાની એની અધીરાઈ વધી ગઈ. પણ કૈલાસરાશિ ડગે તેમ લાગ્યું નહિ. તેણે યોદ્ધાને ઉચિત ભાષા પકડી.

'તો તો મારે મહાઅમાત્યની આજ્ઞા પ્રમાણે કરવું જ પડશે !'

'કરવું જ પડશે, એટલે ?' કૈલાસરાશિનો સ્વર વધુ તીવ્ર બન્યો. 'પરશુરામજી ! તમને ખબર લાગતી નથી, તમે ક્યાં ઊભા છો ? આ તો સોમનાથી સમુદ્રનું સાન્નિધ્ય છે. ભગવાન શ્રીકૃષ્ણ જેવાના ચરણ આંહીં ફર્યાં છેઃ આંહીં વીર અર્જુન જેવા આવી ગયા છે : ચૌલુક્યરાજ અજિત ભીમદેવ જેવાએ આંહીના રક્ષણાર્થે જીવનસમર્પણ કરવાનો લહાવો લેવાનું મન કર્યું હતું. સોમનાથને દ્વારે કોઈ ને કોઈ માડીજાયો રજપૂત તો ગમે તે સમે નીકળવાનો. આવી વાત ઉપર દેહ સમર્પી દેનારા તો ટોળે મળવાના. આ પણ ભૂમિ છે—દેવભૂમિ. આંહીં આ સમુદ્ર અચળ છે. આંહીંની ધજા અચળ છે. આંહીંની પ્રણાલિકા અચળ છે. એટલે કરવા કારવવાની વાત જવા દો. મહાઅમાત્યજીને કહેજો ને કે મઠપતિએ ના પાડી ! મૈયા તો આંહીં જ રહેશે !'

'પણ હું એમ બોલું શી રીતે ? કયે મોંએ બોલું ?

મારાથી એમ બોલાય કેમ ? આ તો જુદ્ધનો સમો છે. આ બધો જુદ્ધનો પ્રદેશ છે. હું આંહીં સેનાપતિ છું. આંહીં અત્યારે સત્તા—રા' ખેંગારની નહિ, મહારાજ જયસિંહદેવની ચાલે છે. અત્યારે સિદ્ધરાજ મહારાજની આજ્ઞા આંહીં સર્વોપરિ છે ! તમારે એ સ્ત્રીને અમારે શરણે આપવી જ પડશે. . . !'

'ઈશાન !' કૈલાસરાશિએ દૃઢ અવાજે કહ્યું: 'ભગવાન શંકરના ડમરુનો મહિમા આમને જરા સમજાવો. ભલે એ જાણતા કે મંદિરના શંખનાદમાં રણભેરીના અવાજ પણ હોય છે !'

'કેમ યુદ્ધ આદરવું છે ?'

'સોમનાથી સમુદ્રે અનેક જોયાં છે: એક વધારે. ઈશાન !' પરશુરામની પાછળ કોઈક આવીને ઊભું હતું—એની તરફ ઈશાનની દૃષ્ટિ વળી. એટલામાં તો પરશુરામ ચમકી ઊઠ્યો. એના ખભા ઉપર કોઈનો હાથ પડ્યો હતો. તેણે સફાળા પાછળ જોયું. દાઢીવાળો બ્રહ્મચારી જેવો કોઈક માણસ ત્યાં ઊભો હતો. એની ડોકમાં રુદ્રાક્ષની માળા હતી. કપાળમાં ભસ્મનું ત્રિપુંડ્ર હતું. સમશેરને બદલે હાથમાં ભગવાન ચંદ્રમૌલીશ્વરના નામનો બેરખો અત્યારે તો ફરી રહ્યો હતો: પણ દેખીતી રીતે એ હાથ સમશેરધારીનો હતો. એનાં વસ્ત્ર પણ ગેરવા રંગનાં—સંન્યાસી જેવાં હતાં. પરશુરામ એને જોતાં એક ક્ષણ તો સ્તબ્ધ જ થઈ ગયો. પણ બીજી જ પળે એણે એને ઓળખી કાઢ્યો: 'અરે ! આ તો પરમારજી !'

સંન્યાસીના વેષમાં જગદેવ પરમાર પોતે ત્યાં ઊભો હતો.

૨૬૦૧૭

## ૨. જગદેવ પરમારની વાતે લીધેલું સ્વરૂપ

પરમાર જગદેવને અત્યારે આંહીં જોઈને પરશુરામને ગભરાટ ને આશ્ચર્ય બન્ને થયાં. જગદેવ આંહીં હતો એ એને ખબર હતી. ભગવાન સોમનાથના દ્વારે એણે કોઈ ઉપાસના માંડી હતી, એ વાતની પણ એને જાણ હતી. પરંતુ મહાચાણક્ય મુંજાલ મહેતાએ જગદેવ પરમાર વિષે કેટલીક વિચિત્ર વાતો હમણાં હમણાં મેળવી હતી. જયસિંહદેવ મહારાજના અંતરમાં એની રાજભક્તિ વિષે કાંઈક શંકા ઉત્પન્ન થાય ને જગદેવ વિદાય થાય એવી પેરવી પણ એમણે માંડી હતી. જગદેવ પરમારથી આ વાત અજાણી ન જ હોય. પરશુરામને પોતાને હાથે ચડેલી અમૂલ્ય સમૃદ્ધિ ઝૂંટવાતી લાગી. પરમાર જગદેવ એકલો પાંચસો યોદ્ધા સામે લડવાનું સામર્થ્ય રાખે છે — એવી ઊડતી વાત એણે સાંભળી હતી. અને એ જ પરમાર આંહીં અત્યારે કેવું વલણ લે એ નક્કી ન કહેવાય તેવું હતું. એણે આ સ્ત્રીને જૂનાગઢના કિલ્લામાંથી બહાર આવતી દીઠી હતી. એ કયે રસ્તે બહાર આવી એ એક મોટો કોયડો હતો. એ રસ્તાની જરા જેટલી માહિતી જો એને મળી જાય તો એનો બેડો પાર પડી જાય તેમ હતું.

જૂનાગઢના કિલ્લાની અણનમ ગિરિમાળામાં કેટલાં સાધન ભર્યાં હતાં એની કાંઈ જ માહિતી મળતી ન હતી. એક વખત ગિરિમાળાના કોટકિલ્લાના કાંગરે કાંગરે જૂથનાં જૂથ નજરે ચડે, તો બીજી વખત જાણે સૈન્ય જ ન હોય એમ લાગે! ખેંગાર તો હજી ખડક જેવો અટંકી હતો. દિવસે દિવસે જાણે યુદ્ધની નવી નવી ભૂમિકા રચાતી હતી. ખેંગારના માણસોની અચળ ભક્તિના નવા નવા રણરંગ જોઈને પટ્ટણીઓ છક્ક થઈ ગયા હતા. હજી એમાંથી એક અદનામાં અદનો આદમી પણ ડગ્યો ન હતો. કોઈ ફર્યો ન હતો. કોઈ થાકયો ન હતો. કોઈ નિરુત્સાહી જણાયો ન હતો. આમ ને આમ તો મહારાજ સિદ્ધરાજ સો વરસ કાઢી નાંખે તો પણ ગિરનારી દુર્ગની એક કાંકરી પણ ખરે તેમ ન હતી. મુંજાલ મહેતાને બળ સાથે કળની મેળવણી અનિવાર્ય લાગી, એવામાં પરશુરામને આ સ્ત્રીની જરા જેટલી ગંધ મળી ગઈ. એણે એનો પીછો છેક જૂનોગઢથી પકડ્યો. પણ પેલી જંગલની કેડીએ કેડીની અદ્‌ભુત રીતે માહિતગાર લાગી. તેણે લીધેલો માર્ગ એવો અટપટો, જંગલ વીંધી જનારો, છૂપો, અને છાનો નીકળ્યો, કે પરશુરામને એનાં ફરીને દર્શન છેક સોમનાથનાં દ્વાર પાસે જ થયાં!

એટલે પરમારની અત્યારની હાજરી એને નાચકણામાં કુદકણા જેવી લાગી. એણે સાંભળ્યું હતું એ સાચું હોય તો થોડા દિવસ પછી આવનારા ખગ્રાસી ચંદ્રગ્રહણના સ્નાન પછી, જગદેવ પરમાર પોતે, સોરઠી સેનાનો એક પ્રબળ હલ્લો, ગિરિદુર્ગનાં અચળ ખડકોને નમાવવા માટે લઈ જનાર હતો ... એક રીતે પરશુરામ અને બીજા તમામ રાજકર્મ-

ચારીઓની એમાં ગૌરવહાનિ હતી. એટલે એક બળવાન પ્રતિ-સ્પર્ધીને જોતાં થાય એવો ક્ષોભ પરશુરામને થયો. પરમારના અત્યારના વલણુની તો એને ખાતરી જ હતી — છતાં એણે આંધળિયાં કર્યાં: 'જગદેવજી ! સારું થયું લ્યો, કે તમે પોતે વખતસર આવી ચડ્યા. આંહીં મહપતિજી સાથે એક વાતની કડાકૂટ જાગી છે. એક કોઈ નારી, આંહીં આ તરફ ભાગી આવી છે. . અમારી નજરે ચોકી ચૂકવીને '

'કોણુ છે ?' પરમારે પૂછ્યું.'

'કોણુ છે — એ કોણુ જાણે છે ? પણુ એની પાસે કાં આપણી — કાં બીજા કોઈકની — અમૂલ્ય માહિતી છે. મહાઅમાત્યજીની આજ્ઞા છે એને લઈ જવાની — ને આંહીં મહપતિજીને એમાં શ્રદ્ધા બેસતી નથી. કામ ઉતાવળનું છે. સવારે તો મારે ત્યાં પહોંચવું જ જોઈએ. . મહારાજને મળવું જોઈએ . . ને રાત તો ચાલવા માંડી છે. . '

'પણુ એ છે કોણુ ?'

'એની તો જેટલી તમને એટલી જ મને ખબર છે !' જગદેવે રાશિજી સામે જોયું. કૈલાસ એનો ભાવ સમજી ગયો : 'મૈયા ! તુમ કીધર સેં આતી હો — તેરા નામ — ? કુછ પત્તા દે સકતી હો ?'

અત્યાર સુધી અસ્વસ્થ ને વ્યગ્ર જણાતી પેલી સ્ત્રીએ પોતાની જાતને તદ્દન છુપાવી દેવા માટે જરાક ગાઢ અંધા-રાનો વધુપડતો આધાર લીધો. પરશુરામની અધીરાઈને વધારી મૂકવા માટે આટલી હિલચાલ તો બસ હતી. એની કલ્પનાની આંખે આ નારી પાસેથી અસાધારણુ ઉપયોગી માહિતી મળતી દીઠી—એવી અસાધારણુ કે તેને આધારે

તો આવતી કાલે સવારે જ ગિરનારી ખડકના વિજયી સેનાપતિ તરીકેનો મંગલ અભિષેક એને પોતાની પાસે આવતો લાગ્યો. પણ પેલી સ્ત્રીએ જાતને સંકેલી લીધી — ને પછી તો પ્રત્યુત્તર પણ આપ્યો નહિ. પરશુરામ અધીરાઈથી પ્રતીક્ષા કરતો રહ્યો.

'મૈયા !' રાશિજીએ ફરીને કહ્યું.

'મહારાજજી ! હું તો સોમનાથને દ્વારે આવી છું,' અત્યાર સુધી અસ્વસ્થ જણાતી પેલી સ્ત્રીએ જવાબ વાળ્યો. એના જવાબમાં વીરત્વનો રણકો હતો. 'મારું કોઈ નામ નામ નથી. મારે કોઈ ખાસ કામ પણ નથી. ભગવાનનું દ્વાર બંધ હોય તો એમ જણાવી દો — હજી તો સોમનાથી દરિયાનાં અગાધ જળ અમને બાઈ માણસને સાચવી જાણે છે !'

'ઈશાન !' રાશિએ એ સાંભળતાં જ જાણે નિશ્ચય કરી લીધો લાગ્યો. 'મૈયા કે લિયે ભોજન કા, સોનેકા — રહેનેકા બંદોબસ્ત કર દો; આંહીં જે કોઈ આવે શરણું — એનું નામ જાણવાનો ભગવાન મહારુદ્ર સિવાય બીજા કોઈ ને અધિકાર નથી. જગદેવજી ! એનું નામ સોમનાથની પુત્રી — અને બીજું જોતું હોય તો કૈલાસરાશિની મૈયા. ચલો, મૈયા !' કૈલાસ બોલ્યો અને મંદિરમાં જવા માટે તે આગળ વધ્યો.

'અરે. . ! પણ રાશિજી ! . . તમે કોનું અપમાન કરો છો. . . એ તમને ખબર છે ? એનું પરિણામ જાણો છો ?'

'પરિણામ કહેને વાલા તુમ કોણ ? પરિણામ તો યેહી જાનતી હૈ . .' રાશિએ ધ્વજ તરફ અંગુલિનિર્દેશ કર્યો: 'ઈશાન ! મૈયાકે લિયે સબ કુછ બંદોબસ્ત કર દો !' મઠપતિએ પગથિયાં ઉપર પગ મૂક્યો. ઈશાન ને જાત સંતાડતી પેલી

નારી બન્ને તેની પાછળ પાછળ જવા માટે આગળ વધ્યાં.

પરશુરામને એક ક્ષણુ તો શું કરવું એની ખબર પડી નહિ. આવો પ્રસંગ એને માટે પહેલો જ હતો. એણે મહારાજ જયસિંહદેવને પણુ સોમનાથ વિષે ભક્તિભાવથી બોલતા સાંભળ્યા હતા. એના મઠપતિને પોતે અત્યારે બળજબરીથી રોકી દે એ બરાબર કહેવાય કે નહિ એનો તાત્કાલિક કાંઇ પણુ નિશ્ચય એ કરી શક્યો નહિ. એના મનમાં ઘડભાંગ થઇ રહી. જગદેવને એણે આ સ્થિતિમાં આનંદ લેતો કલ્પ્યો.

'પરમાર ! આનું પરિણામ સારું નથી હો . . !' તેણે જગદેવને કહ્યું.

'પણુ હું શું કરું ભૈ . . હું તો અત્યારે — અર્જુન વિરાટમાં હતો એવો — છું. હું શસ્ત્ર લઇ શકતો નથી. ને આ કોઇ એવો મહાન ધર્મસંકટનો પ્રસંગ પણુ નથી. . '

'આ કોઇ પ્રસંગ નથી ? મહારાજની આજ્ઞાનું આમ અપમાન થાય ને પ્રસંગ નથી ? તમારો 'પ્રસંગનો ખ્યાલ કાંઇક વિચિત્ર લાગે છે. મહારાજની આજ્ઞા . . . '

'તમે મઠપતિને આજ્ઞાપત્ર બતાવોને. હું તો આ બાજુ અમસ્તો ફરતો જ આવી ચડ્યો . . "ક્યાં છે આજ્ઞાપત્ર ? મઠપતિજીને બતાવો ! બાકી, સોમનાથ ભગવાનનું મંદિર તો ભારતવર્ષનું છે. એકલા ગુજરાતનું નથી. એની છત્રછાયામાંથી માણુસ જેવું માણુસ ઝૂંટવાય એ તો—ન ભુતો ન ભવિષ્યતિની વાત થઇ. તમે એમ કરો—આજ્ઞાપત્ર બતાવી દો. એટલે તમારું કામ પૂરું થયું ! '

પરશુરામ પાસે આજ્ઞાપત્ર તો ન હતું. એ તો એક અનુમાન ઉપર કોઇને પણુ કહ્યા વિના આની પાછળ

દોડ્યો હતો. પણ એના મનમાં એને સોએ ટકા ખાતરી હતી કે આ નારીની પાસે કાં જૂનાગઢના કિલ્લાની રજે-રજ હકીકત છે — અથવા તો પાટણની રજેરજ માહિતી છે. કાં એ માલવા જાય છે—અથવા તો લાટ જવાની છે. એક બહુ અગત્યનું કામ કર્યાનો એનો યશ ઝૂંટવાઈ જતો હતો. એનું કામ અત્યારે તો માર્યું ગયું. તે ચિડાઈ ગયો: 'જુઓ જગદેવજી! સવારે મહાઅમાત્યને પોતાને હું આંહીં આવ્યા બતાવું!'

એટલામાં તો ઉપર જઈ પહોંચેલા રાશિએ કાંઈ ન હોય તેમ દ્વારપાલોને આજ્ઞા કરી: 'દ્વારને ભોગળ લગાવી દો.'

પરશુરામે એક તીક્ષ્ણ ધાર જેવી દૃષ્ટિ રાશિ ઉપર ફેંકી. તેણે જગદેવને પણ ત્યાંથી ચાલ્યો જતો જોયો: 'મારો બેટો આ જગદેવ—!' પરશુરામ મનમાં ઘા ખાઇ ગયો: 'મહાઅમાત્યજી એને બરાબર કળી ગયા છે, પણ મહારાજને હજી એની રાજભકિતમાં અડગ શ્રદ્ધા છે. અત્યારે આંહીં બતાવી તેવી રાજભકિત! અને પાછો સપનું પૂછ્છું. મારે હમણાં આ ઉપાસના છે! આને એક વખત સીધો કરવો પડશે—મારો બેટો—પરદેશી—આંહીં મહારાજ પાસે પેસી ગયો છે. ઠીક છે—એને પણ માપી લેશું—ને આ બાવોજી—' તે વધુ કાંઈ પણ કર્યા વિના અત્યારે તો મનમાં ધૂંવાફૂંવા થતો પોતાનો ઘોડો સંભાળવા ચાલ્યો ગયો.

## ૩. બર્બરકની સિદ્ધિ

ધૂંવાંફૂંવા થતો પરશુરામ, જે સમે સોમનાથના સમુદ્રતટે, યુદ્ધરંગને પલટાવી દે એવી તક, પોતાના હાથમાંથી સરી જતી, અવાકની પેઠે જોઈ રહ્યો હતો, બરાબર તે જ સમે, જૂનોગઢ પાસેની સોલંકીની છાવણીમાંથી બે પુરુષો, ગિરનારની અટંકી ગિરિમાલાનાં ભૈરવી ખડકો નિહાળતા ચુપચૂપ જંગલકેડીને માર્ગે જઈ રહ્યા હતા. તેમાંના આગલા પુરુષે માથા ઉપર શેલું વીટયું હતું. એને ખભે ઢાલ હતી. બગલમાં તલવાર લટકતી હતી. પગમાં બરડાના ઓખાઈ જોડા પહેર્યા હતા. એને ખભે ઝૂમતાં મૂકેલી ધાબળી હતી. હાથમાં પાકા વાંસની લોહકડી જડેલી મોટી ડાંગ રાખી હતી. પણ એના ચહેરાનો કોઈ ભાગ એકદમ નજરે આવે તેમ ન હતો. એની પાછળ જતો માણસ સાદો સૈનિક જેવો દેખાતો હતો.

સોલંકી છાવણીને વટાવી રહ્યા ત્યાં સુધી બેમાંથી એકે કાંઈ બોલ્યા ન હતા.

સોલંકી છાવણીની છેલ્લી ચોકી વટાવી, તે જંગલને પંથે પડ્યા, એટલે આગળ ચાલતો પુરુષ એક ક્ષણ થોભી

ગયો. 'કૃપાણ!' તે ધીમેથી બોલ્યો: 'પૃથ્વીભટ્ટનો સંદેશો તું બરાબર સમજ્યો છે કે? બર્બરક નાશ કરશે–એણે શું કહ્યું?—કે નાસી જશે?'

'મહારાજ! નાશ કરી નાખશે—એવા સ્પષ્ટ શબ્દો હતા!'

'પરશુરામ ક્યાં ગયો છે—? તને શા સમાચાર મળ્યા?'

'એણે એટલા જ સમાચાર મહાઅમાત્ય ઉપર મોકલાવ્યા હતા કે કાલે સવારે એ આવી જશે!'

'પણ એ ગયો છે ક્યાં? કાલે તો રા'નો સંદેશો લેવા માટે એને જવાનું હતું—એ ભૂલી ગયો કે શું? તું હવે આંહીં—પ્રભાતે આવીને અટકજે. પેલું રૂખડાનું મોટું ઝાડ દેખાય—ત્યાં—કોઈ અતિ અગત્યના સમાચાર હોય ને આવવું પડે તો જ તું આવજે. નહિતર તો કહી દેજે કે ઉપાસનામાં બેઠા છે અને પરશુરામને સવારે જ હાજર રહેવાનું છે એમ કહી આવજે—અથવા રહે—ઝાંઝણને કહેજે, પરશુરામ આવે કે તરત, મુંજાલ મહેતાને મળવાના એને સમાચાર આપી આવે—ત્રિભુવન પણ ત્યાં કાલે આવી ગયો હશે. એટલે રા'ના સમુદ્રસ્નાન વિષે તો નવી યોજના થઈ જશે.'

કૃપાણ બે હાથ જોડીને એક બાજુ ઉપર ઊભો રહી ગયો: 'મેં કહ્યું તે પ્રમાણે દરેકને સંદેશો પહોંચાડી દેજે—ને તું પોતે સવારે આંહીં આવી જજે.' કૃપાણે માથું નમાવી રજા લીધી.

જ્યારથી સોરઠી જુદ્ધે ભીષણ રૂપ પકડયું હતું ત્યારથી જયસિંહ સિદ્ધરાજને ક્યાંય આરામ ન હતો. ગિરનારનાં

ભૈરવી ખડકો હજી તો એવાં ને એવાં અણનમ ઊભાં હતાં. લોકવાયકામાંથી જૂનાગઢની અંદરની સ્થિતિનો કાંઈક પણ ખ્યાલ મળે—એ હેતુથી, મહારાજ પોતે, અનેક વેષે અનેક જણને મળતા રહેતા. હમણાં ક્યાંક તળેટીમાં રબારીઓનો મેળો હતો—ને રા'એ હવા ઉડાડી હતી કે સોમનાથી સમુદ્રનું ગ્રહણસ્નાન બંધ રહેશે—ને એ બંધ રહેશે તો દેશ ઉપર મહાઆફત ઊતરશે એવી વાત કૈલાસરાશિએ વહેતી મૂકી હતી—એ વાત વિષે સાચો લોકતાગ મેળવવા, એ મેળામાં જવાનો એ વિચાર કરતા હતા, એટલામાં તો પૃથ્વીભટ્ટનો સંદેશો આવ્યો કે બર્બરકે સિદ્ધિ તો મેળવી છે, પણ એ જો ચોકીપહેરામાં નહિ રહે, તો એનો એ વિનાશ કરી નાખે એવો સંભવ છે—માટે મહારાજે અત્યારે જ આવવું. આજે બર્બરક પોતાનો પ્રયોગ કરવાનો છે.

એક ક્ષણના પણ વિલંબ વિના સિદ્ધરાજ જંગલકેડીને માર્ગે થઈ બર્બરકના રહેઠાણ તરફ જવા માટે ચાલી નીકળ્યો હતો, વેષ ફેરવવાને પણ થોભ્યો ન હતોઃ કૃપાણ ગયો એટલે એ પણ પોતાના સ્થાન તરફ જવા માટે ઊપડ્યો.

રસ્તામાં જ એને પૃથ્વીભટ્ટ મળી ગયો. મહારાજે જ્યારથી કેશવને ગોગ્રકમંડલ તરફ રવાના કર્યો હતો, ત્યારથી પૃથ્વીભટ્ટે પોતાનું એક વિશિષ્ટ સ્થાન મહારાજ પાસે પ્રાપ્ત કર્યું હતું. મહારાજના વિશ્વાસનો એ અધિકારી ગણાતો. એ આખાબોલો, વિચિત્ર, પણ સચ્ચાઈનો કટકો હતો. મહારાજે એને નાણી જોયો હતો. સિદ્ધરાજના વિશ્વાસનો પોતે થોડો પણ અધિકારી છે, એ ગૌરવથી પૃથ્વીભટ્ટ પણ અનેરા મિજાજમાં રહેતો. એણે મહારાજને બર્બરકની સિદ્ધિની

રજેરજ હકીકત વારંવાર પહોંચાડી હતી.

'ખેંગારે તો કાલે આ બાજુ વધુ સૈનિકો મોકલવાનો નિર્ણય કર્યો છે, મહારાજ!'

'કેમ?'

'એને વહેમ આવ્યો લાગે છે, કે આ ડુંગરાઓમાં કોઈક જગ્યાએ પાણખાણમાં બર્બરક બેઠો છે. એ બર્બરકને હાથ કરવા માગે છે!'

'ક્યાં હવે—? પણ આ પરશુરામ—એણે ઘરણટાણે સાપ કાઢ્યો લાગે છે. એની બાજુથી તારી તરફ વધારે મદદ તો કાલે આવી પહોંચશે—કાલ સાંજ સુધી તમે ટકી રહેજો. સોમનાથી સમુદ્રના સ્નાનની વાતને ખેંગાર મોટું રૂપ આપવા માગે છે. એટલે આપણે સૌને જવાની છૂટ દેવી છે. એમાંથી કાંઈ ને કાંઈ વાત મળશે! કૈલાસરાશિને તો કહેવરાવી દીધું છે—મહેતાએ. એટલે કાં તો પાંચપંદર દીનો વિરામ પણ આવે!'

પૃથ્વીભટ્ટ પાસે સર્યો: 'મહારાજ! આ રબારીઓના મેળામાં એક વાત ચર્ચાય છે!'

'શી?'

'કે રા'નું ઘર ફૂટયું છે!'

'ફૂટયું છે? કોણ રાણકદે?' સિદ્ધરાજે ઉતાવળે પૂછ્યું.

'ના, ના, પ્રભુ, એ તો દેવી છે. ગિરનાર ડગે—પણ દે ન ડગે. એ વાતમાં હવે માલ નથી, પ્રભુ! હવે તો જુદ્ધ જીતવાની વાત છે. રા'ના બે ભાણેજ—દેશળ ને વિશળ! ભાગ્યા છે એમ સાંભળ્યું!'

'હા, હા. પેલા દેહુભા ને વિહુભા! પણ એ ભાગીને જાય ક્યાં? આપણી પરશુરામની ચોકી વટાવે એવો તો હજી કોઈ પાક્યો નથી. સાંભળ્યું છે કે રા'ને દુર્ગમાં ચીજો ખૂટવા માંડી છે—ને નવી આવવાનો કોઈ માર્ગ ખુલ્લો નથી. એટલે ક્યાંક કોઈકે ઝપ મારી હોય નહિ!'

'ના રે, પ્રભુ! મેં સગે કાને દૂહા ગવાતા સાંભળ્યા—આંહીના લોકમાં તો દૂહાની રમઝટ બોલે છે મેળાટાણે—ને એમાં કેક વાત સાનમાં સમજાવે એવી લોકવરણ ભરડે છે. એમાં રા'ના ઘર ફૂટચાની વાત આવી—!'

સિદ્ધરાજ વિચાર કરી રહ્યો: જો આ સત્ય હોય—ને બર્બરકની સિદ્ધિ પ્રકટ થાય—તો રા' કદાચ સમાધાન-પંથે પળે ખરો. પાટણથી સાંતૂ મહેતાનો સંદેશો આજે જ આવ્યો હતો કે સોરઠ તો જિતાય ત્યારે—પણ આંહીં તો હરપળે માલવાના ભણકારા વાગે છે. ગઈ કાલે—કોઈ દિવસ નહિ ને ગઈ કાલે—કોઈક વૃદ્ધે જુદ્ધની વાતવાતમાં કહ્યું હતું કે ઘા તો એવા પણ હોય છે કે ઘા પડ્યા પછી માણસ છ મહિને જાતો મરે! માલવાના જુદ્ધમાં મહારાજ કર્ણદેવને એવો ઘા પડી ગયો! એ સાંભળ્યા પછી તો એના મનમાં તાલાવેલી લાગી હતી. પણ રા' ખેંગાર જુદ્ધ લંબાવી રહ્યો હોય જ એટલા માટે. સિદ્ધરાજે એકદમ કાંઈક વિચાર કરી લીધો: 'પૃથ્વીભટ્ટ! કાલે રાજમાતા આંહીં આવવાનાં છે!'

'પ્રભુ! આંહીં?' પૃથ્વીભટ્ટ એકદમ વાત સમજી શક્યો નહિ. આંહીં જ્યાં હરપળે તીરની રમઝટ બોલતી હતી ત્યાં રાજમાતા શા માટે આવે? એ વાત એના

ધ્યાનમાં ઊતરી નહિ.

'કાલે આંહીંથી ગિરનારના ઉપરદુર્ગનો ચડાવો શરૂ થશે, તે પહેલાં રા'ને છેલ્લી તક આપી દેવી છે—સમાધાનની. કાલે દંડનાયક પણ આવે છે!'

'કોણ? ત્રિભુવનપાલ મહારાજ?'

'હા.'

'ને ત્રિભુવન જાણે તે પહેલાં જ આ બર્બરકની સિદ્ધિનો ઉપયોગ કરી લેવો છે. ઉપરદુર્ગમાં મીનલબા ને હું બન્ને પહોંચી જઈશું — ત્રિભુવન જાણશે તો વંકાશે.'

'ઓતત્તારીની!' પૃથ્વીભટ્ટને હવે સમજાયું કે કે મીનલબા શા માટે આવવાનાં હતાં. ત્રિભુવનપાલ આ વાતની વિરુદ્ધ હતો — ને જગદેવ તો બર્બરકના એવા ઉપયોગમાં ક્ષત્રિયવટનું પતન જોઈ રહ્યો હતો. એટલે આ વસ્તુ વળી એક નવું ઘર્ષણ જન્માવશે એ ભય પૃથ્વીભટ્ટને પેઠો. એ પોતે તો મહારાજને હમેશાં કહેતો કે જુદ્ધમાં કેમ જીતવું એ ધ્યાન રાખવું, ને સંસારમાં કેમ જીવવું એ ધ્યાન રાખવું: બીજું બધું જ ગૌણ ગણવું.

થોડીવાર પછી સિદ્ધરાજ ને પૃથ્વીભટ્ટ બર્બરકના રહેઠાણ તરફ જવા માટે આગળ વધ્યા. થોડે દૂર ગયા પછી રસ્તો નીચે ભોંયરા જેવા માર્ગમાં જતો જણાયો. બન્ને બાજુ વિસ્તીર્ણ પાણખાણો આવી રહી હતી.

આગળ જતો અંદરનો માર્ગ ચારે તરફથી ઢંકાયેલા ખડકોમાં થઈને ચાલ્યો જતો હતો. ઠેરઠેર મોટી ખોયાણ પાણખાણોના જબરદસ્ત ભૂગર્ભ ખંડો નજરે પડતા હતા. અત્યારે આછા અજવાળા અંધારામાં એની વિશાળતાનો

ખ્યાલ મળવો મુશ્કેલ હતો, પણ કેટલીક જગ્યાએ પાણીમાં આકાશી તારાનાં પ્રતિબિંબ પડતાં હતાં, તે ઉપરથી તેઓ ભૂગર્ભમાં કેટલે ઊંડે ઊતર્યા છે એનો કંઈક આછો અંદાજ આવી જતો.

અંતે તેઓ એક જગ્યાએ, મોટી ભૂખરા પથ્થરની કોતરેલી ભીંતને આધારે, ઊભા રહી ગયા. બરાબર તેમની સામે વિશાળ, માથે ખુલ્લો, પથ્થરખાણનો એક જબરજસ્ત ખંડ આવી રહ્યો હતો. સેંકડો માણસો સમાય પણ ભીડ ન લાગે એટલો એ વિશાળ હતો. એમાં દીવાલના ગોખલામાં ચારે બાજુ ઠેરઠેર દીવા બળતા હતા. પ્રકાશમાં દૃષ્ટિ પડતાં જ સિદ્ધરાજ આનંદ અને આશ્ચર્યથી ડોલી ઊઠ્યો.

એક વિશાળકાય કાષ્ટહંસ ત્યાં તૈયાર થયેલો હતો. એની જબરજસ્ત બે પાંખો એક બીજા ઉપર ઢંકાયેલી હતી. પણ એના ઉપર બે માણસો સુખેથી બેસી શકે એવી રચના દેખાતી હતી. થોડીવાર થઈ. બર્બરક દેખાયો. એના દેખાવમાં અત્યારે આનંદની અવધિ જણાતી હતી. કોઈ મહાન વસ્તુ મેળવ્યાનો સંતોષ એના ચહેરા ઉપર વ્યાપી ગયો હતો. થોડીવારમાં પિંગલિકા આવી. અત્યંત વિશ્વાસુ વ્યક્તિમાં નજરે પડે એવી ભોળી નિખાલસતા એના ચહેરામાં જણાતી હતી. સિદ્ધરાજ બન્નેની તરફ જોઈ રહ્યો. એ બન્નેને સાથે જોવાં ને દરેકને જુદું જુદું જોવું એમાં આકાશપાતાળનું અંતર હતું. બર્બરક વિનાની પિંગલિકા શૂન્ય જણાતી, પણ પિંગલિકા વિનાનો બર્બરક તો પથ્થર સમાન હતો. પિંગલિકાની હાજરીમાં એનામાં અનેક

રંગો પ્રકટતા. પશુથી માંડીને મહાપ્રાણ સુધીની સઘળી ચેતન અવસ્થા ત્યાં જણાતી. આજે તો એનામાં માનવતાની છોળ ઊડી હતી. જો કે એ છતાં, કયે ક્ષણે એમાંથી ભેંકાર કરતો રાક્ષસ જાગી ઊઠશે એ કહેવું મુશ્કેલ હતું. એના જીવનની એ જ ખાસિયત હતી. એનામાં બે વસ્તુ વસી રહી હતી. થોડીવારમાં જ બર્બરકે ચારે તરફ ફરીને હંસને તૈયાર કર્યો. એક કળ ફેરવી ને એક પાંખ ઊઘડી. બીજી કળ ફેરવી ને બીજી પાંખ પહોળી થઇ ગઈ. વચ્ચે પીઠમાં નાની સરખી બે જણાં બેસી શકે તેવી બેઠક હતી. બર્બરક એમાં બેસી ગયો. તેની પાસે પિંગલિકા ચડી બેઠી.

'પડશે તો નહિ ને ?'

'અરે ! ઘેલી–! હજી તને વિશ્વાસ નથી બેઠો ? આપણે જાણીએ છીએ તે તો કુદરતનો એક પદાર્થ–અંશ પણ નથી. આમ ને આમ સોમનાથ સુધી જવાય !'

'ઓઈ રે મા ! મારે એટલે આઘે નથી જવું. મારી તો છાતી જ ફાટી જાય.'

બર્બરકે એક કળ ફેરવી. હંસના સ્વર જેવો સ્વર થયો. પાંખો ફફડતી લાગી. બન્ને આંખમાં પ્રકાશ પ્રકટ્યો. ધીમા મધુર સોનેરી ઘંટડી જેવો અવાજ થયો. અને એક ક્ષણમાં ધીમે ધીમે હંસ ઊંચે ચડવા લાગ્યો.

જયસિંહ સિદ્ધરાજ એ દૃશ્ય જોઇ જ રહ્યો.

## ૪. ઘર ફૂટયે ઘર જાય

પાછા ફરતાં આખે રસ્તે સિદ્ધરાજના મનમાં ઘડ઼ભાંગ થઈ રહી હતી. આંહીં આ બર્બરક પાસે અનુપમ સિદ્ધિ હતી. બર્બરકની આ સિદ્ધિનો યુદ્ધમાં ઉપયોગ થાય એવી જાણ થતાં તો સોરઠ આખાની પ્રજા — એકપગે મરવા તૈયાર થાય એ ભય હતો. બીજી બાજુ રા'ના ભાણેજ, લોકવાયકા છે તેમ, ફૂટયા હોય તો આટલી આ વસ્તુની જાણ રા'ની સાન ઠેકાણે લાવવામાં સહાયરૂપ થઇ પડે, એમ હતી. કદાચ એ જુદ્ધને ટૂંકાવી નાખે. રા' સોરઠ તજીને જતો રહેતો હોય તો એને આ યુદ્ધનો યશસ્વી અંત માની લેવામાં કાંઈ જ વાંધો ન હતો. રાણકનું પછી થાળે પડી જાશે. પણ રા' માનશે ખરો ? રા'ને પણ વાત તો મળી ગઇ હશે કે માળવા પાટણને દાઢમાં રાખીને બેઠું છે. સાંતૂ મહેતાના સંદેશા ઉપર સંદેશા જેમ .આંહીં આવી રહ્યા હતા, તેમ રા' ને પણ કોઈક સંદેશો મળતો તો હશે નાં ? એટલે હવે રા' માને ખરો ? ન માને તો શું કરવું ? આ યુદ્ધને અધૂરું તજી દેવું એમ ? માળવા—અને પછી તો કર્ણાટક, આબુ, કે ચેદિ કોણ બાકી મૂકે ? ત્યારે શું

કરવું ? સિદ્ધરાજના અંતરમાં ભારે મનોમંથન ચાલી રહ્યું. એણે આ જુદ્ધને કોઈ પણ જોખમે — હવે તો પૂરું જ કરી નાખવાનો સંકલ્પ કરી લીધો. એની પછવાડે પૃથ્વીભટ્ટ આવી રહ્યો હતો. આખે રસ્તે એમાંથી કોઈ હજી કાંઈ બોલ્યા ન હતા. એમણે જે જોયું હતું તે કોઈએ જોયું ન હતું. એ વાત એટલી અદ્‌ભુત જેવી જણાતી હતી કે, હજી એની આશ્ચર્યજનક અસરમાંથી તે મુક્ત થયા ન હતા. કદાચ મુક્ત થવાની ઇચ્છા પણ થતી ન હતી. આકાશમાં માણસ ફરી શકે — કેવળ વીરવિક્રમની વાતમાં એ આવતું હતું. સિદ્ધરાજને એક ક્ષણભર તો ગિરનારનાં ભૈરવી ખડકો ઉપર ઊડતો હંસ દેખાયો. પણ એટલામાં એણે પોતાની પાછળ ચાલ્યા આવતા પૃથ્વીભટ્ટને કૂદકો મારી આઘો કૂદી પડતો સાંભળ્યોઃ 'મહારાજ! મહારાજ! — લાંબા થઈને સૂઇ જાઓ — !'

'અરે! પણ છે શું? પૃથ્વીભટ્ટ! કેમ ઘેલાં કાઢે છે?'

'પ્રભુ! આ તીર આવ્યું — ને બીજું હમણાં જ આવશે. આપણને કોઈએ જોયા લાગે છે! લાંબા થઈને સૂઈ જાઓ!'

'આપણે સોરઠની છાવણી તરફ છીએ?'

'હા, પ્રભુ હા. — લાંબા થઇને સૂઇ જાઓ — હમણાં આવ્યું બતાવું!'

સિદ્ધરાજ લાંબો થઈને સૂઈ ગયો. પણ થોડીવાર સુધી ક્યાંય હિલચાલ સંભળાઈ નહિ. સિદ્ધરાજને શંકા પડી.

'પૃથ્વીભટ્ટ! એ તીર ક્યાં છે? આંહીં લાવ તો મારી પાસે'

પૃથ્વીભટ્ટે જમાનમાં ખૂંચેલું તીર ખેંચી આપ્યું. સિદ્ધરાજે એને બારીકીથી જોવા માંડયું: 'ચકમક છે તારી પાસે ?'

એટલામાં પાસેની પગદંડી ઉપરથી અવાજ આવતો કાને પડયો: 'કોણ અલ્યા ?' પૃથ્વીભટ્ટે આવનારને પડકાર્યો.

'ઈ તો રબારી — બાપુ !'

'કયાં જઈ આવ્યા — ગોકળી ?' સિદ્ધરાજે પૂછયું.

'આ મેળો કરી આવ્યા.'

'ચકમક હોય તો કાઢજો જરા —'

'ચકમક તો હોય, બાપા ! અમારા વરણ પાસે, ચકમક તો હોય, પણ એ સળગાવવા માટે ન હોય !'

'અલ્યા—ચકમક પાડ તો ખરો—હું કહું છું ને !' પૃથ્વીભટ્ટે એને જરાક દબડાવ્યો.

'તું કોણ મોટો કે'વાવાળો ?' રબારી જાત ઉપર ગયો: 'રાજ તો સધરાજેસંગનું છે કે તારું ? ચકમક પાડીને જાવું કયાં ? સામે ખંગાર કાકો ડુંગરે ડુંગરે નિહાળતો ઊભો છે ! સરરર કરતું આવશે—દેવતા ઉપર ! તે દી મને નો વીંધી નાખે નાં ? લડે પાડેપાડા—ને ખો ઝાડનો, તે આનું નામ !'

'અલ્યા પણ, હું કહું છું, ચકમક પાડ તો, આ જરાક જોવું છે.' સિદ્ધરાજને તીરને છેડે કાંઈક બાંધેલું જણાયું.

'પણ તું કોણ જબરો ? સધરાજેસંગ કરતાં તું જબરો ?'

'તને ખબર છે અલ્યા ! તું કોની સાથે વાત કરે

છે ? ભૂતના ભાઇ અમથા કે'વાણા હશો ?' પૃથ્વીભટ્ટ બોલ્યો.

'હવે એમાં શું મોટી ખબરું રાખવીતી ? આ જેવો હું ગાયું ભેંશુંનો ગોકળી છું, એવો આ સામો ગોકળી છે. તું વળી કો'ક રાજનો નોકર હશ. પણ એમ ચકમક પાડીને મારે મોત નથી નોતરવું ! આ ચંદરનું અજવાળું તો છે !'

'તું અલ્યા ! બુડથલ લાગે છે !' પૃથ્વીભટ્ટે કહ્યું; 'મહારાજ જયસિંહદેવ પોતે જ તારી સાથે વાત કરી રહ્યા છે ! જરાક જો તો ખરો.'

'હેં !' રબારી તો રાજાનો ગોકળી વેષ જોઇ જ રહ્યો. 'એક વાંસળી બાકી રહી છે, બાપુ ! બીજું તો ઠીકાઠીક છે !' તેણે રાજાને કહ્યું. એને રાજાની આ વિચિત્રતામાં આનંદ પડ્યો લાગ્યો: 'ચકમક તો છે, બાપુ !' તે બોલ્યો.

'પેલા ઝાડની પછવાડે આવો, ગોકળી—આથ પણ થાય ને ત્યાં પાંદડાં પણ હોય !'

ગોકળીએ ડુંભારણે ચકમક પાડી પાંદડાં સળગાવ્યાં. થોડા તાપ થતાં જ સિદ્ધરાજે તીરને છેડે બાંધેલ વસ્ત્રલેખ છોડી લીધો. તેની નજર તેના અક્ષરો ઉપર ફરી વળી. તે ક્ષણભર સ્તબ્ધ થઇ ગયો. શું હતું— તે પૃથ્વીભટ્ટ સમજ્યો નહિ. પાંદડાં ઠરી જતાં પાછું હતું તેવું અંધારું થઇ ગયું. ગોકળીને રાજાએ સુવર્ણ દ્રમ્મ આપ્યો: 'અલ્યા ! આ લેતો જા—તારું નામ ?'

'વીરો !'

'વીરા ! રા'નું ઘર ફૂટયું છે એ વાત સાચી ?'

'રા'નું ઘર ? ઇ તો, બાપુ ! શી ખબર પડે—? પણ કે'છે ખરા કે મામો ભાણેજ ચડભડયા છે !'

'તને કોણે કહ્યું ?'

'વાની ઊડતી વાતું આવે—કે'વા તો કોણ આવે, બાપુ? અમારું વરણ તો વામાંથી વાતું સાંભળે !'

'ઠીક, જા તું તારે—આ કોઇને કહેતો નહિ હો—' થોડીવારમાં વીરો અદશ્ય થઇ ગયો.

'મહારાજ ! શું છે ?'

'પૃથ્વીભટ્ટ ! આપણે ઝપાટાબંધ છાવણીમાં ચાલો—ત્રિભુવન પણ આવ્યો હશે —!'

રાજા પાસે કાંઇક અગત્યના સમાચાર આવી ચડયા છે એટલું જ પૃથ્વીભટ્ટ સમજી શકયો,

બોલ્યાચાલ્યા વિના બન્ને જણા એકદમ રસ્તો કાપવા માંડયા. રસ્તો તદ્દન નિર્જન એકાંત હતો.

ઘણો લાંબો સમય જતો હોય એમ બન્નેને લાગ્યું. પણ આ જંગલમાં ન બોલવામાં જ સલામતી હતી.

સિદ્ધરાજે જ્યાં કૃપાણને ઊભા રહેવાનું કહ્યું હતું તે રૂખડાનું ઝાડ છેવટે પાસે આવતું લાગ્યું. જયસિંહદેવ ઊભો રહી ગયો.

'પૃથ્વીભટ્ટ ! તારે આજ આખો દિવસ બર્બરકની સખ્ત ચોકી કરવાની છે. જરાક પણ હિલચાલ લાગે તો તરત મને કહેવરાજે. અને રાત્રે આ રૂખડાનું પેલું ઝાડ દેખાય છે,—જો પેલું દૂર રહ્યું—ત્યાં એક પાલખી આવશે. આ બાજુ યુદ્ધના શા રંગ છે ?'

'આંહીં સાવચેત તો બહુ રહેવું પડે તેમ છે. રા'ના સૈનિકો ફરતા જ રહે છે. પણ આપણે જે તીર જોયું—એવો બનાવ તો કયારેક જ બને છે ! રા'ની કોઇ ચોકી

એટલી નજીકમાં નથી. આજ તો કોણ જાણે ક્યાંથી આવી પડ્યું.'

'તું આંહી આવીને ઊભો રહેજે,' રાજાએ તેની વાતને ધ્યાન દીધું નહિ: 'બે પ્રહર રાત્રિ વીત્યે મીનલબા આવશે!'

'પ્રભુ!' પૃથ્વીભટ્ટને એમાં સાહસની અવધિ લાગી.

'પૃથ્વીભટ્ટ! યુદ્ધને મારે ટૂંકાવવું છે—પછી આ માર્ગે કે તે માર્ગે. તું મેં કહ્યું તે પ્રમાણે આંહી ઊભો રહેજે! હવે જા—તું તારે.'

પૃથ્વીભટ્ટ નમીને ચાલતો થયો.

પણ આખે રસ્તે એના મનમાં પેલા તીરના વિચાર આવ્યા કરતા હતા. એ કોણે ફેંક્યું હશે?—રા'ની કોઈ ચોકી નજીકમાં તો ન હતી. મહારાજે એના વિષે કાંઈ જ કહ્યું નહિ—એ શું? શા માટે ફેંકાયું હશે? કોઈ જાણભેદુ હશે? મહારાજને કાંઈ સંકેત મળ્યો હશે? પણ પૃથ્વીભટ્ટને એનો ભેદ જડ્યો નહિ.

એણે એનો ભેદ મેળવવા માટે પાછા ફરતાં દરેકે દરેક વસ્તુ ઉપર નજર રાખવાનો વિચાર કર્યો—વખત છે ને ભેદ મળી આવે!

## ૫. જૂનાગઢનાં આંતરિક દૃશ્યો

જે તીર જોઇને જયસિંહદેવ મહારાજ સ્તબ્ધ થઇ ગયા હતા તે કોઇ સામાન્ય તીર ન હતું. કોઈ કે જાણી જોઇને, જયસિંહદેવ આ રસ્તે છે એ કળ્યા પછી એ ફેંક્યું હોય તેમ જણાતું હતું. એનો ઇતિહાસ જાણવાને જૂનોગઢના અંતરંગમાં પ્રવેશ કરવો પડે.

જૂનોગઢની અટંકી ડુંગરમાળાએ પદૃણીઓના દાંત ખાટા કરી નાખ્યા હતા—એમાં જેટલો કુદરતનો, એટલો જ માણસનો પણ હિસ્સો હતો. એ દુર્ગની રચના જ અનોખા પ્રકારની હતી. એનો કિલ્લો સીધા કરાડ જેવા ભયંકર ખડકો ઉપર ઊભો હતો. એને કોઇ પણ બાજુથી પહોંચવું મુશ્કેલ હતું. એમાં પછી આ ખડકોને ફરતી પાણીની ઊંડી પહોળી ખાઇ હતી. ખાઇને ફરતું વિસ્તીર્ણ જંગલ હતું. અને જંગલને ફરતો, કૃત્રિમ પાણીપ્રવાહથી બનાવેલો ચીકણો કર્દમ હતો. મહારાજ સિદ્ધરાજનું ગજદળ આમાં ક્યાંય ખપ આવે તેમ ન હતું. અનેક મદોન્મત્ત ગજરાજો ગિરનારની ડુંગરમાળા સામે ડોલતા ઊભા રહી ગયા હતા—પણ જ્યાં દુર્ગની જંગલકિલ્લેબંધીમાં જ યુદ્ધ ગૂંચવાઇ

ગયું હતું, ત્યાં હજી દરવાજો તોડવાની વાત તો આકાશી સ્વપ્ના જેવી જણાતી હતી ! માલવા, ચેદિ અને કર્ણાટક જેવાં મહાન રાજ્યોને હંફાવનારું સોલંકીઓનું ગજસેન આંહીં ઊભું વાહર ખાતું હતું ! કુદરત જ વિરુદ્ધ હતી. રા'નો કિલ્લો હજી સુધી તો અણનમ રહ્યો હતો.

કુદરતની આ કરામતને રા' ખેંગાર જેવા રણરંગી પુરુષનો સાથ મળી ગયો, એટલે પછી પૂછવું જ શું ? તમામે તમામ ભીષણ ડુંગરમાળાઓ સજીવન બની ગઈ હતી. આસપાસની હરેકે હરેક નાનીમોટી ટેકરી ઉપર રા'નો રાતદિવસનો ખડેપગે ચોકીદાર ઊભો રહી ગયો હતો. મેદાની જંગલમાંથી એક જરાક જેટલી સોલંકી નિશાની બહાર આવે, કે ચારે તરફથી તીરનો જાણે વરસાદ વરસી પડતો. અંધારઘેરી રાતમાં કોઈ નવું તાપણું દૃષ્ટિગોચર થાય કે તરત એના ઉપર ગોફણિયા પડવા માંડે ! સોલંકીઓ જંગલોમાં છાવણી નાખી પડ્યા હતા, સોરઠીઓ ડુંગરે ડુંગરો સાચવતા બેઠા હતા. વારંવાર યુદ્ધ થતાં. બેચાર છાવણી આમ તેમ ફરતી — પણ જીવ જેવું કોઈ મહાન યુદ્ધ હજી ખેલાયું ન હતું. રા' ખેંગારે ડુંગરમાળાઓને જેવી સજીવન કરી મૂકી હતી, તેવી જ સજીવન તમામે તમામ પગદંડી પણ કરી દીધી હતી.

કિલ્લા બહાર આવો કડક બંદોબસ્ત હતો તો અંદર પણ એટલી જ કડક વ્યવસ્થા હતી.

પાણી અને અનાજના ભંડાર ભરી દીધા હતા. નવઘણ કૂવામાંથી ખેંચવાવાળા થાકે — પણ પાણીનો કોઈ તાગ જ ન મળે. જાણે પાતાળ ફોડીને પાણીની સેર કાઢી

હોય ! અડી અને કડી એ બન્ને વાવોમાં પણ અખૂટ પાણી હતાં. એટલે સોલંકીઓની અખંડ ચોકી છતાં જૂનોગઢમાં કોઈ વસ્તુની ઊણપ હજી સુધી દેખાતી ન હતી. એ ઊણપ આવે — ત્યાં સુધી રાહ જોતાં તો જુવાનો વૃદ્ધ થાય ને વૃદ્ધો દામોદર કુંડમાં દેખાય !

દેશ આખામાં રા'ની અણનમ નામનાનો ધ્વજ ફરકી રહ્યો. એને નામે નાનામોટા તમામ સૈનિકો ખપી જવામાં ગૌરવ લેતા થઈ ગયા. એમાં જ્યારે ખબર પડી કે, સિદ્ધરાજ તો બર્બરકની મદદે જુદ્ધ જીતવા માગે છે, ત્યારે તો તમામની નસેનસમાં પાટણના રાજાની નામર્દી પ્રત્યે એક પ્રકારની ઠંડી ઉપેક્ષા વસી ગઈ ! આવતા ખગ્રાસ વખતે રા' સોમનાથમાં સમુદ્રસ્નાન કરવા ન જાય, તો દેશ ઉપર ભારે વિપત્તિ આવી પડે, એ સમાચારે પણ ખળભળાટ મચાવ્યો હતો.

રા' ખેંગાર રાત ને દિવસ ઘોડાની પીઠ ઉપર રહેતો, તો રાણકદેવી જ્યારથી જૂનાગઢમાં આવી હતી, ત્યારથી નારીજગતની સૂરત પણ ફરી ગઇ હતી. ઢાલો ચકચકિત થયા કરતી. તલવારો સરાણે ચડયા કરતી. બખ્તરોની સાંકળીઓ સંધાયા કરતી. આખો દિવસ હજારો નારીઓના વૃંદગીતો વચ્ચે રણક્ષેત્રની તૈયારીઓ ચાલ્યા કરતી. કયાંય ઘાયલની પાટાપિંડી થતી. કયાંય મરેલા સૈનિકોનાં બાળકોને દેવી પોતે સોડમાં છુપાવી મોંમાં સુખડી આપતી. કયાંક વિધવા નારીનાં આંસુને વીરત્વની વાણીથી અદૃશ્ય કરી દેવાતાં. કોઇ ઠેકાણે ચોકીદારોની સ્ત્રીઓને કોઠારનું અનાજ સંભાળવા આજ્ઞા થતી. જૂનોગઢ આવું જુદ્ધનું

નગર બની ગયું હતું. ઉપલાદુર્ગની ડુંગરમાલામાંથી ક્ષણે ક્ષણે 'જય સોમનાથ'ના પડઘા ઊઠતા. એક પણ માનવીના અંતરમાં નમવાની વાત પ્રવેશી ન હતી. ક્યાંય કોઈ ડગતું ન હતું. સિદ્ધરાજ પાછો ફરે — તો એને નળબાવળીનાં ઊંડાં જળમાં રોકી દેવાની ઉત્સાહવાણી હવામાં ગુંજી રહી હતી. પણ આ વજ્જર કિલામાં એક કાચી કાંકરી જણાતી હતી.

રા'ની એક બહેન હતી. લીલીદેવી એનું નામ. દેશળ અને વિશળ જેવાં નરરત્નોને એણે જન્મ આપ્યો હતો. લીલીદેવીની માન્યતા હતી કે ભાઈ, રાણકદેવીને તો લાવ્યો, પણ એને આંહીં સૌ સગાંવહાલાંમાં ભાઈભાંડુંમાં ને રા'ના તમામ કુટુંબકબીલામાં મોટી બનાવવાનું કામ તો પોતે કર્યું હતું. પોતે ન હોત તો રાણકને નાહી નાખવું પડત! ખેંગાર તો જયદેવનું નાક કાપી આવ્યો. પણ પછી એને આંહીં રાજરાણી તરીકે સ્થાપવામાં તો પોતે જ ભાગ ભજવ્યો. પોતે ન હોય તો રાયઘણ, શેરઘણ, ચંદ્રચૂડ કોઈ ખેંગારનું નેતૃત્વ શેના સ્વીકારે? રાજમાતા મરણ પામ્યાં પછી તો સૌ કુટુંબકબીલાને ભેગા રાખવાનું કામ પોતે જ કર્યું હતું. લીલાદેવી માનતાં કે એના બન્ને છોકરા — દેશળ ને વિશળ — પણ બહાદુર હતા. ખરી રીતે એ મૂરખ હતા. પણ એમની માન્યતા સાથે જેનો મેળ ન મળતો, એ લીલીદેવીના દુશ્મન થઈ જતા. એવા દુશ્મનને જડમૂળથી ઉખેડી નાખવામાં રા'ના લોહીનો મહિમા રહ્યો છે, એમ લીલીદેવી દૃઢ રીતે માનતાં. ને સૌને કહેતાં કે મારી સાથે આખડવાથી કોઈને કાંઈ કાંદો મળ્યો નથી, ને મળવાનો પણ નથી.

અમારો રા' નો તો આખો વેશો જ એવો. વરસે તો હીરા—મોતી વરસેઃ વણસે તો જડમૂળથી કાઢી નાખ્યે જ જંપે. લીલીદેવીને કોઇ બહુ વતાવતું નહિ — એટલે એ પોતાની એકાકી ગૌરવગાથામાં મગ્ન રહેતાં.

લીલીદેવીને જોઇએ તેટલું મહત્ત્વ મળ્યું હતું એટલે ગાડું તો ગબડયા કરતું હતું. પણ લીલીદેવી માનતાં કે એમના બન્ને બહાદુર છોકરાઓ જ ગઢ જાળવી રહ્યા હતા— અને બીજા કોઇનામાં જોઇએ એટલી આવડત ન હતી, નહિતર એ બન્ને તો જયસિંહના લશ્કરને પણ તગડી કાઢે એવા હતા! એમની આ માન્યતા ખોટી હતી એમ જો કોઇ કહેતું તો એમને ખોટું લાગતું — એટલે ધીરે ધીરે દેહુભા ને વિહુભા — લીલીદેવીને મન જૂનોગઢના સ્તંભ થઇ પડયા. દેહુભા હોય નહિ — ને ઉપરદુર્ગ ટકે નહિ. વિહુભા હોય નહિ — ને રા' ખેંગાર ટકે નહિ. એમના આ બન્ને છોકરા — દેહુભા ને વિહુભા—નાનકડા હતા ત્યારથી જ આ મોટાઇની આગાહી આપી રહ્યા હતા. બીજાને એ સૂઝયું કે નહિ તે કોણ જાણે, પણ લીલીબાને પોતાને તો દીવા જેવું ચોખ્ખું દેખાયું હતું. આ કહેતલ ઘેલા પણ સુણતલ બી ઘેલા જેવી વાત સાંભળતાં, સાંભળનાર થાકે તો ભલે, લીલીબા કહેતાં થાકે એ બનતું નહિ. બન્ને નાના હતા ત્યારથી જ એક ગધેડાને પૂંછડે દોરડું બાંધી બીજું ગધેડું બીજે છેડે બાંધતા — ને હોલાને કાંકરી મારીને ઉડાડી શકતા. જ્યાં દેહુભાનો પગ પડે ત્યાં વિહુભાનો પડયો જ હોય. લીલીબાની આ રામ-લખમણની જોડીનો આખો સળંગ ઇતિહાસ સાંભળનારો કોઇ રસિયો જીવ હજી સુધી તો જૂનોગઢમાં પાકયો ન

હતો — પણ આ દેશળ ને વિશળની કથા ગામડામાં પણ જ્યાં સંભળાતી ત્યાંય હાસ્ય પ્રેરતી !

લીલીબાના આ દેશળ વિશળની જુગલ જોડલી જે દી દીનોનાથ સાવ નવરો હશે તે દી ઘડાઇ હશે. જે દી ભગવાન સોમનાથે એ જોડી ઘડી, તે દિવસે પછી એણે બીજું કાંઈ કામ કર્યું નહિ હોય ! એ બન્ને જણા પણ લીલીબાની પેઠે માનતા — કે જૂનોગઢ એમણે ટકાવ્યું છે. દેશુભા વિશુભાને મોટા ગણતા, ને વિશુભા દેશુભાને મોટા માનતાઃ બાકી, એ બન્ને સરખા હતાઃ વયમાં તેમજ મૂરખાઇમાં.

આ જૂનોગઢને ટકાવવાનો એટલો બધો ભાર દેશુભા ઉપર હતો કે જરાક જીવને ચેનમાં રાખવા માટે એ રાતે મદ્ય લેતો. ને મોટાભાઈના પગમાં પગ મૂકવા માટે વિશળ એમાં સાથ દેતો. બન્નેને લાગ્યું હતું કે — મદ્ય વિના તો એ મુડદાં થઇ જવાના — જીવસાટે દિવસે કામ કરવાનું ને રાત્રે મદ્ય પીવાનું.

દેહુભા વિહુભાને કહેતા કેઃ 'નાના ! તારા ઉપર ગજબનો કામનો માર છે — એક આંગળું વધારે લે, ઠીક રહેશે !'

વિહુભા દેહુભાને કહેતાઃ 'મોટાભાઈ ! હું તો ઠીક રા'ને જાળવું છું પણ તમે તો જૂનોગઢ આખું જાળવ્યું છે — મારા સમ જો, આટલું વધારે ન લ્યો તો !'

ને એમ ને એમ દેહુભા ને વિહુભા મોડે સુધી પોતપોતાની અનોખી સ્વપ્નસૃષ્ટિના સ્વામી બનીને આનંદ લૂટતા !

લીલીબા કહેતાં: 'છોકરાવ,' બચારા જીવ !' કરે

શું ? આખા રાજની માથે પડી છે. બેય જણા છે તો ભાર ખેંચે છે. જશમાં તો જે મળે તે — પણ આ આટલું પીણું હાલવા દે તોય ઘણું !'

એમનું એ પીણું કોઇ અટકાવત તો નહિ, પણ એક દી હેડુભાને વિચાર થયો કે, જૂનોગઢની કાળવા દરવાજાની ચોકીના રાસડા જોવા. ત્યાં આજ મામી પોતે ઘૂમે છે !

વિહુભાને તો મોટાભાઈની વાતની કે દી ના હતી ?

ઊપડયા બન્ને ચકળવકળ તો હતા. ને એમાં આજ નગર આખાનું નારીવૃંદ ત્યાં ટોળે મળ્યું હતું. ગમે તે ક્ષણે હવે સોલંકી સૈન્યનો એક જબરજસ્ત હુમલો થશે એ વાત હવામાં ઘૂમતી થઈ હતી. ઘેરઘેરથી માણસો હથિયાર લઇને બહાર પડે — તો જ હાથોહાથની લડાઈમાં સોલંકીઓને હંફાવી શકાય. રાત્રે, એટલા માટે, નારીવૃંદ રૂંવાડાં ઊભાં કરી દે એવી વીરરસની ગરબાતાળી મચાવવા ઘૂમી રહેતું. રાણકદેવી પોતે પણ એમાં કયારેક ઘૂમતી. આજે મહાકાલિના દરવાજા પાસે રાણકદેવી આવવાની છે એ વાતથી નગર આખું ત્યાં ઊલટયું હતું.

હેડુભા ને વિહુભા પાસે આવતાં એમણે માણસોની ત્યાં ઠઠ જામેલી જોઇ. ડુંગર ડુંગર પડઘા પાડતો ઘૂમનારીનો કંઠ—અનેક નારીઓએ ઝીલી લીધો હતો અને હવામાંથી વીરરસની જાણે હેલી આવતી હોય એમ તાળીઓના રમઝટી પડછંદા ઊઠતા હતા. મિઠ્ઠી વીરરસભરી પુરુષાતનને પડકારનારી સ્વરાવલિ આવી રહી હતીઃ

'હાક પડી વીરનર જાગજો રે . . .
સજી શરા હથિયાર, સજી શૂરા હથિયાર . . .

રણુનાં રણુશીંગાં વાગિયાં.
હાં રે સજી શૂરા હથિયાર,
રણુનાં રણુશીંગાં વાગિયાં.'

હવામાંથી આવતો સ્વર દેહુભા સાંભળી રહ્યો. 'વિહુભા! સાંભળો તો.' વિહુભાએ કાન દીધાઃ

'ખેલે ખાંડાના ખેલ,
ખેલે ખાંડાના ખેલ,
રણુનાં રણુશીંગાં વાગિયાં!'

'મામીએ ઉપાડચો લાગે છે!' દેહુભા બોલ્યો.

બન્ને જણા ઝપાટાબંધ કાલિકા દરવાજા પાસે પહોંચી જવા માટે આગળ વધ્યા.

મોડેથી જ્યારે બધા વેરાવા માંડચા ને રાણકદેવીની પાલખી—ને એકાદ બે જણ બાકી રહ્યાં, ત્યાં સુધીમાં તો દેશળ ને વિશળ ભાન ભૂલી અવસ્થામાં આવી પડચા હતા. 'દેહુભા! માએ કહ્યું ઈ સાચું છે હો—મામી તો મામી છે!' પોતે કયાં બેઠા છે એ જોયા વિના બન્ને વાતોએ ચડચા.

'વિહુભા! મામી તો મામી છે-પણ મામીને પડખે ઘૂમતી'તી ઈ જોઈ–? પેલી વાણિયણ–શું મારી સાળીનું નામ છે..'

'રૂપલી!'

'હવે જા રે–માળા! એવું રબારા જેવું નામ વાણિ-યણનું હોય? અરે...એ...કહું હમણાં... દેહુભાની જીભ લથડતી હતી. 'ઈનું નામ છે...લલિતા...ના, ના, સોનલદે, ના ના, રૂપલદે...એ કહું, વિહુભા કહું...

ઈનું નામ છે ચંદરલેખા !'

એટલામાં તો એક નારી ત્યાંથી નીકળી. પોતાનું જ નામ સાંભળતાં એક ક્ષણભર એ થોભી ગઈ. એના ચહેરા ઉપર અગ્નિની ઝાળ જેવો કોપ પ્રકટ્યો. પાછળ જ રાણકદેની પાલખી આવી રહી હતી : આગળ ચાલતો મશાલચી ખમચાયો. રાણકદેની દૃષ્ટિ ચંદ્રલેખા ઉપર પડી:

'કેમ ? શું છે...? કેમ અટકી ગઈ, દીકરી ? છે કાંઈ ?'

'કાંઈ નથી...' ચંદ્રલેખાએ પ્રત્યુત્તર વાળ્યો: 'મા કાલકાનો ચોક છે—એટલું ધ્યાન રહેતું હોય. જે દી ચોસઠ ભુજાળી કોપી, તે દી કેંક ગિરનારી કિલ્લા ભોંભેગા થઈ જાશે ! કોણ છે આંહીં ?'

રાણકદેવીએ ડોકું બહાર કાઢ્યું: દેશળ ને વિશળ બે જણાને બેઠેલા દીઠા. દેશળે જરાક હાથ લાંબો કર્યો. વિશળ બોલી ઊઠ્યો: 'મામી—મામી ! ઈ...આ...જરાક ચંદરલેખાને દેહુભા પાસે મોકલો તો !'

'અરે ! આ તો દેશુભા ને વિશુભા ! આવી રીતે આંહીં ક્યાંથી ? બેટા ! તું તારે જા...એમનું ભાન ઠેકાણે નથી !'

'હા. . .હા. . .હવે તો રા'ના કટંબી ઈ જ કરશે નાં. . . ? મદ્ય પીશે ને વહુ દીકરીયું ઉપર નજર માંડશે. . . તો હવે રા'પણું થઈ રહ્યું !' એક વૃદ્ધ જેવો શેઠિયો ધીમે ધીમે પાછળ આવી રહ્યો હતો તે સાંભળતાં જ બોલી ઊઠ્યો.

રાણકદેવીએ એનો અવાજ ઓળખ્યો. હાથ જોડ્યા: 'મહાજન ! હું પણ આંહીં જ હતી. . .એ કેમ ભૂલો છો ? અલ્યા કોણ છે ત્યાં ?'

'મામી ! ઈ તો દેહુભા છે !' વિશળ બોલ્યો.

'મામા ! ઈ તો વિહુભા છે !' દેશળે કહ્યું.

'મામી !. . દેહુભા તો તમને રૂપાળાં માને છે. . .!'

'લ્યો. . .બાપ ! માથે કટક ગાજે છે, ને આ રા'ની રીત. . .બેટા ! તું મારી સાથે જ ચાલ. રા'ની રીત હવે મરી પરવારી !'

પેલા વૃદ્ધ શેઠ ચાલી નીકળ્યા.

રાણકદેવીના જવાબમાં બેત્રણ જોદ્ધાઓ આ તરફ દોડતા આવી પહોંચ્યા હતા : 'અલ્યા કોણ છે ? વીરમ ! તું છો કે ? આ દેહુભાને—ને વિહુભાને પકડો—બેયને અત્યારે જ હેડમાં પૂરી દ્યો. . .! આ શું ? આંધી તો ઘેરઘેરથી નારી આવે છે. પૂરી દ્યો—એમને—અત્યારે. વીરમ !'

વીરમ આગળ વધ્યો. એટલામાં એને કાને પડકાર આવ્યો : 'ખબરદાર, એમનો એક વાળ વાંકો થયો છે તો ? કોણ છે ઈ એવો બે માથાળો ? એ કોણ છે ખબર છે ? એ રા'ના વંશવેલાના છે— કોણે એને પકડવાનું કહ્યું છે ?' લીલીબાને અચાનક આવેલાં જોઈને વીરમ થોભી ગયો. તેને શું કરવું એ એક ક્ષણ સૂઝયું નહિ. તે બે હાથ જોડીને રાણકદેવી તરફ જોઈ રહ્યો.

'બા ! એમણે શેઠની દીકરીનું અપમાન કર્યું છે— ચંદ્રલેખાનું !' રાણકે કહ્યું.

'કોણે દેહુભાએ ?'

'બે ય જણાએ. મદ્ય પીધો લાગે છે !'

'મદ્ય તો લેવો પડે. . .ભાભી ! તમને પાલખીમાં

બેઠાં બધાં સપનાં આવે છે,' લીલીબાનો અવાજ કટાક્ષ-મય હતો : 'એ બચારાને માથે માથું ક્યાં છે? તમારા સાટુ થઇને લીલાં વઢાવે એનો આ બદલો એમ નાં? દેહુભા. . .હાલો ઘેર હાલો. . .!'

'પણ બા. . .! આપણે રા'ને. . .'

'રા' તમારો તો ધણી છે, પણ મારો તો ભાઈ છે હો,' લીલીબાએ તો આડેધડ વાત વહેતી મૂકી. 'તમે એને જોયો — જુવાન થયો ત્યારે. મેં તો જોયો છે આવડોક હતો ત્યારે! ખેંગાર તો રૂપે મઢી નારી દેખે — એટલે પછી એ બદામનો! એમાં ઈને શું પૂછવું'તું? તમે કહેશો કે ચાંદો કાળો છે તો ખેંગાર કહેશે હા, કાળો ધબ છે!'

પડખેની શેરીમાંથી કોઈકનાં પગલાં સંભળાયાં : ને તરત પાછળથી અવાજ આવ્યો : 'અલ્યા! કોણ ત્યાં મશાલ લઈને ઊભું છે? ખબર નથી — માથે કોનું વેર ગાજે છે? કોણ છે એ?' રા'નો પોતાનો અવાજ સાંભળતાં એક ઘડીભર તો સૌ સ્તબ્ધ થઈ ગયાં : 'કોણ? લીલીબા છે?' રા'એ અવાજ ઓળખી કાઢ્યો હતો : 'અને આ કોણ? દે? હજી તમે ઘૂમો છો? આંહીં કેમ થોભી ગયાં?'

'આ. . .જરાક લીલીબાને દીઠાં. . .'

'ઈ'મ મોળું કેમ બોલ્યાં, ભાભી? સાચી વાત કરોને!'

'શું છે, દે? આ કોણ બે જણ આંહીં બેઠા છે? દેહુભા છે? ને આ કોણ? વિહૂભા! વીરમ! કેમ તું ત્યાં ઊભો છે?'

'દેવીનો હુકમ છે!' વીરમ બોલ્યો.

'શો?'

'કોણ રૂપાળું, વિહુભા? મામો કે ચંદરલેખા?' દેહુભાનું થોથરાતું લવન રા'ને કાને પડ્યું. રા' ચમકી ગયો: એ વાત કળી ગયો. 'લીલી!' રા'નો અવાજ ફરી ગયો: 'મેં આ વાત બહુ વખત સહી લીધી છે. હવે નહિ સહું હો! પેલી ઉપરદુર્ગની ભૈરવ બારી તેં જોઈ છે નાં?'

'હા, ભાઈ! કેમ જોઈ નથી? તેં જોઈ છે ને મેં પણ જોઈ છે!' લીલીબાનો જવાબ તોછડો હતો.

'તો આ તારાં બેય રતનને ઘેર સાચવતી જા. નીકર હું ભૈરવ બારીએથી બેયને હેઠે ફંગોળી દેશ!'

'તુંય જાદવકુળનો છો નાં, ભાઈ! એમાં ભાણેજે મામાને માર્યો 'તો. આમાં મામો ભાણેજને મારે છે!'

'પણ તંઈ એને ઘેર રે'વા દો!'

'ઘેર નાં? ઘેર પણ રે'શે એમાં શું? પછી ગઢ, ખંગારજી! તમે સાચવી રહ્યા! દેહુભા છે, વિહુભા છે, ઇ તો કટંબી જ કટંબીનું કાપે—બાકી, રાતદીની મે'નત ઉપર બે પાવળાં પાણી લ્યે—એય તમારી આંખે ચડે છે એમ? ઘેર તો બેય રે'શે, લ્યો, પણ પછી જુદ્ધ આકરું પડશે, ભા! ભાભી કરતાં ભાઇ ચડ્યા—ભાભીએ તો હેડમાં પૂરવાનું કહ્યું'તું. ભાઇએ તો ફંગોળી દેવાની વાત કરી. દેહુભા—ઘેર હાલો, બેટા! આપણે કરમમાં જશરેખા નથી! તારો બાપ રા'ના જુદ્ધમાં મર્યો—આજ એનો બદલો રા' આપણને આપે છે, હાલો, હેડમાં નથી પુરાવું!'

'તમે—દે! હેડનું કહ્યું છે?'

'રા' મારા! આ કોટકિલ્લો ત્યાં સુધી નભશે—જ્યાં સુધી ચોસઠભુજાળીનું માન રે'શે. દેહુભાએ કોકની દીકરી સામે આંગળી ચીંધી—એ દીકરી કોકની નહિ, આપણી હતી!'

'ભાભી! તમને બોલવાની ફાવટ તો ઠીક છે હો—'

'લીલી!' રા'એ કરડાકીથી કહ્યું: 'તું બોલતી બંધ થા—'

'નહિતર?'

'તમે હવે જાવ—દે! મેં હમણાં જ નગરશેઠને રસ્તામાં જતા જોયા—મને દેખીને કોઈ દિવસ નહિ ને આજે એ આડું જોઇ ગયા. એનો ભેદ હવે સમજાયો. વીરમ! દેશળ વિશળને હેડમાં પૂરી દ્યો!'

'ખબરદાર! અલ્યા—'

'વીરમ! હું કહું છું તેમ કરો—પાલખી ઉપાડો અલ્યા—!' દેની પાલખી ઊપડી ગઈ: રા'એ લીલી સામે જોયું: 'લીલી! કાં તું નહિ—કાં તારાં છોકરાં નહિ. મારે રા'પણું ખોવું નથી. વીરમ! એ બન્નેને અલ્યા! હેડમાં લઇ જા—ને માથે પાણીનો હાંડો રેડ. જા—'

'ખેંગારજી! રાજ ખોઇ બેસશો હો. મેં પણ રા'ના ગોળાનું પાણી પીધું છે. એક વખત વિચાર કરી જુઓ. તમને આ રૂપાળી, બેય જણાએ પાટણ જઈ ને લાવી આપી—તો આજ આ સમો આવ્યો!' લીલીબાનો સીનો ને સ્વર બન્ને ફરી ગયા.

'લીલીબા! તમારે બે દીકરા જાળવવા છે. મારે તો

મા કાલકાની સોંપેલી હજારું દીકરીયું જાળવવી છે. જે દી જાળવવાની તાકાત નહિ હોય નાં, તે દી પછી આનાં દાતરડાં કરીને ખડ વાઢવા બેસીશ જા ' ! રા'એ પોતાની સમશેર ઉપર હાથ મૂક્યોઃ ' રાણુંગ ! લીલીબાને ઘેર પહોંચાડી આવો—મફતની વાત વધી જાશે ! '

' મારે કોઈનું કામ નથી, ખંગારજી ! હું મારો રસ્તો કરી લે'શ ! ' લીલીબા અણનમ રહીને ચાલી નીકળી. જતાં જતાં તેણે ઘા કર્યોઃ ' ભાણેજને હેડમાં પૂરીને—બહેનને મનાવવા નીકળ્યા છે ભાઈ ! '

ત્યાર પછી તો લીલીબા અદૃશ્ય જ થઈ ગઈ. ક્યાં ગઈ એ પત્તો ન લાગ્યો. કેવી રીતે ગઈ એ પણ ખબર ન મળી. જૂનોગઢમાં જ ક્યાંક છુપાઈ રહી હોય, કે ગમે તેમ, પણ એ ગઈ એ ગઈ. રા'ને એ સંદેશો મળ્યો, ત્યારે દેશળ ને વિશળ એ સંદેશો આપનારની પાછળ જ ઊભા હતાઃ દેશળ એ સાંભળીને બોલ્યોઃ

' મામા ! અમારાં માથાં તો આંહીં જ પડશે—મા ભલે અદૃશ્ય થઈ જાય—કે એને ઠીક પડે તે કરે ! '

વિશુભા બોલ્યોઃ ' મામા ! અમે માથાં આંહીં જ રાખ્યાં છે, જ્યારે ખપ પડે ત્યારે માગજો ! '

રા'ને લીલી ગઈ એ વસ્તુ ખટકતી હતી. એટલે આ બન્નેને તો હવે સાચવવાના જ હતા. એ કાંઈ બોલ્યો નહિ. પણ રાણુંગને પછીથી કહ્યુંઃ ' રાણુંગ ! આ બેયને સાચવજો ! હવે એ બેય ભોણુમાં બેઠેલ ભોરંગ જેવા છે ! એમને બહાર જવા દેવાય તેમ નથી, ને ઘરમાં રાખવા પણ પોસાય તેમ નથી ! અને લીલીનો પત્તો પણ મેળવજો. ભલું હશે

તો જૂનાગઢમાં જ ક્યાંક ભોંયરામાં બેઠી હશે. એ હાથ આવે તો આ બેય રતન પાછાં એને છાંપી દેવાં છે. પણ ત્યાં સુધી એમને નજરમાં રાખજો. માન એમનું જાળવજો— પણ હવે એનાથી ચેતતા રે'જો.'

અને એ જ સમે દેશુભા વિશુભાને કહી રહ્યો હતો: 'વિશુભા! હવે એક વાતનું ધ્યાન રાખજો. મા રસ્તો માપી ગયાં, એટલે બધા ચેતી ગયા છે. કોઇ રસ્તે એક ચકલુંય ફરકી શકશે નહિ. આપણે ચોવીશે પહોર જાગ્રત રહો. સિદ્ધરાજને દેખવો કે તીરે દેવો!'

'તીરે દેવો, દેશુભા?'

'તું તારે તીર ફેંકજે ને—એને વાગે નહિ—ને આપણું કામ થાય. આટલું ચબરખું ભેગું બાંધી રાખવું. લાગે તો તીર..!' દેશુભાએ એક નાનકડો વસ્ત્રલેખ વિશુભાને આપ્યો.

## ૧. ઝાંઝણે વાત મેળવી.

કૈલાસરાશિ સામે પરશુરામે ખામોશ પકડી હતી તે વાત આગળ આવી ગઈ. એ ફરતાં પાછા ફરતાં આખે રસ્તે પરશુરામને એના જ વિચારો આવ્યા કર્યાં. વહેલી પ્રભાતે તે જ્યારે છાવણીમાં આવી પહોંચ્યો ત્યારે પણ હજી તે સોમનાથની અસરમાંથી તદ્દન મુક્ત થયો ન હતો. એને પોતાના મનમાં સોએ સો ટકા ખાતરી હતી કે એ નારી પાસે અમૂલ્ય માહિતી હોવી જોઈએ. કોઇ પણ સોલંકી સૈનિકને હાથે સોમનાથની જરા જેટલી મર્યાદાનો ભંગ અત્યારે થાય, તો એ વાત જુદું જ રૂપ પકડે; એવી લોકવાયકા ઊડે તો સોરઠ આખાની પ્રજા હાલકડોલક થઈ જાય; એટલે એણે કૈલાસરાશિને તે વખતે વધારે કાંઈ ન કહેતાં ચાલતી પકડી હતી, પણ એનું અશાંત મન હજાર જાતના ઘોડા ઘડી રહ્યું હતું. એક પળે તો એને એવો વિચાર પણ આવ્યો કે જે થાય તે — પણ થોડું સેન લઇ પાછું સોમનાથ તરફ ઊપડવું–કોઈને કહ્યા વિના, ને એ નારીને હાથ કરવી. છાવણીમાં આવ્યો ત્યારે એ સાહસિક વિચાર એના મગજમાંથી છેક ચાલ્યો ગયો ન હતો.

મહારાજ જયસિંહદેવે એને સોરઠી જુદ્ધ સોંપ્યું હતું. એનો અંતિમ વિજય જો એ પોતે જ મેળવે, તો મહારાજને એના ઉપર વધારે શ્રદ્ધા બેસે. આટલી નાની વયમાં આ પદ મળતાં કુદરતી રીતે જ એની મહત્ત્વાકાંક્ષા જાગી ઊઠી હતી. એને પણ ગુજરાતના મહાઅમાત્ય થવાના કોડ હતા. એથી આગળ વધીને એને તો ભારતવર્ષમાં પોતાનું નામ કાઢવું હતું. પણ હવે દંડનાયક ત્રિભુવનપાલ આ જુદ્ધ માટે આવી રહ્યો હતો. પરમાર જગદેવ પણ ખગ્રાસી ચંદ્રગ્રહણ પછી આવવાનો હતો. પરશુરામને એ રુચ્યું ન હતું. એણે મહાઅમાત્યને એ વાત કરી પણ હતી. પણ જવાબમાં એક મુરબ્બીવટભરેલા હાસ્યનો પડઘો જ માત્ર સંભળાયો હતો. એ હાસ્યનો કોઈ પણ અર્થ હજી પરશુરામ પામી શક્યો ન હતો. એટલે પોતાની આ વાત કોઈને ન કહેવામાં પરશુરામને સલામતી લાગી: મુંજાલ મહેતાને પણ કહેવાની જરૂર ન પડે તો ન જ કહેવી. પોતે જૂનોગઢી દુર્ગની જરા જેટલી પણ માહિતી મેળવી શકે,—તો વિજય હાથવેંતમાં જ હતો. પરશુરામની કલ્પના ઉત્તેજિત થઈ. એમ થાય તો સોરઠી સેનનો વિજયી સેનાપતિ, સમુદ્રગુપ્તના મહામંત્રી હરિષેણની પેઠે, ગુજરાતના ગજેન્દ્રોને કાવેરી-ગંગાનાં નીરમાં સ્નાન કરાવે! પરશુરામને તો એ જીવન-સ્વપ્ન સિદ્ધ કરવાની તાલાવેલી હતી.

કારણ કે પરશુરામ જુવાન હતો, તરંગી હતો, મહત્ત્વાકાંક્ષી હતો. ઉત્સાહે અને અધીરાઈએ એને નિખાલસ બનાવ્યો હતો. બિનઅનુભવે એનામાં આશાવાદ સીંચ્યો હતો. જાતવિશ્વાસે એ જગતને નાનું ગણતો થયો હતો. મુંજાલ

મહેતામાં પણ એને ઘણી વખત સાહસની ખામી જણાતી —મંત્રીશ્વર સમર્થ સેનાપતિના રણયશને બદલે મહાચાણક્યનો યુક્તિપ્રયુક્તિવાદ અપનાવતો લાગતો. જુવાન પરશુરામને થયું, કે મુંજાલ પાસે પણ અતિ નાનું સ્વપ્ન છે. તે પોતે પોતાના મહાન સ્વપ્નનો સર્જક, દ્રષ્ટા, નેતા અને ભક્ત થઈ રહ્યો. અત્યારે પણ એની કલ્પના કોણ જાણે બંગના કયા ભાગમાં એના મત્ત ગજેન્દ્રોને દોરી જાત —પણ એટલામાં એણે ઝાંઝણને પોતાની તરફ આવતો દીઠો.

તે વિચારી રહ્યો. મહાઅમાત્ય એને અત્યારમાં બોલાવે તો તે માત્ર એક જ કામે હોઈ શકેઃ યુદ્ધસંચાલન. હજી ત્રિભુવન આવ્યો ન હતો. એટલે પોતે સોમનાથ વિષે અંતરમાં નિર્ણય કરી લે ત્યાર પછી જ કોઈ નિશ્ચિત પગલું લેવું એવો એણે સંકલ્પ કરી લીધો. એટલામાં તો ઝાંઝણ એની પાસે આવી ચડ્યો. પરશુરામની મુખમુદ્રા ઉપરથી જ એ પામી ગયો કે કોઈ મહત્ત્વના નિર્ણયની ધડમથલ એના અંતરમાં ચાલી રહી છે. અત્યારમાં એ ક્યાંક જઈને આવ્યો લાગે છે. ક્યાં ગયો હશે. ઝાંઝણે અનુમાન કરવા માંડ્યું. પણ એકે અનુમાન બંધ બેઠું નહિ. કોઈના અંતરની વાત કળી જવી, એ ઝાંઝણનો પોતાનો જ વિષય હતો.

એણે પરશુરામનું માપ કાઢી લેવાનો નિશ્ચય કરી લીધો. હમણાં હમણાં હવામાં એક હજાર ને એક વાત ઊડતી હતી. દરેક વાતની યુદ્ધ ઉપર નિર્ણયાત્મક અસર પડે એમ પણ જણાતું. પરશુરામની મહત્ત્વાકાંક્ષા ઝાંઝણથી અજાણી ન હતી. તેણે પહેલાં તો બે હાથ જોડી એને માથું નમાવ્યું. પછી ધીમેથી વાત ઉપાડીઃ

'પ્રભુ ! અત્યારમાં રા'નો ગઢ ઉપાડવો છે કે શું ? આ તૈયારી તો એવી લાગે છે !'

'તું કોની પાસેથી—મહાઅમાત્યજી પાસેથી આવે છે ?' લેશ પણ ગંધ આને આપવી નથી, એ નિશ્ચયથી વાતમાં ખેંચાયા વિના જ પરશુરામે કહ્યું.

ઝાંઝણ એ કળી ગયો.

'પ્રભુ ! મહાઅમાત્યજી તમને યાદ કરે છે !' તેણે સીધી વાત શરૂ કરી દીધી : 'હું તમને એ કહેવા જ આવ્યો છું !'

'અત્યારમાં ? કેમ ? કોઈ આવ્યું છે ?'

'દંડનાયકજી ત્રિભુવનપાલ મહારાજ !'

પરશુરામને પેટમાં ધ્રાસ્કો પડ્યો. પણ તે સાવધ બની ગયો. તેણે પોતાના ઉપર તલવાર લટકતી દીઠી. છતાં કાંઈ જ ન હોય તેમ એ સ્વસ્થ જ રહ્યો. ત્રિભુવનપાલ આવ્યો હોય તો એનો અર્થ જ એટલો કે એનું પોતાનું સ્થાન ગૌણ બન્યું. મહાઅમાત્યે કદાચ અત્યારમાં એને એ વાત કહેવા માટે જ તેડાવ્યો હોય. તેણે પોતાના મનમાં તરત દૃઢ સંકલ્પ કરી લીધો: એક રાત આ સમાચારને મોડા પ્રકટ કરવા. એક રાત હજી એની હતી. અને એક રાતમાં તો રામચંદ્રની ગાદી ગઈ હતી.

'ત્યાં લાટમાં તો બધું સમુંસુતર છે નાં ?' તેણે ઝાંઝણને પૂછ્યું.

'ગણો તો છે—અને ન ગણો તો નથી !' ઝાંઝણે જવાબ વાળ્યો.

'કેમ એમ બોલ્યો ? પડ પાછું જાગે એવું લાગે છે ?'

'જાગે તો શું હવે? ત્યાં કોણ છે? જગાડનાર તો આંહીં આવી ગયાં. દંડનાયકજીની ખમીરવંતી રજપૂતીએ મહારાણી લક્ષ્મીદેવી જેવાંને આપણાં પાટણનાં બનાવી દીધાં—પછી ત્યાં લાટમાં બીજું તો કોણ મોરચો માંડવાનું હતું? એમ ગણો તો તો, પ્રભુ! આ તમારું સોરઠી જુદ્ધ આપણને પાટણને તો ફળ્યું છે!'

ઝાંઝણે જૂનીનવી વાતના મિશ્રણ વડે, પરશુરામ પાસેથી એની વાત કહાવવાની ભૂમિકા રચી. પણ પરશુરામ હજી સાવધ હતો. તે બોલ્યા વિના મોં મલકાવીને જ એને આગળ વધવા ઉત્તેજી રહ્યો. ઝાંઝણ આગળ વધ્યો: 'એ તો એવું છે, પ્રભુ! આ સોરઠી જુદ્ધ લંબાણું—અતિ લંબાણું—તો રાજમાતાએ લાટનાં લક્ષ્મીદેવી માટે, ભૂમિકા તૈયાર કરી. ત્રિભુવનપાલ મહારાજે યોજના રચી. મહારાજે સદ્ભાગ્યે હા કહી. લક્ષ્મીદેવી જોગાનુજોગ આ તરફ વળ્યાં. તો આજે લાટ તરફની શાંતિ છે—ને આ તમારું જુદ્ધ ચાલે છે. નહિતર આંહીં તો હવે સરપે છછૂંદર ગળ્યા જેવું થયું છે. નથી યુદ્ધ મુકાતું. નથી એ જિતાતું. જીત આવતી નથી, અને હાર સ્વીકારવી નથી. દુર્ગ ડગતો નથી, અને ખેંગાર હઠ મૂકતો નથી—'

'ખેંગારનું સૂઝ્યું પછી કાંઈ—?' અચાનક પરશુરામે પોતાના વિચારમાંથી જાગીને વાતને તદ્દન બદલી નાંખી.

ઝાંઝણ એ કળી ગયો. પણ તેણે એટલી જ ધીરજથી પાછી વાત શરૂ કરી: 'એનું બીજું શું સૂઝવું'તું, પ્રભુ! ગિરનારનાં ખડક ડગે તો ખેંગાર ડગે!'

'એ તો ઠીક હવે—' પરશુરામે કાંઈક આવેગથી કહ્યું,

'હું તો પૂછતો હતો, ખગ્રાસી ચંદ્રગ્રહણ ઉપર સોમનાથ-સમુદ્રમાં ખેંગાર સ્નાન કરવા જવાનો હતો તેનું શું થયું એ વિષે. સોમનાથ જશે કે નહિ? મારે એને સંદેશો મોકલવાનો હતો — મહારાજની આજ્ઞા હતી — પણ એનું સૂઝયું છે કાંઇ કે નહિ?'

'ખેંગારના આટલા અનુભવ પછી એમાં હવે કાંઈ પૂછવા જેવું હોય, પ્રભુ? આવા ચંદ્રગ્રહણ જેવા મહાપર્વણિ-સમે સોમનાથના સમુદ્રમાં સ્નાન કરવા ન જાય—તો એ ખંગાર શાનો? એ જવાનો જ!'

પરશુરામ કાંઈક વિચાર કરી રહ્યો. ઝાંઝણ એની સામે જોઈ રહ્યો. તેણે પોતાના મનમાં ગાંઠ વાળી લીધી—તે મનમાં જ બોલ્યોઃ ને તમારી વાત ન મેળવું તો હું ઝાંઝણ શાનો? 'પ્રભુ!' તે મોટેથી બોલ્યોઃ 'આ સોરઠનો રા' છે. એના જેવો દુરાગ્રહી હજી બીજો કોઈ મહારાજને પણ મળ્યો નથી. એ સોમનાથ જવાનો જ. અને હવે તો આ ત્રિભુવનપાલ દંડનાયકજી આવ્યા છે—એમની રજપૂતી એ ન જતો હોય તોપણ એને પરાણે મોકલે એવી ખમીર-વંતી છે. એટલે અત્યારે તો, પ્રભુ! હવામાં હજાર વાત આવે છે ને હજાર જાય છે. પરંતુ ગમે તે થાય, ખેંગાર ગયા વિના તો નહિ જ રહે. બોંતેર પેઢીના પિતૃઓની નજર પોતાના સમુદ્રસ્નાન ઉપર રહી છે—એમ એ માનનારો. ખેંગાર ન જાય એ ન જ બને. એ જવાનો જ.' ઝાંઝણે જાણી જોઈને ખેંગારના જવા વિષે વધુ ભારસૂચક વાક્ય કહ્યું.

પરશુરામનું સેનાપતિ તરીકેનું સ્વમાન ઘવાયુંઃ 'અને આંહી આ હજારોની સોલંકી સેના પડી છે તેનું શું?'

'સોલંકીની સેના ભલે ને પડી. એ જોતી રે'શે.' ઝાંઝણે એને ઉશ્કેર્યો.

'કેમ? ઇજારો એને એકને ત્યાં જ લાગે છે—' પરશુરામે કરડાકીથી કહ્યું ને થોડીવાર પછી ઉમેર્યું: '—વીરત્વનો.'

'અત્યારે તો એમ છે, સેનાપતિજી! આવતી કાલે પછી ભલે જે થવું હોય તે થાય! પણ હવે એના દી ભરાઈ ગયા છે. કાલે તો, પ્રભુ! જૂનોગઢ આખામાં એક વાત ઊડી હતી.'

'શી?' પરશુરામે ઉતાવળે કહ્યું. એને પેલી સ્ત્રીના ભણકારા વાગ્યા.

'અત્યારસુધી પાટણનો રાજા સેન લઈને લડવા આવ્યો છે એમ લોકમાં કહેવાતું હતું. એને માટે માન પણ હતું. ગઈ કાલે એ વાત ફરી ગઈ. હવે એ રાક્ષસ લઈને લડવા આવ્યો છે એમ બધે વાત ચાલી છે. સેન ને જુદ્ધ ભુલાઈ ગયાં. રાક્ષસ ને જાદુ ચાલુ થયાં!'

'કેમ એમ? કોણે એવું ફેલાવ્યું?'

'ફેલાવે કોણ—? પણ કોટકિલ્લા, વાવ, પુલ, નદીના બંધ, તળાવ, નવાણ, રસ્તા એ બધાની રચનામાં બર્બરકની સહાય લેવાતી હતી, ત્યાં સુધી તો ઠીક હતું; પણ હવે ધર્મયુદ્ધની મર્યાદાનો લોપ થવાનો ભય ઊભો થયો છે!'

'શા ઉપરથી તું એમ કહે છે? એવું કાંઈ બન્યું છે?'

'મહારાજ લાંબા જુદ્ધથી કંટાળ્યા છે—એમને જુદ્ધ ટૂંકાવવું છે. ને જૂનોગઢ આખામાં વાત ફેલાણી છે...' ઝાંઝણે વાતમાં મોણ નાખ્યું: 'પણ પ્રભુને તો ખબર હશે નાં? બર્બરકની સિદ્ધિની?'

'કોને મને? હું મહારાજને બર્બરક વિષેની સલાહ આપું એમ? કોઈ નહિ ને હું? હું તો જોદ્ધો છું... ને જો મારું ચાલે... તો આવતા થોડા દિવસોમાં હું તો આ જુદ્ધ પૂરું પણ કરું, ઝાંઝણ!'

ઝાંઝણ ચમકી ઊઠયો. પરશુરામ પાસે ચોક્કસ કાંઈક અગત્યના સમાચાર છે. તેણે પરશુરામને વાતમાં વધુ આગળ ખેંચ્યો.

'સલાહ તો મહારાજને કોઇ આપે કે ન આપે—એ વસ્તુની અત્યારે કયાં અગત્ય જ રહી છે! એ જમાનો જ જાણે ગયો. એ બાબતમાં કર્ણદેવ મહારાજ—એના જેવા સીધા રાજવી બીજા કોઈ નહિ. મંત્રીઓ કહે તે સોળ વાલ ને એક રતી. દંડનાયકજીને ને મહારાજને તો, કહે છે કે—આ વાત ઉપર ભારે મતભેદ ઊભો જ છે!'

'ખરેખર? કઈ વાત ઉપર?' પરશુરામને રસ પડયો. એ રસ પડતાં અસાવધ થયો. ઝાંઝણે એ જોયું. તે આગળ વધ્યો.

'પ્રભુને તો એ ખબર હશે નાં?'

'મને કયાંથી ખબર હોય? મેં તો આજે છાવણીનું મોં જોયું!'

'ત્રણ દિવસે?' ઝાંઝણે સહેજ પૂછતો હોય તેમ પૂછયું.

'ત્યારે નહિ? ત્રણ દિવસ ધડ ઉપર માથું જ કોને હતું? પણ તું શું કહેતો હતો?'

'પ્રભુ! આ તો ઊડતી વાત છે. કર્ણોપકર્ણ ચાલતી આવી છે.'

'કે?' પરશુરામને રસ પડયો હતો. ઝાંઝણે એ જોયું.

તે વધુ પાસે સર્યો. ચારે તરફ થોડીવાર જોતો રહ્યો. પછી તે ધીમેથી વિશ્રંભકથા કહેતો હોય તેમ બોલ્યોઃ 'પ્રભુ! વાત કોઇને જણાવવા જેવી નથી. પણ સૌ બોલી રહ્યા છે કે બર્બરકે એક આકાશી રથ તૈયાર કર્યો છે!'

'હેં? ખરેખર? તો તો ભારે થશે!'

'ભારે થશે શું? ભારે થઈ છે!'

પરશુરામને આ માહિતી ઘણી ઉપયોગી લાગી. તે અસાવધ બની ગયો. તેણે વાતમાં વધુ રસ લેવા માંડ્યો.

'શી ભારે થઈ?'

'દંડનાયકજી આવ્યા. એમણે આ સાંભળ્યું. એ તો મહાધર્મિષ્ઠ પુરુષ છે. શંકરના ત્રીજા લોચન જેવી ઉગ્ર જ્વાલાથી પોતાના હરેક કાર્યની અગ્નિપરીક્ષા આજ દિવસ સુધી કરતા આવ્યા છે. એના જેવા અટંકી નરની પ્રતિષ્ઠાએ તો લાટની રાજલક્ષ્મી લક્ષ્મીદેવીને આંહીં તમારે ત્યાં આણ્યાં છે. દંડનાયકજી તો રહ્યા જોગંદર જેવા. મહારાજને નામે શિર ઉતારી દેતાં એનું રૂંવાડું પણ ન ફરકે—પણ એવી અચળ રાજભક્તિના પુરુષને પણ આ સાંભળીને લાગી આવ્યું!'

'કેમ? મહારાજે અપમાન કર્યું?'

'અપમાન નહિ—પણ અપમાનનો ભાઈ. વાત એમણે કરી. મહારાજે સાંભળી. આકાશી રથ જેવી આસુરી સિદ્ધિ અત્યારે આ યુદ્ધમાં ન વપરાય—એમ કહ્યું, પણ મહારાજ પોતે કયે વખતે શું કરશે એની શી ખબર? ખેંગાર સોમનાથસ્નાન કરવા જાય ને હલ્લો કરે તો! જોગંદર મૂંઝવણમાં છે. મુંજાલ મહેતા જેવાને પણ મહા-

રાજની વાતમાં બે ઘડી વિચાર કરવો પડે એવી સ્થિતિ છે. એ મહાઅમાત્ય છે ખરા, પણ એ 'મહા' છે કે નહિ એ હજી નક્કી થવું બાકી છેઃ ને એ અમાત્ય છે કે નહિ તે મહારાજ નક્કી થવા દેતા નથી.'

'કેમ આવું બોલે છે, ઝાંઝણ ?'

'પ્રભુ ! સાચું જ કહું છું. એક વખત એ અમાત્ય જેવા લાગે. બીજી વખત મહાઅમાત્ય જેવા લાગે. પણ ત્રીજી વખત એમાંથી એકે ન લાગે ! મહારાજની પોતાની શક્તિ ગજબ છે. એની વિચિત્રતા એના કરતાં પણ ગજબ છે! મહારાજની કલ્પના છે આખા ભારતવર્ષને માપી લેવાની—ને આંહીં તો સોરઠવિજયનાં પણ ઠેકાણાં નથી—એટલે મહારાજ અધીરા થયા છે !'

'ભારતવર્ષને માપી લેવાનું મહારાજને હોય—તેમ બીજાને પણ સ્વપ્ન હોય. પણ સોરઠવિજયનાં ઠેકાણાં હોય ક્યાંથી ?

'કેમ એમ બોલ્યા, પ્રભુ? દંડનાયકજી આવ્યા છે, તમે છો, પરમાર છે—એક મહાસમર્થ હલ્લાની યોજના તો ઘડી શકાય તેમ છે !'

'પણ એ યોજના ક્યારે પાર પડે? આંહીં આવું જુદ્ધ ચાલે ને આંહીંથી બાર જ જોજન છેટે દેવપટ્ટણમાં કૈલાસરાશિ બેઠો સત્તા ચલાવે—અનિયન્ત્રિત સત્તા ચલાવે—આ રીત ક્યાંની ? મારે તો આજે મહાઅમાત્યને કહેવું છે. એ સોમનાથી વિસ્તારમાં રહેનારને પણ જુદ્ધનો નિયમ તો પાળવો જ પડે—નહિતર તો હરકોઈ ભાગીને ત્યાં પહોંચ્યું એટલે થઈ રહ્યું !'

ઝાંઝણ વાત પામી ગયો. આને કૈલાસ સાથે કાંઈક ઘર્ષણ થયું છે. પણ એણે વાત એ જ માર્ગમાં આગળ ખેંચી. 'પ્રભુ! ત્યારે એ કૈલાસરાશિના અભિમાનથી તો મહાઅમાત્યજી પોતે પણ ઘા ખાઇ ગયા છે!'

'કેમ થયું છે કાંઈ? હું ત્યાંથી જ આવ્યો.'

'સોમનાથથી?'

પરશુરામ બોલતાં બોલી ગયો. પણ હવે કાંઈ ન હોય તેમ એણે જવાબ વાળ્યો: 'હા સ્તો!'

'સોમનાથ તો...? આ ચંદ્રગ્રહણ માટે...'

'અરે ભૈ—મારે તો ચંદ્રગ્રહણની કાંઈ પડી નો'તી. આંહીં તો—કોઈક ભાગી હતી—પણ બાવો માને? ધરાર ન માન્યો!'

'હા... પણ એ નારી કોણ? કાંઈ પત્તો લાગ્યો?' ઝાંઝણે સહજ વાતની જેમ જ વાત ચલાવી.

'ભાગી આંહીંથી—જૂનોગઢમાંથી. કોણ છે એ ખબર નથી. ક્યાં છે એ તને કહું—આ બાવા પાસે...'

પણ ઝાંઝણે સત્ત્વ મેળવી લીધું હતું. તેણે વાતને તરત જ અકૃત્રિમ રીતે સંકેલવા માંડી.

'ત્યારે આ બાવાજીએ તો રાજમાતાને પણ કહેવરાવ્યું છે...'

'શું?'

'કે રા' જૂનોગઢનો ચંદ્રગ્રહણી સ્નાન માટે ન આવે તો સમુદ્રસ્નાન બંધ રહે. રા' તો વંશપરંપરાથી આવે વખતે સમુદ્રસ્નાન કરતા આવ્યા છે, સોમનાથ ભગવાનને ચરણે ભેટ ધરતા આવ્યા છે, રા'ને અભયવચન આપીને સમુદ્રતટે,

ચંદ્રગ્રહણ સમે, આવવાનો માર્ગ આપી દેશો તો સમુદ્ર-સ્નાન થશે . . . ને નહિતર નહિ થાય !'

'હવે નહિ થાય તો નહિ થાય !'

'અરે ! સેનાનાયકજી ! બોલતાં સંભાળજો હો—આજ-કાલ તો એક અક્ષર બોલવામાં ફેર પડ્યો કે ઊડ્યો જ છે ! તમે સાંભળ્યું તો હશે ?'

'શું ?'

'કૈલાસરાશિએ આ કહેવરાવ્યું છે. ને સાથે રાજ-માતાને આકર્ષ્યાં પણ છે ! પછી બાવાજી તમને શેના દાદ દે ? દીધી દાદ ?'

'ના.'

'સંભળાવી નાં—કે એ નારી તો સોમનાથની છે !'

'હા. એમ જ થયું.'

'આંહીં રાજમાતાને પણ એમ જ સકંજે લીધાં છે—એ જબરો છે !'

'કેમ છે કાંઈ ?' પરશુરામે ધીમો અવાજ કાઢ્યો.

ઝાંઝણે ચારે તરફ દૃષ્ટિ કરી. બાબરાનાં જેવાં નાનાં નાનાં ઝાડઝાંખરાંથી ઢંકાયેલું આસપાસનું પગદંડી જેવું મેદાન ગમે તેને છુપાઈ રહેવાનું મન થાય તેવું હતું. તે અત્યંત ધીમેથી છાની વાત કહેતો હોય તેમ બોલ્યોઃ 'મહારાણી લક્ષ્મીદેવીને દિવસ ચડ્યા છે !'

'કોને—લાટવાળાં ને ?'

'ત્યારે બીજાં વળી ક્યાં છે—? તમે પણ મારા ભૈ—એમને દિવસ ચડ્યા છે—ને મહારાણીબા મીનલદેવીને, સિદ્ધરાજ મહારાજનો કુમાર ખોળામાં રમાડવો છે. કૈલાસ-

રાશિ કહે છે, ભગવાન સોમનાથની કૃપા મેળવે તો જ પુત્ર થાય, નહિતર પુત્રી આવે.—કૈલાસરાશિનો અત્યારે ગજ વાગે છે એનું આ કારણ. મહાઅમાત્યજી તે કેટલુંક સંભાળે, પ્રભુ? અત્યારે એમને ધડ માથે માથું નથી. બીજો કોઈ હોત તો ક્યારનો લંગોટી વાળીને ભાગી ગયો હોત! અત્યારે હવામાં કેટલી વાતો ગાજે છે એ ગણવા માંડોને. આ બર્બરકનું અકાશી રથવાળું ગાજે છે. દંડનાયકનું ગાજે છે. આ વળી મઠપતિ કૈલાસરાશિનું ગાજે છે. રા' નું તો ગાજે જ છે. સાંતૂ મહેતાએ કહેવરાવ્યું છે કે—ચેતતા રહેજો—માલવાનું નગારું પણ ગાજે છે. અને હમણાં વળી એક નવી વાત હવામાં ગાજે છે—એક કોઈક યોગેશ્વરી સોમનાથમાં છે. તેણે વળી અગમવાણી ભાખી છે. ઉજ્જૈનના મહાકાલિમંદિરમાં પાટણપતિ દર્શને જાય,—તો એને ત્યાં વંશવેલો પાંગરે! બોલો હવે! ત્યાં તમે વળી આ ઇદંતૃતીયં વાત લાવ્યા. આંહીંથી ભાગી—પણ એ ભાગી ક્યાંથી? કિલ્લામાંથી કે આપણી છાવણીમાંથી?'

'હજી સમજ્યા નહિ?'

'ના,' ઝાંઝણે બોલવા જેવો જવાબ વાળ્યો.

'ત્યારે જુઓ—ભાગી રા'ના કિલ્લામાંથી એ ચોક્કસ. કિલ્લામાં એક ચકલું પણ ન પેસે કે ન બહાર નીકળે એવો ચારે તરફ ચોકીપહેરો છે. એમાં એ કિલ્લામાંથી નીકળી શી રીતે? નીકળી તો ભલે—પણ નીકળી શા માટે? ને આમ સોમનાથ ગઈ—તો ત્યાં શું કરવા ગઈ? ત્યાંથી ભાગી જવાની હશે? એ કોણ હોઈ શકે?'

'તમે તો એક જબરજસ્ત વસ્તુ લાવ્યા છો, પ્રભુ!

પણ એ કોણ છે—કોણ લાગે છે? પેલી યોગેશ્વરી કહે છે એ તો નહિ હોય?'

'ના રે—યોગેશ્વરી કેવી ને વાત કેવી! ગમે તે હોય—પણ મારે તો આજ રાતે...' પરશુરામ વાત ગળી ગયો. પણ ઝાંઝણને એના ઉતાવળા સ્વભાવની જાણ હતી. એણે અનુમાન કરી લીધું. આજ રાતે ચોક્કસ આ કાંઈ નવાજૂની કરવાનો. એના મનમાં પણ એક મહાન પ્રશ્ન થયો. તે સ્ત્રી કોણ હોવી જાઈએ—તરત એક બીજો વિચાર પણ આવ્યો. આ વાત મહાઅમાત્યજીને હમણાં—પરશુરામના પણ પહેલાં—પહોંચાડી દેવી. એણે ત્વરાથી ચાલવા માંડ્યું.

'કેમ, ઝાંઝણ—?'

'પ્રભુ! મારે બીજે પણ જવાનું છે—મહાઅમાત્યજી ત્યાં જ છે—એમના વસ્ત્રાપુરમાં. હું પણ આ આવ્યો!'

એક ક્ષણમાં ઝાંઝણ ઝાડીઝાંખરીમાં અદ્દશ્ય થઈ ગયો.

## ૭. યુદ્ધનો વિરામકાલ

**પરશુરામ** થોડીવારમાં જ મહાઅમાત્યના વસ્ત્રાપુર પાસે આવી પહોંચ્યો. અનેક માણસોની ત્યાં ભીડ જામી હતી. ઘોડેસવારો, પાલખીવાળા, સૈનિકો, સરદારો — કેટલાક મળવા આવી રહ્યા હતા. કેટલાક મળીને પાછા જતા હતા. ઘણા મળવાની તક શોધતા ઊભા હતા. મહાઅમાત્ય જે માર્ગે નીકળવાનો સંભવ હતો, તે માર્ગે પણ દૂર દૂર સુધી માણસોની ઠઠ જામી હતી. મુખ્યદ્વાર ઉપર બે જબરજસ્ત ભાલાધારી સૈનિકો ઊભા રહી ગયા હતા. આસપાસ ચારે તરફ અશ્વદળના સૈનિકો નજરચોકી કરતા ફરી રહ્યા હતા. પાસેના એક વિશાળ વડ નીચે મહાઅમાત્યનો ગજેન્દ્ર ડોલી રહ્યો હતો. ગુજરાતના મહામંત્રીશ્વર જેવા સ્થાન ઉપર બેઠેલો પુરુષ ગમે તે ક્ષણે અરિના કોઇ ને કોઈ માણસના ઝપાટામાં આવી જાય — એવી જરા પણ અસાવધતા આવા જુદ્ધ સમે તો ભયંકર થઇ પડે. આસપાસ ક્યાંક કોઇ રબારી પોતાની ગાય પાસે ડાંગ લઇને ઊભો હતો: તો થોડે છેટે પલાશના ઝાડ નીચે ભેખધારી બાવાઓ ધૂણી ધખાવીને બેઠા ગપ્પાં હાંકતા હતા. કોઇને પણ ખબર ન

પડે તેવી રીતે આ ચરપુરુષો મહાઅમાત્યના નિવાસસ્થાનમાં આવનાર જનારની નજર રાખી રહ્યા હતા. પરશુરામે એમના ઉપર એક સહેજ દૃષ્ટિ ફેરવી લીધી — તે આગળ વધ્યો. હરેક સ્થાનમાંથી ગુજરાતના મહાસમર્થ મહાઅમાત્યની સ્પષ્ટ છાપ ઊઠતી હતી. પટ્ટનગરની પાછળ આવી રહેલી ઊંચી ટેકરી ઉપર એક નાની સરખી પથરાની મઢી હતી. તેના ઉપર દૂર સુધીના વનવાટના હરેકેહરેક રસ્તા ઉપર દૃષ્ટિ રાખી રહેલો એક તીરંદાજ ચોકી કરતો ઊભો હતો. મઢીની ઉપર એક જબરજસ્ત દંડને આધારે હવામાં લેરખી લેતો સોલંકીઓનો રાજધ્વજ ફરકી રહ્યો હતો. સૂર્યમુખીનું સોનેરી ફુલ્લપ્રફુલ્લ ફૂલ તેમાં લહેરાતું હતું: * અને પ્રભાતની નેકી પુકારનાર કુક્કુટની સામે જાણે પ્રસન્નતાથી હસી રહ્યું હતું.

પરશુરામ એક પળ આ દૃશ્ય જોઈ રહ્યો. આ રણ-ધ્વજને બંગભૂમિ સુધી ફેલાવવાનાં એને સ્વપ્નાં આવતાં હતાં. પણ એના સાહસિક સ્વભાવને, હરપળે સાવધ રહેવા મથતા મહાઅમાત્યનો તાપ ભારે પડી જતો હતો. અત્યારે પણ એને જે માટે બોલાવવામાં આવ્યો હતો — તેમાં કદાચ આ વસ્તુ જ મૂળમાં હોવાનો સંભવ હતો. અનેક ગજરાજો સૂંઢો ડોલાવતા અત્યારમાં જ આવીને મહાઅમાત્યના દ્વાર પર બન્ને બાજુ ખડા થઈ ગયેલા તેણે દીઠા. જ્યારથી દુર્ગનું વિષમ યુદ્ધ શરૂ થયું, ત્યારથી ગુજરાતમાં ગજસેનાનું સ્થાન અત્યંત મહત્ત્વનું બન્યું હતું. પાયદળ ને અશ્વદળ કરતાં ગજદળને મહારાજ સિદ્ધરાજે સેનાનું વિશિષ્ટ

*દ્વયાશ્રય.

અંગ માનવાની પ્રથા શરૂ કરી હતી. ગજદળના સેનાધીશનો અધિકાર પણ જેવોતેવો ન હતો. અધિકારમાં એ કેવળ મહાઅમાત્યથી જ નીચે ગણાતો. પણ મહારાજના અંગત વિશ્વાસુ તરીકે તો એ અનન્ય હતો. અત્યારે એ સ્થાન મુંજાલ પોતે સાચવી રહ્યો હતો. પાટણમાં મહારાજના શ્રી-કલશ સિવાય બીજા કોઈ રાજઅધિકારીના ગજરાજનાં દર્શન ભાગ્યે જ થતાં, એ જમાનો જ જાણે ચાલી ગયો હતો: અત્યારે તો તાલીમ પામેલી ગજસેના એ ચૌલુક્યોનું એક સામર્થ્ય મનાતું. હરેક સેનાપતિ ગજયુદ્ધની કુશળતા મેળવતો, અને કર્ણાટક તથા માલવા જેવાં ગજસેનામાં ઉત્તમ ગણાતાં રાજ્યો પણ પાટણની સેનાને ભયથી અને ચિંતાથી જોતાં શીખ્યાં હતાં. ગજયુદ્ધ એ માલવાની પેઠે જ પાટણની વિશિષ્ટતા બનતી જતી હતી. જો કે એ ગજસેના આંહીં તો શોભાની બની રહી હતી. આંહીંના દુર્ગની વિશિષ્ટતાએ સૌને મહાત કર્યા હતા.

શી રીતે વાત ઉપાડવી, ને શી રીતે વાતનો વળાંક લેવો, એ વિષે વિચાર કરતો પરશુરામ આગળ વધ્યો. તે મુખ્યદ્વારમાંથી અંદર પ્રવેશ કરવા જતો હતો, ત્યાં બે જબરજસ્ત ભાલાધારીઓએ એનો માર્ગ રોકી લીધો. પરશુરામે તેમની સામે જોયું. પણ માણસ બન્ને તદ્દન નવા હતા.

'ખબર છે કોને રોકે છે ? ક્યાંથી આવ્યો છે—કોઈ નવો લાગે છે?— અંદર ખબર કર — સેનાપતિ પરશુરામ આવવા માગે છે!'

'અંદર જવાની મના છે — કોઈ પણ હોય, બહાર થોભે. અંદર સોમનાથના મઠપતિ મહારાજ પોતે આવ્યા છે!'

'સોમનાથના મહપતિ? કોણ? કૈલાસરાશિજી?' પરશુરામ આશ્ચર્ય પામ્યોઃ થોડીવાર તો એ સ્તબ્ધ થઇ ગયોઃ 'એમાં શું? તું તારે અંદર જઇને કહે—સેનાપતિ મળવા માગે છે.'

દ્વારપાલે પ્રત્યુત્તર ન આપતાં માત્ર નિશાની કરીઃ 'પ્રભુ! પાછળ જુઓ, ત્યાં રાજમાતાની પાલખી આવતી દેખાય છે!'

પરશુરામ ત્વરાથી એક બાજુ ખસી ગયો. બે હાથ જોડીને રાજમાતાને પ્રણામ કરવા તૈયાર થયો ન થયો, એટલામાં તો રૂપેરી ઘંટડીઓના નાદ કરતાં ભોઇઓની ડાંગનો અવાજ સંભળાયો. પાલખી જરાક આગળ વધીને જ થોભી ગઇ. મીનલદેવી તેમાંથી નીચે ઊતરી—ચારે તરફના સશસ્ત્ર સૈનિકો, ભાલાધારીઓ, ઘોડેસવારો તેને નમી રહ્યા હતા. તેમને બે હાથ જોડી સહેજ માથું નમાવતી તે ધીમે પગલે આગળ ચાલી. પરશુરામને લાગ્યું કે હવે અત્યારે મહાઅમાત્ય એને નહિ મળે—તે પાછો ફરવાનો વિચાર કરતો હતો એટલામાં તો એક સૈનિક દોડતો આવ્યો.

'પ્રભુ! રાજમાતા તમને બોલાવે છે..'

પરશુરામ આભો બન્યો. રાજમાતાની એના તરફ દૃષ્ટિ ફરી વળી એ એને નવાઈ લાગી. એણે પાલખીને નમન કર્યું હતું—પણ એની દૃષ્ટિએ કોઈ પડ્યું જ ન હતું. મીનલદેવીની આ વિચક્ષણ દૃષ્ટિએ એને અત્યારે વધારે ગભરાટ આપ્યો—કૈલાસરાશિ આવ્યો હતો, અને કદાચ એ સોમનાથના બનાવ માટે જ આવ્યો હોય.

'કોને મને બોલાવે છે?'

'હા, પ્રભુ!' પરશુરામ અંદર ગયો. પદ્દકુટીમાં પેસતાં તેણે જે દશ્ય જોયું એ દશ્યે એને આભો બનાવી દીધો. એક મહામૂલ્યવાન ઊંચા આસન ઉપર કૈલાસરાશિ બેઠો હતો. તેની બન્ને પડખે બે ત્રણ બાવાઓ હતા. એની પડખે શંખ પડ્યો હતો. નીચે એક બાજુ રાજમાતા મીનલદેવી હતાં. થોડે દૂર મહાઅમાત્ય મુંજાલ હતો. અંદર કોણ આવે છે એ મુંજાલની દૃષ્ટિમાં તરત આવી જાય એવી રીતે, એણે પોતાની જગ્યા ગોઠવી હતી. બીજી તરફ દંડનાયક ત્રિભુવનપાલ દેખાતો હતો. તેના પગ પાસે લાંબી તલવાર પડી હતી. પરશુરામ આગળ વધ્યો. તેણે બે હાથ જોડીને નમન કર્યું: 'લ્યો, આ આવ્યો પરશુરામ. પરશુરામ! આમ આવ, આમ — તારી સામે ફરિયાદ છે!' રાજમાતાએ જ વાત ઉપાડી.

'કોની?' પરશુરામને રાશિની શંકા આવી.

'કોની શું? આ અમારી સૌની. સજ્જન મહેતા હમણાં ક્યાં પાટણમાં છે નાં? કોક સંદેશો મોકલીને વહુને તેડાવી લે. વહુને આવું જુદ્ધ પછી કે દી જોવા મળે? ગુજરાતણ જુદ્ધની કાયર તો ન હોય...!'

રાજમાતાનો ઉપાલંભ હતો, વિનોદ હતો, કે કટાક્ષ હતો તે પરશુરામ એકદમ કળી શક્યો નહિ. થોડીવારમાં અર્થ સમજતાં એ ધા ખાઈ ગયો: 'ઓત્ તારીની — આ તો મારે બેટ બાવે, વાતનું વતેસર કર્યું લાગે છે. પેલી નારીની વાતને જુદું જ રૂપ આપી દીધું — મારો બેટો..' પણ એ અત્યારે ભેદ પ્રકટ કરવા માગતો ન હતો. ને એના મૌનનો જુદો જ અર્થ થતો હતો. શું કહેવું તે એ

સમજી શકયો નહિ. મુંજાલ મહેતા એની મુશ્કેલી સમજી લીધી: 'સજ્જન મહેતા કયાં પાટણમાં છે પરશુરામ? કે રતંભતીર્થ?'

'પાટણમાં'

'તે પહેલાં તો રતંભતીર્થમાં દેરાસરની કાંઇક માપણી કઢાવતા હતા કેમ?'

'હા. પણ અત્યારે તો પાટણમાં જ છે!'

'ત્યારે તો ઠીક!'

'પ્રભુ.. મારે એક વાત કરવાની છે..' પરશુરામે બે હાથ જોડયા. મુંજાલ કળી ગયો. 'કયાંક આ કાંઇક બાફી મારે નહિ—' મુંજાલે મોટેથી કહ્યું 'યુદ્ધને લગતી હોય તો પછી કહેજો. આંહી તો આવતી પૂનેમના ખગ્રાસી ચંદ્રગ્રહણ માટે મહપતિ કૈલાસરાશિ મહારાજ પોતે પધાર્યા છે—અત્યારે એ માટેની વાત ચાલે છે ને તને બોલાવ્યો છે પણ એટલા માટે.'

'મને તો સેનાપતિજી ઓળખે છે—કેમ પરશુરામજી? આપણે તો મળ્યા પણ છીએ!'

'અને હજી પણ મળીશું!'

'હમણાં તો હંમેશાં મળવું પડશે પરશુરામ!' મુંજાલે પરશુરામનો કટાક્ષ ઉડાડી દેવા પ્રયત્ન કર્યો: પણ મીનલદેવી-એ વસ્તુ તરત પકડી લીધી હતી: 'પાછા મળીશું—એમ શા આધારે તું બોલ્યો, પરશુરામ? રાશિજી સાથે કાંઇ સંકેત કર્યો લાગે છે!'

પરશુરામ ઉત્તર આપવા જતો હતો એટલામાં દંડ-નાયકે જ કહ્યું: 'પરશુરામજી! એ ભગવાન સોમનાથના

મહપતિ છે. સોલંકીના દરેક સિંહાસની પુરુષે એમને ગુરુ ગણ્યા છે. એમની પ્રતિષ્ઠા એ પાટણની પ્રતિષ્ઠા છે. એમનું ગૌરવ એ રાજનું ગૌરવ છે. તમે ત્યાં જઈ આવ્યા એ વાત મહપતિજીએ કરી . . .'

'ત્રિભુવનપાલજી ! . . .' પરશુરામનો અવાજ જરાક ઘેરો, તીખો ને કડક હતો.

મુંજાલે ફરીને વાતને પાટે ચડાવી દીધી : 'દંડ-નાયકજી ! આ તો જુદ્ધનો સમો છે . . . પણ આપણે અત્યારે તો વિવા છે એનું જ ગાણું કરોને. જાણે એમ છે, પરશુરામ ! કે ખેંગાર રા' પાસે જવા માટે રાશિજી પોતે આવ્યા છે. ચંદ્રગ્રહણી સમુદ્રસ્નાન કરવા રા' જાય ને—આપણે વગર હરકત એને જવા દેવા. શુદ બારશની સાંજથી તમામ શસ્ત્રધારીઓનાં શસ્ત્ર ભગવાન સોમનાથને ચરણે મુકાઈ જાય. અને શુદ બીજની મધરાત પછી—એ શસ્ત્ર ઊપડે. આમાં કાંઇ કહેવું છે તારે ? તને બોલાવ્યો છે જ આટલા માટે. કેમ દંડનાયકજી ? આ જ વાત છે નાં ?'

ત્રિભુવનપાલે ડોકું ધુણાવ્યું. તે પરશુરામની સામે જોઈ રહ્યો.

'શુદ બારશની સાંજથી—શુદ બીજની મધરાત સુધી કોઇ કોઈની સાથે યુદ્ધ ન કરે. આવી ગોઠવણ કરવાની છે ?'

'હા. બસ એમ. કોઈ કોઈની સાથે યુદ્ધ ન કરે. જેને જે રસ્તે ઠીક પડે તે રસ્તે સમુદ્રકિનારા તરફ જઇ શકે—રા' જાય, રા'ના સૈનિકો જાય. જૂનોગઢ આખું ભલે જાય—આપણે ચારે તરફના ચોકીપહેરા ઉઠાવી લેવાના ! સોમનાથ જવાનો દરેક માર્ગ દરેક માટે ખુલ્લો !'

'અને કાંઇ દગો થાય તો ? કોણ દંડનાયકજી વાત માથે લે છે ? મહારાજ પોતે શું કહે છે ?'

'એમાં મહારાજ શું કહે ?' કૈલાસરાશિ બોલ્યો : 'સમુદ્રસ્નાન આદિ સે હોતે હૈ—જૂનોગઢનો રા' સ્નાન કરે ત્યાર પછી સૌનું સ્નાન થાય ! સોમનાથ કી વો તો અચલ પ્રણાલિકા હૈ."

'અને આ તો રા' જૂનોગઢનો છે, પરશુરામજી ! દગાની વાત જવા દો. એવી વાત કરીને નાના આપણે દેખાશું !' ત્રિભુવને કહ્યું.

'જૂનોગઢમાંથી કાંઇ બહાર નહિ લઇ જવાય—ને જૂનોગઢમાં કાંઇ અંદર પણ નહિ લઇ જવાય !' પરશુરામ વિચાર કરતાં બોલ્યો.

'વો તો બરાબર—'

'માણસની ગણતરી થાશે—ને જાશે તે સંકેતચિહ્ન રાખશે. પાછો ફરશે તે પણ એ પ્રમાણે કરશે !'

'વો ભી—બરાબર—'

'તો મહારાજ આજ્ઞા આપે એટલે ડિંડિમિકાઘોષ કરાવીએ—'

'મુંજાલ ! રાશિજી જઇ આવે—રા'નું વેણુ લાવે. પછી ઘોષની વાત રાખજો. સાથે કોણ જાય છે—શ્વેતધ્વજનો સંદેશો લઈને આગળ જશે ત્યારે યુદ્ધ થોડીવાર અટકશે ના ?'

'સાથે જશે—દસોંદી લાલ ભાટ—' મુંજાલે કહ્યું. સૌને એ વાત રુચી ગઇ લાગી :

'એ બરાબર છે, મહેતા ! દસોંદી, વળી બારોટ, દેવીપુત્ર, એટલે બન્ને બાજુને પૂજવા લાયક. એને કહેવરાવી દીધું

છે ?' મીનલે કહ્યું.

'એ તો તૈયાર જ હશે. પણ રાશિજી ! તમે દુર્ગમાંથી ક્યારે—સાંજે પાછા ફરશો ? અમારે ક્યાં સુધી રાહ જોવી ? રા'ને કાંઇ ખાતરી જોઇતી હોય ને કોઇને મોકલવો ઘટે તમારી સાથે તો ભલે મોકલે. મહારાજની એ ઇચ્છા છે કે યુદ્ધ છતાં ધર્મમર્યાદાનો લોપ ન થાય !' મુંજાલ બોલ્યો.

'પણ વખત છે ને રા' વેણુ ન સ્વીકારે–સમુદ્રસ્નાન કરવાની જ ના પાડી તો તો–પછી અમારે શું કરવાનું ?' પરશુરામે પૂછ્યું.

કૈલાસરાશિ જરાક બોલતાં થોભ્યો: 'પરશુરામજી ! યે હી સમુદ્ર સ્નાન આદિ સેં હોતે હૈ. રા' જૂનોગઢનો સ્નાન ન કરે–ને આવા ચંદ્રગ્રહણ જેવા મહાપર્વણિ સમે– એ ન ભૂતો ન ભવિષ્યતિની વાત થઇ. રા' જૂનોગઢના તો આવે વખતે સોમનાથ ભગવાનના ચરણે, હીરા માણેક મોતી ધરતા આવ્યા છે. રા' મહરિપુએ ભેટ ધરેલો હીરો હજી મહાદેવના ચરણમાં છે ! રા' આવે જ આવે – ન આવે એ ન જ બને !'

'થયું ત્યારે પાટણને તો સોમનાથ આરાધ્ય દેવ છે. વિરામકાલ પૂરો થાશે કે યુદ્ધ પાછું શરૂ થાશે !' મુંજાલે કહ્યું.

'પરશુરામજી ! હવે તમારે કાંઇ કહેવાનું બાકી છે ?' કૈલાસરાશિના શબ્દમાં ઊંડો કટાક્ષમય મર્મ હતો.

પરશુરામે તરત પ્રત્યુત્તર ન વાળ્યો. તે પોતાના મનમાં ઘાટ ઘડી રહ્યો હતો: 'બારશને તો હજી વાર છે. એટલામાં તો એ પોતાનો માર્ગ કરી લેશે !' તે કાંઈ બોલ્યો નહિ. તેણે માત્ર નકારદર્શક ડોકું ધુણાવ્યું.

થોડીવાર પછી મહાઅમાત્યની છાવણીમાંથી એક સુખાસન બહાર નીકળ્યું. એની સાથે જપધારી બાવાઓનું જૂથ હતું. કોઇ શંખ વગાડતા હતા, કોઇ નાદ કરતા હતા. કેટલાક 'જય સોમનાથ'ની ધૂન મચાવી રહ્યા હતા. તેમની પડખે બે ઘોડેસવારો ચાલી રહ્યા હતા. સૌથી આગળ દસોંદી લાલ ભાટ હતો. તેણે શ્વેતધ્વજ ધારણ કર્યો હતો.

આખું મંડળ જૂનોગઢના કિલ્લા તરફ જઇ રહ્યું હતું.

## ૮. મહાઅમાત્ય મુંજાલ

સાંજ પડવા આવી. પૃથ્વીને વીંટળાઈ વળતું અંધારું ચારે તરફથી દોડતું આવ્યું. આકાશપૃથ્વીની વચ્ચે સેંકડો નવા તારાઓ ઊગી નીકળ્યા હોય તેમ, ડુંગરેડુંગરે દીપ-માલાઓ પ્રકટી નીકળી. સૈનિકોને સાવધ રહેવાની સૂચના આપતો શંખનાદ થયો. પણ દસોંદી લાલભાટ કે મહપતિ કૈલાસરાશિ—એમાંથી એકે આવવાનાં ચિહ્ન હજી મુંજાલને ક્યાંય દૂર ક્ષિતિજમાં પણ જણાયાં નહિ.

હરપળે એમના આવવાની રાહ જોતો મહાઅમાત્ય આમથી તેમ અધીરાઈમાં ટહેલી રહ્યો હતો.

એના મગજમાં અત્યારે જૂનોગઢનું યુદ્ધ ઘૂમી રહ્યું હતું. એ જુદ્ધે મોટાને નાના કર્યા હતા. નાનાને નકામા ઠરાવ્યા હતા, અનુભવી સેનાપતિઓને એક કોડીની કિમ્મતના બનાવ્યા હતા. મુત્સદ્દીઓને મામૂલી ગણાવ્યા હતા; પાટણના ગજેન્દ્રોને ગધેડા કરતાં પણ નપાવટ મનાવ્યા હતા: તમામે તમામ ગણતરીને ખોટી પાડીને એ ચાલતું રહ્યું હતું, જેને ઘડીના છઠ્ઠા ભાગમાં હણવાના મહારાજ સિદ્ધરાજને કોડ હતા, તે સોરઠનો રા' ખેંગાર દેવ જેવો અમર લાગતો હતો.

રાણકદેવીને નામે તો માનતાઓ ચાલતી. જૂનોગઢનો કિલ્લો—સોલંકીઓની આબરૂની ભયંકર ઠેકડી કરતો એમ ને એમ અણનમ ઊભો હતો.

મુંજાલ અત્યારે, મનમાં ને મનમાં એ યુદ્ધની જ વ્યૂહરચનાઓ ગોઠવી રહ્યો હતો. એક વસ્તુની એને ખાતરી થઈ ચૂકી હતી: જો કિલ્લામાં પ્રવેશ મળે તો સંખ્યાબળથી જ સોલંકીઓ જુદ્ધ જીતી જાય. પણ કિલ્લામાં પ્રવેશ મળે તો—એ 'તો' ભયંકર હતો.

આજે ઝાંઝણની વાતે એને આશાનું એક કિરણ દેખાડ્યું હતું. જૂનોગઢમાંથી જ જે નારી ભાગી છે એમ પરશુરામે શોધ્યું, તે કોણ હતી ? રા'ના કુટુંબની જ કોઈક હોવી જોઈએ. કૈલાસરાશિએ એને આશ્રય આપ્યો, એ એને રુચ્યું નહિ. પણ પરશુરામની ઉતાવળે વાત બગડી જવાનો એટલો જ ભય હતો. એ કોણ હતી એ જાણવું જરૂરી હતું. એને રાશિને આશ્રયેથી બહાર લાવવી એ જરૂરી હતું એ સોમનાથથી ભૃગુકચ્છ, અને ભૃગુકચ્છથી શ્વેતપાદ થઈ માલવામાં પહોંચી જાય નહિ એ અટકાવવું પણ એટલું જ જરૂરી હતું. પણ પરશુરામની ઉતાવળ તો લોકને હાલકડોલક કરી મૂકે. તેણે એક નિશ્ચય કરી લીધો: પરશુરામને આજ ને આજ બીજે મોરચે રવાના કરી દેવો જોઈએ. એની ખુમારી પણ તો જ નરમ પડે. મહારાજ પાસે એ કરાવવું રહ્યું.

—અને ત્રિભુવનપાલ દંડનાયક આંહીં આવ્યો હતો. એનું શું ? મહારાજ જયદેવ બર્બરકની સિદ્ધિનો આશ્રય લેવાના એ ચોક્કસ હતું—એટલે એ ઘર્ષણમાંથી નવી

મુશ્કેલી ઊભી થવાની. ત્રિભુવને પાછું લાટ સંભાળવા જવું જોઈએ. આંહીં એના વિના ચાલે. લાટ તો એના વિના ખાડે પડે. એ પણ ગોઠવવું રહ્યું.

—જગદેવ પરમાર. મહારાજ જયદેવની કલ્પનાને એણે આકર્ષી હતી. એની પાસે ક્ષત્રિયવટને શોભે એવા ગુણ હતા. એ ક્ષુલ્લક વાતમાં પડતો નહિ. પાટણના રાજકારણમાં માથું મારતો નહિ. મહારાજને એની રજપૂતીમાં ભારે વિશ્વાસ જન્મ્યો હતો. પણ ગિરનારનાં આ ભૈરવી ખડકો કેવળ રજપૂતીની તો ક્રૂર મશ્કરી કરી રહ્યાં હતાં—તેનું શું ? અને આ જગદેવ માલવા સાથે કાંઈક ઘાલમેલ કરતો હશે—તેનું શું ? જગદેવની વિદાય પણ મહાઅમાત્યને એટલી જ જરૂરી લાગી.

ત્રિભુવન, જગદેવ, પરશુરામ—એ બધા આંહીં સાથે ભેગા થવાથી, બળ વધવાને બદલે બળ ઘટવાનો સંભવ હતો. મહાઅમાત્યે પોતે જ તમામ સંચાલન ઉપાડવાનો નિર્ધાર કરી લીધો. અને વિરામકાલ આવે તે સાથે જ આ વસ્તુ સિદ્ધ કરી લેવાનો તેણે સંકલ્પ કરી લીધો.

પરંતુ એ સંકલ્પને અંતે—એની નજર એક વ્યક્તિ ઉપર જઈને ઠરી—સિદ્ધરાજ જયાસહદેવ.

એની પાસે એની પોતાની રાજનીતિ હતી. તેનું શું ? એ પોતે જ આ કરતો હોય તેમ એની પાસે આ વસ્તુ સિદ્ધ કરાવો તો જ એ થાય.

જયસિંહદેવને યુદ્ધ પૂરું કરવું હતું. એને યુદ્ધ જીતવું હતું. એને પાટણમાં યશસ્વી વિજેતા તરીકે પાછું ફરવું હતું. એને માલવાની ભૂમિ ઉપર જવું હતું. એને વિક્રમનું સ્વપ્ન સિદ્ધ કરવું હતું. અને એને પોતાના જ પરાક્રમમાંથી તેજસ્વી

જીવન જીવવું હતું. એ શું નહિ કરે એ કહેવું અશક્ય હતું. પણ એ આ કરી શકશે? ત્રિભુવન વિના, જગદેવ વિના, પરશુરામ વિના ચલાવી શકશે? એ ત્રણેનાં ત્રણ દૃષ્ટિબિન્દુ હતાં. ત્રણે જુદાંજુદાં હતાં. અને તેથી ત્રણે નબળાં હતાં. જયદેવ મહારાજ એ સમજશે? અંતે એણે નિશ્ચય કર્યો હોય તેમ લાગ્યું.

'એ તો એમ જ,' તે મોટેથી બોલ્યો: જુદ્ધ જ ચલાવવું હોય તો તે તમે ચલાવો; જુદ્ધ જીતવું હોય તો આ મેં બતાવ્યો તે રસ્તો લ્યો.' તે બોલતો બોલતો અટકી ગયો. ત્યાં એની સામે કૃપાણ આવીને ઊભો રહી ગયો હતો.

'પ્રભુ! મઠપતિજી આવ્યા છે!' કૃપાણે સમાચાર આપ્યા.

'આવી ગયા? ક્યાં છે?'

'રાજમાતા પાસે. રા'નો જવાબ લઇને બા દેવુભા પણ આવ્યા છે. એટલા માટે મહારાજ તમને બોલાવે છે!'

'બીજું કોણ કોણ આવ્યું છે બા દેવુભા સાથે?'

'બા દેવુભા છે. દેશુભા છે. દુર્ગપતિ સોઢલ છે.'

'ક્યાં મહારાજ પાસે છે?'

'હા. ત્યાં મહારાજે સૌને બોલાવ્યા છે. દંડનાયકજી છે. સેનાપતિજી છે. પરમાર જગદેવ પણ હમણાં જ આવ્યા.'

'સોમનાથથી?'

'હા.'

મુંજાલ તૈયાર થયો. એના મગજમાં એક નામ પથ્થરની પેઠે ભટકાયું—દેશુભા. એ કેમ આવ્યો હશે? એ આવ્યો છે—તો હાથતાળી દઇને પાટણની કાંઇક પણ ગેરઆબરૂ

કરવા માટે જ આવ્યો નહિ હોય ? કે એના પોતાના કોઇ મેળમાં આવ્યો હશે ? '

'દેશળ એકલો છે કે વિશુભા પણ સાથે છે ?' તેણે પૂછ્યું.

'વિશુભા નથી. દેશળ એકલો જ છે !'

મહાઅમાત્યને આખે રસ્તે આ દેશળ વિશળના વિચાર આવ્યા કર્યા. એ રા' ખેંગારના ભાણેજ હતા. પણ જયસિંહદેવના પણ દૂર દૂરના સંબંધી હતા. બન્ને જ્યાં જાય ત્યાં સાથે જતા. એક વિના બીજો રહી શકતો નહિ એમ કહેવાતું. રા'એ દેશળને આવવા દીધો હતો—ને વિશળને ત્યાં રાખ્યો હતો—એમાં કાંઈક ઊંડો ભેદ નહિ હોય ? રા'ની સાથે એમનો મનમેળ મોળો છે એમ લોકવાયકા ઊડતી હતી એ સાચી કે આ સાચું ? કે બન્ને ખોટાં ?'

'રા'નું ઘર ફૂટયું છે ને રા'ના ભાણેજ ભાગ્યા છે—એ વાતને ખોટી ઠરાવવા માટે જ ખેંગારે આને મોકલ્યો ન હોય ? અને વિશ્વાસ ઓછો થયો હોય તો એટલા માટે વિશળને પાછળ રાખ્યો હોય એમ પણ ન હોય ? આ તર્કે એમનો પરિચય કર્યો હોય તો કાંઈ મળે ખરું ?' વિચાર કરતાં કરતાં મુંજાલે મહારાજના છાવણીખંડમાં પ્રવેશ કર્યો, પણ મહારાજ ત્યાં ન હતા.

દંડનાયક ને ભા દેવુભા જાણે જૂના મિત્રો હોય તેમ એક તરફ વાતોએ વળગ્યા હતા. બીજી બાજુ જગદેવ પરમાર બેઠો હતો. એની પાસે થોડે દૂર પરશુરામ અધીરાઈમાં ઊંધા પગ નાખી, પાસે તલવાર મૂકી, મહારાજના આવવાની હરપળે પ્રતીક્ષા કરતો, મુંજાલની નજરે ચડયો.

મુંજાલને પરશુરામની ખુમારી ઉપર મનમાં હસવું આવ્યું; પણ એના ખમીર ઉપર એ આફરીન પણ એટલો જ થયો: ખુમારી જાય — ને ખમીર રહે તો એક દી એ નામના કાઢે.

તમામ ઉપર એક દૃષ્ટિ નાખતો મુંજાલ આગળ વધ્યો. એની નજર દેશળને શોધી રહી હતી.

એટલામાં એની દૃષ્ટિએ તરત દેશળને પકડી પાડ્યો. જે દ્વારમાંથી મહારાજ આવવાના હતા ત્યાં એ પાસે જ ઊભો રહી ગયો હતો. મુંજાલને એમાં કાંઈક ભેદ જણાયો. તેણે કૃપાણને ઇશારતથી બોલાવ્યો.

એક વખત એ પાટણમાં રહ્યો હતો. હાથતાળી દઈને એ નાસી ગયો હતો. એ માણસ આંહીં અત્યારે એને એટલો જ ભયંકર લાગ્યો.

'કૃપાણ! પેલા ત્યાં ઊભા છે—દેશુભા—એ ગમે તેમ પણ રા'ના ભાણેજ છે.. અને આપણા પણ દૂર.. દૂરના સગા છે. ત્યાં એકલા પડ્યા લાગે છે. એમને આંહીં બોલાવ.. આંહીં મારી પાસે. હજી મહારાજને તો આવતાં વાર થાશે — હું આંહીં બેસું છું. એમને આંહીં બોલાવી લાવ! કહેજે કે મારે એ વાત કહેવી છે!'

કૃપાણ દેશળને બોલાવવા ગયો.

એટલીવારમાં તો મુંજાલના મનમાં એક હજાર ને એક વિચાર આવી ને ચાલ્યા ગયા. આ દેશળ સોલંકીઓનો પણ સગો હતો. અત્યાર સુધી એની સાથે સંદેશો ચલાવવાનું કોઈ સાધન જ ન હતું. આજ એ પોતે જ આંહીં આવ્યો હતો. એ ભયંકર હતો — પરંતુ એ ક્ષુલ્લક પણ

હતો. એની ભયંકરતા દુશ્મનને જ નડે એવું કાંઈ ન હતું. મિત્રને પણ એ એટલી જ વિનાશકારી થઈ પડે.

ઊંડી રમત રમવાનો એને રસ હતો. એના એ રસનો ઉપયોગ ન કરાય ?

એટલામાં તો દેશળ આવ્યો: મુંજાલ એને બથ ભરીને સોરઠી રીતે મળ્યો: 'દેશુભા! તમે તો, ભા! ઘા મારી ગયા તે પાછા આજ જાતા દેખાણા, ભલા માણસ! ક્યાં છે વિશુભા? કેમ દેખાતા નથી? મારો સંદેશો મળ્યો?'

દેશળની આંખમાં કારણ વિનાની ન સમજી શકાય એવી અસ્વસ્થતા મુંજાલે જોઈ. તે સાવધ થઈ ગયો. એ અસ્વસ્થતા શાની હોય? મુંજાલે એ વસ્તુ વીજળીની ઝડપથી પકડી પાડી. તે એની સામે જોઈ રહ્યો.

'સંદેશો તો મળ્યો, મુંજાલ મહેતા! પ..ણ..' દેશળનો અવાજ દબાયેલો, ધીમો અને હીણો હતો. મુંજાલે એ જોયું. કૃપાણ સાથે પોતે હમણાં સંદેશો મોકલ્યો એની વાત એ કરી રહ્યો હતો. પણ દેશળ બીજી ભળતી જ વાત સમજતો હોય તેમ લાગ્યું. મહારાજના આવવાની પ્રતીક્ષા કરતો એ ત્યાં ઊભો રહ્યો હતો એ પણ સૂચક હતું. મુંજાલના મનમાં અચાનક કાંઈક ગડ બેસી ગઈ. તેણે વાતને ઝડપથી આગળ વધારી:

'શું પણ..? પણ ક્યાં સુધી, દેશુભા? તમે છો, વિશુભા છે..! અને હજી પણ.. પણ? ક્યાં સુધી પણ?' મુંજાલ ઉતાવળે બોલી ગયો. તેનો અવાજ એકદમ ધીમો હતો.

પોતે શી વાત કરી રહ્યો હતો એ મુંજાલ પોતે જ સમજતો ન હતો. દેશળનું અપરાધી મન વાત પ્રકટ કરી દે

ત્યાં સુધી એણે રાહ જોવાની હતી.

'એવું છે, મહેતા! કે હવે અમારે પળે પળે ચેતીને ચાલવાનું છે,' દેશળે છાના અવાજે કહ્યું. મુંજાલ આનંદી ઊઠ્યો. આ માણસ ઉપયોગી થાય એવું હતું. દેશળે વધારે ધીમો અવાજ કર્યો: 'કાકાને—અરે! મહારાજને—સંદેશો તો મોકલ્યો હતો. તમને તો ખબર હશે?' દેશળનો છાનો દબાયેલો અવાજ અત્યંત ધીમો બની ગયો હતો.

'એ તો મહારાજે મને કહ્યું,' મુંજાલે હવે અઠ્ઠે ચલાવ્યું.

'અમારી પ્રભાતની ચોકી, ને ધાર ઉપરથી મહારાજ સ્પષ્ટ નજરે ચડ્યા, એટલે તીરમાં ભરાવ્યો ને સંદેશો પહોંચી ગયો—પણ હવે તો આ દુર્ગપતિ સોઢલ જાતે બધે ફરે છે. ને મા નાસી છૂટ્યાં પછી અમારા ઉપર જાપતો બે'ક વધુ છે! ડુંગરે ડુંગરની ચોકી ને રસ્તા એ નિહાળે છે!'

'જુઓ, દેશુભા! મા કાંઈ મલક ઊતરી ગયાં નથી... એ બેઠાં ત્યાં...!' મુંજાલે જવાબ વાળ્યો.

'એ તો છે જ. સોમનાથ ક્યાં આઘું છે?'

'પરશુરામ પોતે જ ખબર લઈ આવ્યો ને!' મુંજાલને વાત વધુ સ્પષ્ટ થતી લાગી. 'પણ એ તો ભલે સોમનાથમાં બેઠાં માળા ફેરવે. અમારા આંખમાથા ઉપર. પણ આપણે આપણું કરો ને!' એટલામાં કૃપાણ આવ્યો. મુંજાલ શાંત થઈ ગયો. 'પ્રભુ! મહારાજ તમને અંદર બોલાવે છે!'

મુંજાલે જતાં જતાં ધીમેથી દેશળના કાનમાં કહ્યું: 'તમારી જ વાત લાગે છે, દેશુભા!'

'પણ જોજો હો—મુંજાલ મહેતા! એક સહેજ પણ ઇશારો ન થાય . . . અમારે પાણીમાં રે'વું ને મઘર-મચ્છનું વેર ઇ મા'લી વાત છે!' દેશળે એટલા જ ધીમા સ્વરે વાત કરી.

મુંજાલ કૃપાણુ સાથે ગયો. પણ એનું હૃદય દેશળ પાસે હતું. સૌ પોતપોતાની ધૂનમાં એવા મશગૂલ જણાયા કે એના તરફ કોઇએ ખાસ નજર કરી હોય તેમ લાગ્યું નહિ. ને કરી હોય તોપણ શબ્દ સમજાય એમ ન હતો. પોતાની પાસે કોઇક અમૂલ્ય રહસ્ય આવ્યું હોય એવી છટાથી એણે અંદર પ્રવેશ કર્યો. હવે તો એણે જયસિંહદેવનું માપ પણ લઇ લેવાનો નિશ્ચય કર્યો. એટલું જ નહિ—આને આધારે તો એ મનમાં ને મનમાં યોજના ઘડી રહ્યો. જે સંદેશા વિષે દેશળે વાત કરી હતી, તે મહારાજ પાસે હતો. જયદેવ વાત ન કરે, તો પોતે સર્વજ્ઞની શક્તિથી એ વાત ઉપાડવી. તે ઉતાવળે મહારાજ પાસે જઇ પહોંચ્યો.

અંદરના ખંડમાં અતિ મૂલ્યવાન જરિયાનના ગાદી-તકિયાને અઢેલીને સિદ્ધરાજ પોતાની હમેશની ઢબ પ્રમાણે કાંઇક અધીરાઇમાં હોય તેમ બેઠો હતો. ખભા ઉપરથી નીચે સુધી ઢળતી એની મૂલ્યવાન સોનેરી રૂપેરી પિછોડી ગાદી ઉપર આમતેમ પડી હતી. એના પગ પાસે એની લાંબી ભયંકર તલવાર પડી હતી. જમણા હાથે ધોળો હસ્તિદંત જેવો શંખ હતો. એક તરફના વસ્ત્રદ્વાર પાસે, એની પાછળ, એક સશસ્ત્ર સૈનિક ચોકી કરતો ઊભો હતો. એના તેજસ્વી ગૌર મોં ઉપર કાંઇક અશાંતિ જણાતી હતી. પણ એની આંખમાં એ જ ગૌરવભરેલો, જન્મસિદ્ધ સત્તા-

વાહી ટંકારવ બેઠો હતો. જે તરફ એ દૃષ્ટિ જાય એ તરફ એની આજ્ઞા જ સર્વોપરિ રહેવાની છે એવા આત્મવિશ્વાસની તેજસ્વિતા એમાંથી પ્રકટતી હતી. એણે મુંજાલને આવતો જોયો—અને હાથ, જરાક પાછળના તકિયા તરફ કર્યો. તરત પેલો સશસ્ત્ર સૈનિક ત્યાંથી અદૃશ્ય થઇ ગયો.

'મહેતા! રા' નો જવાબ લઇને ભા દેવુભા આવ્યો છે. એને યુદ્ધ બંધ રાખવું નથી. બંધ રાખવાની આપણે પણ કાંઇ પડી નથી. પરશુરામ આવી ગયો છે ને?' મુંજાલને જોતાં જ જયદેવે કહ્યું.

'હા, આવી ગયો છે!'

'એને કહી દો—ત્યારે, યુદ્ધઘોષણા પાછી ચાલુ કરાવે!'

'યુદ્ધઘોષણા તો થઇ જાશે. પણ ભા દેવુભા એકલો ક્યાં છે? એની સાથે દેશળ છે. એનું શું કરવું છે?' મુંજાલે તત્કાળ વાત ઉપાડી લીધી.

'દેશળનું? કેમ એનું શું કરવાનું છે? એની પાસે વળી કાંઇ બીજો સંદેશો છે?' સિદ્ધરાજને મુંજાલના શબ્દથી આશ્ચર્ય થયું હતું.

'એ તો મારા કરતાં મહારાજને વધુ ખબર હોય નાં?'

'મને? કેમ મને વધુ ખબર હોય?

'તમારે નિશ્ચય કરવાનો છે, મહારાજ!' મુંજાલે દૃઢતાથી કહ્યું.

'મારે? તું શાની વાત કરે છે?'

'જુઓ, મહારાજ!' મુંજાલના સ્વરમાં એક પ્રકારની સ્પષ્ટતા અને ચેતવણી દેખાયાં. સિદ્ધરાજને એ સ્વર અપરિચિત લાગ્યો. તે જરાક બેઠા જેવો થઇ ગયો: પણ મુંજાલ આગળ વધ્યો: 'જુઓ, મહારાજ! આ રણક્ષેત્ર સોરઠનું

છે. આંહીં તમારા ગજેન્દ્રો ત્રણ બદામના બની ગયા છે. આવતી કાલે તમામ સેનાપતિઓ પણ એવા જ સિદ્ધ થશે. તમને ખબર છે, આપણે કોની સાથે લડીએ છીએ ?'

'કેમ ? રા' સાથે !'

'ના, પ્રભુ ! રા' સાથે આપણે લડતા નથી. રા' સાથે તો મહારાજ મૂલરાજદેવ ને દુર્લભદેવ લડ્યા હતા ને જીત્યા હતા. આપણે લડીએ છીએ હિમાચળ જેવી ઉત્તુંગ અચળતા સાથે !'

'તું થાક્યો લાગે છે, મુંજાલ !'

મુંજાલ મનમાં હસ્યો. એણે શાંત સત્તાવાહી અવાજ ધારણ કર્યો. પોતાથી નાના આપ્તજનને કહેતો હોય એવી મુરબ્બીવટથી એ બોલ્યો : 'હું થાક્યો નથી, પ્રભુ ! હું કંટાળ્યો છું—યુદ્ધથી નહિ, શ્રમથી નહિ, ઘેલી યુદ્ધ-વ્યવસ્થાથી. આપણી પાસે શૂરવીરો છે; પણ શૂરવીરો જુદ્ધ જીતતા નથી. એ તો જુદ્ધ ચલાવે છે ! જુદ્ધ લડે છે, જુદ્ધ જીતવું છે, કે જુદ્ધ લડવું છે—એ નિશ્ચય તમારે કરવાનો છે, પ્રભુ ! જીતવું હોય તો આ તક છે. લડવું હોય તો પણ આ તક છે. આ દેશળ આવ્યો છે. એના મનમાં કેક વાતો ભરેલી લાગે છે !'

'શાની ?'

'શાની ?' મુંજાલે ટૂંકાવ્યું: 'એ તો મારા કરતાં મહારાજ પોતે જ વધું જાણે છે. મહારાજની પાસે શું એનો તીરસંદેશો નથી આવ્યો ? એ સંદેશો કાંઈ જ નથી કહેતો ? એ સંદેશો જોયા વિના જ મારે બા દેવુભાને પ્રત્યુત્તર આપવાનો છે — એમ મહારાજનું કહેવાનું છે ?'

જયસિંહદેવ આશ્ચર્યથી ઘડીક સ્થિર થઇ ગયો. પણ તે અત્યંત વિચક્ષણ હતો. બે પળમાં જ એણે સ્વસ્થતા મેળવી લીધી. મુંજાલે એટલીવારમાં જ આ સંદેશાવાળી વાત જાણી લીધી — એની એને નવાઇ લાગી. એની શક્તિ માટે એને માન હતું. પણ એ શક્તિ ઘડીના છઠ્ઠા ભાગમાં અણધારી વાત પણ મેળવી લે છે, એ જાણતાં એને સહેજ અસ્વસ્થતા પણ થઇ. મુંજાલે વાત મેળવી એ એને રુચ્યું હોય તેમ લાગ્યું નહિ. પણ તેણે કાંઇ ન હોય તેમ કહ્યું: 'હાં હાં! તું એ વાત કહે છે? એ સંદેશો તો આ રહ્યો, મુંજાલ!' તેણે ગાદી નીચેથી નાનકડો વસ્ત્રલેખ કાઢી મુંજાલ તરફ ધર્યો: 'પણ એ દેશળનો છે એની શી ખાતરી? અને એના ઉપર કેટલો વિશ્વાસ મૂકવો એ પણ જોવાનું છે. તને એણે શું કહ્યું?'

'લીલી ભાગી છૂટી છે!' મુંજાલે પોતે બધું જ હોય જાણતો હોય એવી છટાથી કહ્યું.

'કોણ? રા'ની બહેન?'

'હા.'

'ક્યાં ગઇ હશે?'

'એ તો સોમનાથ — બીજે ક્યાં જાય? ભા દેવુભા, સોઢલ, દેશુભા — એ તમામ આંહીં આવ્યા છે, કદાચ એ માહિતી મેળવવા માટે પણ આવ્યા હોય. રાશિજી સાથે મસલત પણ કરતા હોય. અત્યારે કોઇ ખૂટે — એ એમને માટે તો ભયંકર છે. આપણે આ તક ઝડપી લેવાની છે. લીલી પાછી ન ફરે—કે માળવા તરફ ન જાય — એ આપણે જોવાનું છે!'

'પરશુરામ ગયો હતો ને સોમનાથ તરફ? એ શા સમાચાર લાવ્યો?'

'એ ખબર તો રાશિજી પાસેથી ધીમે ધીમે મેળવાશે. પણ પરશુરામને તો એટલા માટે સોમનાથ મોરચેથી જ ફેરવવો પડશે!'

'ફેરવવો પડશે? પરશુરામને? કેમ એમ બોલ્યો?'

'જુઓ, મહારાજ! પરશુરામ ઉતાવળિયો છે. લીલી પાછી જાશે તો આપણે તક ગુમાવીશું. બીજે ભાગશે તો આપણે નબળા ગણાઇશું. લેવા જઇશું તો સામે રાશિ છે. નહિ લેવા જઇએ તો મૂર્ખમાં ખપીશું. ત્યાં ને ત્યાં રાખીને લાભ લઇશું તો ડાહ્યા મનાઇશું. આ દેશળનો સંદેશો સ્પષ્ટ છે. આપણે એને રાજ સોંપીએ. એ આપણને ગઢ સોંપે! લીલીનો ઉપયોગ એ વખતે કરવાનો છે!'

'પણ એમનો વિશ્વાસ કેમ કરાય? વાત આખી ખોટી હોય — લીલીની વાત પણ બનાવટી હોય તો?'

'દુનિયાનું તંત્ર, પ્રભુ! અરધું ડાહ્યાઓના હાથમાં છે, તો અરધું મૂરખાઓના હાથમાં પણ છે. એમાં તો એ નભે છે! આ રા' ખેંગાર ડાહ્યો છે. એ જાણે છે કે ગઢ સોંપ્યા પછી રાજ રહેતાં નથી. એના જીવતાં એનો ગઢ આપણને કદાપિ પણ નહિ મળે. દેશળ સ્વાર્થી છે. એને ગઢની ખબર નથી. માત્ર રાજની ખબર છે. વિશળ મૂર્ખ છે. એને ગઢની કે રાજની બેમાંથી એકેની ખબર નથી. દેશળ શઠ છે, માટે આ કામ કરે છે. વિશળ મૂર્ખ છે માટે આમ કરે છે.'

'પણ લીલી? લીલીને શું છે?'

'એ આપણે શોધવાનું છે! લીલી આ કરી રહી હોય વૈર લેવા માટે. વૈરથી પ્રેરિત સ્ત્રીના જેવું વિશ્વાસપાત્ર દુનિયામાં કોઇ જ નથી. લીલીબા વેર લેવા નીકળી છે. વૈર લેવા નીકળેલી સ્ત્રી આડું કે અવળું જોવા થોભતી નથી. પુરુષ પ્રેમમાં ગાંડો થાય છે. પણ સ્ત્રી પ્રેમમાં આંધળી બને છે; એ ગાંડીતુર તો વૈર લેતી વખતે થાય છે.'

'મુંજાલ! દેશળનો આ સંદેશો છે. એ સાચો પણ છે, એમ માનો. પરંતુ આપણે લડી લડીને છેવટે આ લડયા એમ? ત્રિભુવન એ વિષે શું કહેશે તેનો તેં વિચાર કર્યો? અને મા? અને માલવાવાળા? અને ભારતવર્ષ? અને એથી પણ વધુ—કવિજનો? અને ઇતિહાસ?'

'મહારાજ! જે વિજય મેળવે છે, તે બીજાઓએ વિજય વિષે કેમ બોલવું એ વાત પણ કેળવે છે. અત્યારે કોણ શું કહેશે — એ બહુ જરૂરી નથી. અને પછી કોણે શું કહેવું એ વસ્તુસંકલના બહુ અઘરી નથી. એક વસ્તુ છે, પ્રભુ! હું તો એનો જ વિચાર કરું. વાત ફૂટી જાય તો એ મૂરખ બને. આપણે એભાના કહેવાઇએ.'

'પણ લડી લડી ને છેવટે આવી રીતે લડવું, એમ?'

'મહારાજ! આ જુદ્ધ હવે જો લંબાશે, તો આપણો પરાજય થઇ ચૂકયો છે. લડનારાઓએ કેમ લડવું એમ સૌએ કહ્યું છે. પણ પરાજય મેળવવા માટે લડયા કરવું, એમ કોઇએ કહ્યું નથી. માત્ર લડયા કરવું હોય તો તો આ ઘેરો ઉઠાવી લેવામાં ડહાપણ છે!'

'ત્રિભુવનને પૂછયું? ત્રિભુવનને બોલાવીએ—ને દેશળને પણ બોલાવીએ.'

'જુઓ, મહારાજ! હું તમને સ્પષ્ટ કહી દઉં. હવે તમે એમાંથી એકેને પણ બોલાવશો, એટલે આ સંદેશો એ ફૂટી કોડીનો બની જશે. દેશળ વિશળનો વિશ્વાસ તો તમે કરી શકશો. એમણે તો આ કાંડાં કાપી આપ્યાં છે. એ નહિ ખૂટતા હોય તો વાત પ્રકટ કરી નાખવાની ધમકી આપીને પણ હવે આપણે એને ખૂટલ બનાવી શકાશું. પણ આ સંદેશાની વાત હજી સુધી એક હું જાણું છું. એક તમે જાણો છો. એક દેશળ જાણે છે. વિશળ જાણે છે. લીલી જાણતી હોય તો. આ પાંચ ઉપરાંત છઠ્ઠું કોઈ પણ આ વાત હવે જાણશે, તે વખતે આપણે ગાંઠડાંપોટલાં બાંધવાં પડશે. આપણે જુદ્ધ હારી ગયા હઈશું!'

'તો હવે શું કરવું છે?'

મુંજાલનું ચાલત તો અત્યારે એ બે હાથ ઊંચો કૂદત. આ જયદેવ પાસેથી આટલી વાણી કઢાવવી એ સાધારણ વાત ન હતી. મુંજાલે પોતાની દાઢી ઉપર જરાક હાથ ફેરવ્યો. ક્ષણ બે ક્ષણ વીતી ગઈ. સિદ્ધરાજ એની સામે જોઈ રહ્યો.

'પ્રભુ! લીલીબા સોમનાથ તરફ ગઈ લાગે છે. સમુદ્ર-સ્નાન સમે એનો ને દેશળવિશળનો સંપર્ક સાધી શકાશે. જરાક રાશિજીને પ્રસન્ન કરવા પડશે. પરંતુ ત્યાં સુધી તો આ વસ્તુની જરા જેટલી પણ ગંધ બહાર આવશે, તો એ આખી વાત અફળ જાશે. ગંધ ન આવે—એટલે હું તો દેશુભાને તતડાવીશ! એવો તતડાવીશ . . . કે . . .'

'કોને તતડાવવાની વાત છે, મુંજાલ? તું તો હજી એવો ને એવો રહ્યો!'

'પણ શું કરું, બા! સોમનાથ મહાદેવ જેવાની છત્ર-

છાયાનો મર્યાદાભંગ સહન કરીએ તો લોકમાં ખળભળાટ વ્યાપી જાય. ને મઠપતિજી મહારાજ જેવા અપ્રસન્ન થાય એ વધારામાં. પરશુરામ જરાક ઉતાવળો છે જ,' મુંજાલે વાતનો દોર સાંધી દીધો. સામેથી મીનલદેવી પોતે જ આવી રહી હતી. એની પાછળ મઠપતિ હતો. મુંજાલે સંદેશાનો વસ્ત્રલેખ કેડે ચડાવી દીધો. તે બે હાથ જોડીને મઠપતિને નમી રહ્યો. સિદ્ધરાજે ઊભા થઈને હાથ જોડ્યા. 'જયદેવ ! મઠપતિજી તો જાય છે. રા' માને તેમ નથી,' મીનલ બોલી: 'ભલે એણે ના પાડી, પણ આપણે તો ભગવાન સોમનાથની મહત્તા જાળવવાની જ છે. મેં મઠપતિજી મહારાજને એ કહ્યું !'

'એ તો એમ જ, બા ! મહારાજે પણ હમણાં એ જ નિશ્ચય કર્યો છે. સમુદ્રસ્નાનની ઘોષણા થશે. જુદ્ધ રા' બંધ નહિ રાખે તો ભલે—પણ સમુદ્રસ્નાન કરવા જનારો કોઈ આપણે હાથે હેરાન નહિ થાય, પછી શું ? મઠપતિજી ! પરશુરામને પણ મહારાજ વનસ્થલી મોરચે મોકલે છે.'

'હેં, જયદેવ ?'

મુંજાલની વાત અચાનક હતી. પણ સિદ્ધરાજને એમાં લીલીબાની વાતનો અનુસંધાની દોર દેખાયો. તેણે કૈલાસ-રાશિના ચહેરા ઉપર પણ આનંદ જોયો. બોલ્યા વિના સિદ્ધરાજે ડોકું ધુણાવ્યું. પોતે બીજું કાંઈ બોલી શકે તેવો રસ્તો રહ્યો ન હતો. મુંજાલને પોતાનો રસ્તો વધારે સ્પષ્ટ થતો લાગ્યો.

'તો એ પ્રમાણે ભા દેવુભાને પ્રત્યુત્તર આપી દ્યો—મુંજાલ !' સિદ્ધરાજે કહ્યું: 'અને પરશુરામને . . .' તેણે ધીમેથી તાલી પાડી. કૃપાણ દેખાયો: 'પરશુરામને આંહીં મોકલ, કૃપાણ !'

પરશુરામનું ભાવિ મુંજાલે જોઈ લીધું. રાશિની પ્રસન્નતા એણે દીઠી. મીનલની આંખમાં સંતોષ દેખાયો. થોડી વારમાં પરશુરામ નજરે પડ્યો.

'પરશુરામ!' મહારાજે તેની સામે મુદ્રા ધરી, 'લે આ, તારે આવતી કાલથી વંથલીનો મોરચો સંભાળવાનો છે..'

'પ્રભુ!'

પરશુરામ ઉપર ઘા પડ્યો હોય તેવું થયું. એ તો સોરઠી જુદ્ધને ટૂંકાવવા માટે સોમનાથ જવાનું વિચારી રહ્યો હતો. તેને કૈલાસરાશિની હાજરી ખૂંચી રહી. તે એક ક્ષણ અવાક્ થઈ ગયો. મુંજાલ એના મનની વ્યથા કળી ગયો.

'પરશુરામ! મહારાજની આજ્ઞા પ્રમાણે તારે વંથલી મોરચે જવાનું છે. ફાવશે નાં?'

'મહાઅમાત્યજી! આ યુદ્ધ તમે ખેલવાના છો. હું તો વંથળી મોરચે શું — મહારાજ આજ્ઞા આપશે એ મોરચે જઈશ! મારે શું છે?'

'જો, પરશુરામ! તારા જેવડી વયે મને પણ લાગતું કે હિમાચળથી નર્મદાનાં મેદાન ઘડીના છઠ્ઠા ભાગમાં હું જીતી લઉં. સ્વપ્નાં એ મનના તરંગો છે. એ મોહક હોય તો આપણને આનંદ આપે. રૂપાળાં હોય તો બે ઘડી સ્વર્ગ સરજે. પણ છેવટે તો એ સ્વપ્નાં જ છે. તને કેટલી કેટલી આકાંક્ષા છે એ મારા ધ્યાનબહાર નથી હો! પણ તું હમણાં આ નાનકડો વંથળી મોરચો બરાબર સાચવી લે. સમય આવે છે — જ્યારે તારા બધા હીરનો મહારાજને ખપ પડશે. અત્યારે આ આજ્ઞા મહારાજે આપી

છે — એ તો સમુદ્રસ્નાનના સંબંધે છે!' મુંજાલે તક જોઈને પરશુરામની ખુમારીને પણ થોડીક ખંખેરી કાઢી, અને એમાં આડકતરી રીતે મહારાજને પણ કહેવાનું કહી દીધું હતું.

'મારે એક કહેવાનું છે, મહારાજ —' પરશુરામે હાથ જોડ્યા.

એને શું કહેવાનું છે એ મુંજાલ કળી ગયો. એ સોમનાથની વાત બાફવાનો હતો. તેણે એને રોક્યોઃ 'પરશુરામ! તારે જે કહેવાનું હોય તે પછી. . . મહારાજને એ વાત મળી ગઈ છે!'

'પણ મહારાજ! . . . મારી વાત . . .'

'પરશુરામ! એ પછી. તું હમણાં લે આ . . .' મહારાજે તેની સામે મુદ્રા ધરી રાખીઃ 'તું હમણાં જ વંથળી મોરચે જા . . .'

'પણ મારી વાત તો, પ્રભુ . . .!'

'સાંભળેલી વાત પાંખાળી બને છે, પરશુરામ!'

'એક નાનકડી વાત છે. સોમ . . .' મહારાજે એને અટકાવી દીધોઃ

'સેનાપતિજી!' જયદેવનો અવાજ કાંઈક તીખો બન્યોઃ 'તમે વંથળી મોરચો સંભાળો. ભગવાન સોમનાથનો દ્વારપાળ તો હું પોતે જ રહેવાનો છું.'

પરશુરામને સમજણ પડી નહિ કે આ બધું શું હતું.

'તું હમણાં જ ઊપડી જજે. આંહીં પૃથ્વીભટ્ટ આવશે.!'

'પરશુરામ! આ તો સમુદ્રસ્નાનની ઘોષણા થવાની છે — એટલા માટે તારે વંથળી મોરચો સંભાળવો પડશે!' મુંજાલ બોલ્યો.

પરશુરામ પામી ગયો, તેણે કૈલાસની પ્રબળ સત્તાનો પ્રભાવ એમાં દીઠો. મીનલદેવીની સોમનાથભક્તિ પણ કામ કરી ગઈ હોય. તેણે કાંઇ પ્રત્યુત્તર વાળ્યો નહિ, પણ તેના ચહેરા ઉપર લાલી આવી ગઈ. મુંજાલે એને જરાક ઠંડો પાડયો : ' પરશુરામજી ! દંડનાયક ત્રિભુવનપાલજી આવ્યા છે. પરમાર પણ છે. તમે છો. ત્રણે મોરચે ત્રણે સેનાપતિ મૂકવામાં મહારાજનો કાંઇક હેતુ હશે. કાલે તમે વંથળી મોરચો સંભાળી લેજો ! '

પરશુરામ નમીને ગયો.

' મુંજાલ ! એને ખોટું લાગ્યું છે હો ! ' મીનલ બોલી.

' બા ! મઠપતિજી જેવા સામે મહારાજ મસ્તક નમાવે છે. એણે ભૂલ કરી . . . ભગવાન સોમનાથના સાન્નિધ્યમાં તો જે નમ્રતા સાચવે એ જ શોભે ! '

મઠપતિ મુંજાલ તરફ પ્રસન્ન દૃષ્ટિથી જોઈ રહ્યો. મુંજાલે બે હાથ જોડીને એને નમન કર્યું. કૈલાસરાશિએ આગળ ચાલતાં એના મસ્તક ઉપર હાથ મૂકયો : ' મહાઅમાત્યજી ! તમારા જેવો મંત્રી, અને મહારાજ જેવો નૃપ — કલિયુગમાં એ ચમત્કાર છે ! સમુદ્રસ્નાન કે લિયે અવશ્ય હિ આના ! ' મઠપતિ જવા માટે આગળ વધ્યો. મુંજાલે એનું પડખું પકડયું : ' અરે ! આવ્યા વિના કાંઈ રહું ? અને અમારે તો પાછું ધર્મસંકટ છે ! '

મુંજાલે મહારાજ ને મીનલદેવીને કાંઈક વાતમાં તલ્લીન દીઠાં. તેણે ધીમેથી ઉમેર્યું :

' રાજમાતા એ જ વાત કરતાં લાગે છે ! '

' શી ? '

'તમારે ત્યાં આવેલ છે, આ પરશુરામે અવિનય બતાવ્યો તે — એ રા 'ની તો બહેન, પણ ખુદ મહારાજની તો ભાભી થાય નાં?'

'મહારાજ કી ભાભી — કીસ તરહ સેં હો સકતી હય? વો તો દુઃખકી મારી ઇધર આઇ હય — સોમનાથ કે શરણ મેં!'

'દુર્લભરાજ મહારાજ જાત્રા કરવા આવેલા, ત્યારે કોઇ ફટાયો સોલંકી આંહીં રહી ગયેલો, એનો વંશવેલો તે આ. દેશળવિશળની મા!'

'ઐસા?'

'હા! એટલે અમારો ધર્મ છે — એ સ્વસ્થતાથી ત્યાં રહે એટલી વ્યવસ્થા કરી દેવાનો!'

'હાં — વો મેં જાનતા હૂં!'

પાલખી આવી. મહપતિ થોડીવારમાં ઊપડી ગયો. મહપતિને વિદાયમાન આપીને પાછા ફરતા મહારાજના કાનમાં મુંજાલે ધીમેથી કહ્યું: 'પ્રભુ! ત્યાં સોમનાથમાં લીલીઆ પહોંચી છે હો!'

'થયું ત્યારે — તું દેવુભાને કહી દે. હું નથી આવતો. એનો સંદેશો જાણ્યો છે. પછી શું? દેશળને સંકેત આપી દેવાનો — તે વખતે ત્યાં મળે!'

એટલામાં કૃપાણને ત્યાં હાથ જોડીને ઊભેલો મુંજાલે જોયો.

કૃપાણને ત્યાં ઊભેલો જોઇને મુંજાલ વિચારમાં પડી ગયો. એણે મીનલદેવીને અને સિદ્ધરાજને કાંઇક વિચારમાં પડેલાં પણ દીઠાં. તેને લાગ્યું કે મહારાજ કાંઈક નવો કાર્યક્રમ

ઘડી રહેલ છે. શું હશે એ એને સમજતાં વાર લાગી નહિ. એટલામાં તો મહારાજે એને બોલાવ્યો: તેણે ધીમેથી કહ્યું: 'મુંજાલ! લીલી ભાગી હોય, દેશળ ખૂટે એવો સંભવ હોય, ને એમાં આપણી કોઈ શક્તિનો પરિચય રા'ને મળે તો? રા' શું કરે? તું શું ધારે છે?'

મુંજાલ પામી ગયો. જે વાત હવામાં ગુંજી રહી હતી તે મહારાજ પાસે હતી. મહારાજ એનો ઉપયોગ કરવા ધારે છે, એક ક્ષણભર શો પ્રત્યુત્તર આપવો તે એને સૂઝયું નહિ. ત્રિભુવન — અને જગદેવ એ જાણશે. પછી એક ક્ષણ પણ એ ઊભા નહિ રહે. એ બન્નેને દૂર કરવાની એમાં એણે તક જોઈ: પણ લોક — લોક શું ધારશે? લોક ઉપર એનો શો પ્રત્યાઘાત થશે? તેણે હાથ જોડ્યા:

'પ્રભુ! રા' કોઈ દિવસ નહિ નમે!'

'ને કિલ્લો નહિ સોંપે?'

'ના. એનો કિલ્લો ને એ — બન્ને સાથે જશે!'

'જો, આપણે એના કિલ્લાનું કામ નથી. દેશનું પણ કામ નથી. રા'ની આખી વાતને ધૂળ ભેગી કરી નાખવી છે. હવે પછી સોરઠનો કોઈ રા' પાટણ તરફ મીટ માંડે એ રહેવા દેવું નથી. ચોવીસે પહોર ખડિયે ખાંપણ નાખીને સોરઠના રા' બેઠા જ હોય! એ જવું જ જોઈએ! એ જાય નહિ તો પાટણ આ દિશામાંથી કોઈ દી નવરું જ પડે નહિ. તું જઈને મેં કહ્યું તે દેવુભાને કહી દે. ને દેશળને પણ—'

મુંજાલ નમીને ગયો

## ૯. રા' ખેંગારનો રણઘેલો જવાબ !

મુંજાલ બા દેવુભા પાસે આવ્યો ત્યારે એના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પરશુરામ તો સીધો ચાલ્યો ગયો હતો. પણ બા દેવુભા, ત્રિભુવનપાલ દંડનાયક અને જગદેવ પરમાર જુગજુગના મિત્રો હોય તેમ એકબીજા સાથે રણક્ષેત્રની વાતોનો આનંદ કરી રહ્યા હતા. ખેંગારની વાતે ત્રિભુવનને અને જગદેવને લગભગ એના પ્રશંસક બનાવી દીધા હોય એમ એને લાગ્યું. મુંજાલ એ કળી ગયો. તેને દેવુભા ભયંકર લાગ્યો. તેણે એક અર્થવાહી દૃષ્ટિ દેશળ ઉપર ફેંકી લીધીઃ દેશળની પાસેથી પસાર થતાં તેણે ધીમેથી એને કહ્યુંઃ 'સોમનાથમાં ગ્રહણે મળીશ. મહારાજે હા કહી છે. પણ હમણાં તો તમને તતડાવીશ !' દેશળને પહેલાં બે વાક્યોનો મર્મ સમજાયો. ત્રીજું શા વિશે છે એ તરત સમજી શક્યો નહિ. એટલામાં આગળ વધેલા મુંજાલનો અવાજ કાને પડ્યોઃ મુંજાલ બા દેવુભાને સંબોધી રહ્યો હતોઃ 'બા ! દેવુભા ! મહારાજ પોતે આંહીં નહિ આવે. તમારી સાથે વીરપુરુષ કોણ ? ને માણસ પણ કોણ ? મહારાજ નહિ આવે.'

એકદમ સૌ ચમકી ગયાઃ ' હા, ભા ! હા— ' દેવુભા બોલ્યોઃ ' મુંજાલજી ! આ ભા દેવુભાએ એંશી ગઈ કાલે પૂરાં કર્યાં. જુદ્ધ પણ એંશી દેખ્યાં. હજી તો મા ભવાનીએ ખડ્ગનો રંગ રાખ્યો છે. માણુસ તો ભા ! ઓળખવાં સે'લાં પડ્યાં નથી. આમાં કોણ કમાણુસ મહારાજે દીઠું, કહેશો ? '

' તમારી ભેગું કોણ છે. તમે જ તપાસો ને પાટણની ભરબજારમાં દગો કરનાર શું આ દેશળ ભા નો'તા ? મહારાજ એનું મોં જુએ ખરા ? મહારાજે તો, યુદ્ધ તમારે ચાલુ રાખવું હોય તો ચાલુ રાખવાનું, કબૂલ્યું છે ! '

દેશળને મુંજાલના ત્રીજા વાક્યનો અર્થ હવે સમજાયો. લેશ પણ શંકા કોઈને ન આવે માટે મુંજાલ એને લબડધક્કે લઈ રહ્યો હતો. એ ઠગવિદ્યાના આનંદની એમાં પરાકાષ્ટા અનુભવી રહ્યો. એણે પણ તીખો જવાબ વાળ્યોઃ ' મુંજાલજી ! એ તો અરસપરસ છે ને ? તમે ક્યાં ઓછા ભીનર્યા'તા ! હાથતાળી તો જાદવકુળ પે'લેથી દેતું આવ્યું છે ! '

' ભા ! મહારાજને વાંકું પડતું હોય તો ભલે એમ રાખો. ' ભા દેવુભા બોલ્યોઃ ' અમારે તો રા' બાપુનો સંદેશો દેવાનો છે. પછી તમે સાંભળો કે મહારાજ સાંભળો, ઈ બધું ય ઈનું ઈ છે નાં ? '

' શો છે સંદેશો ? બોલી નાખો એટલે પત્યું ' દંડ-નાયકજી ! સાંભળજો — આ રા' નો સંદેશો ! '

' ગિરનારનું જેને માથે રખેવાળું ને ચોસઠ ભુજાળીની માથે છતરછાયા, એનો સંદેશો બીજો શું હોય, ભા ? તમતારે જુદ્ધનાં દદામાં દીધે રાખો, બાપ ! મોળું મૂકતા નહિ. અમે અમારું સંભાળી લેશું. રા' બાપુનો તો આ સંદેશો છે

અમાત્યજી ! જુદ્ધ અમારે બંધ રાખવું નથી. તમે જુદ્ધ બંધ કરો ને અમે સોમનાથ જાઇ એવી તમારી મે'રબાની અમારે જોતી નથી. તમારું હાલે તો તમતારે પાંદડે પાંદડે રણચોકી ગોઠવજો. રા' નો કેકાણ, ખડીચોકીમાંથી, ભગવાન સોમનાથની છતરછાયા ગોતી કાઢશે — એનામાં પાણી હશે તો. પણ તમે કોઈ મોળું મૂકતા નહિ, ભા ! લ્યો, જૂનોગઢનાં તો આ વેણ છે, બાપ !'

'મહાઅમાત્યજી !' ત્રિભુવનપાલ દંડનાયક બોલ્યો: 'એ રા'નો સંદેશો નથી. નરી રજપૂતીનો છે !'

'ને તમે એવી નહિ બતાવો, તો નવેખંડ ધરતીમાં તમારો ધજાગરો બાંધી દેશે !' જગદ્દેવે પણ કહ્યું.

'કોણ ? કોણ ધજાગરો બાંધશે, પરમાર ?'

'જુઓ, ભા ! મુંજાલ મહેતા ! તમે તો બાપ ! બાપદાદે મુત્સદ્દી રહ્યા. હું તો રહ્યો ખડગપંથી. બે'ક બાખળબોલો. પણ, ભા ! આ રજપૂતી જે, દી ભારતમાં રંડાશે, તે, દી પછી થઇ રહ્યું. આભને થીગડાં નો'ય. પછી નાઈ નાખવાનું. ને તમે કો છો, કોણ ધજાગરો બાંધશે — ? રજપૂતીને બિરદાવનારા કોક તો હશે નાં ? આ ઈ ધજાગરો બાંધે, બીજું કોણ બાંધે ? ઈ તો તમે અમે સૌ ભેગા છઇનાં ? નીરખજોને કોણ બાંધે છે ?'

'ભા, દેવુભા ! આંધળો, અજાણ્યો ને અજ્ઞાન સરખા કહ્યા છે કહેવાવાળાએ એ કાંઈ અમસ્તા કહ્યા હશે ? કેટલીક વાતો બોલવામાં સારી લાગે, આચરવામાં તો નેવનાં મોભે ચડે. તમને શી ખબર પડે આંહીં બેઠાં, કે પાટણનું મત્ત ગજેન્દ્રોનું દળ હજી છૂટયું નથી. ને છૂટશે ત્યારે શું થાશે ?'

'શું થાશે મે'તા ? આભ હેઠો ઊતરશે ?'

'આભ હેઠો નહિ ઊતરે, દેવુભા! રા' ખેંગાર હેઠો ઊતર! તમારા વીરપુરૂષ તો આ ઊભા એવા કે બીજા? આ દેહુભા!'

'જુઓ, મહાઅમાત્યજી! મેં તમારા કરતાં બે'ક વધુ જોયાં છે. આ તમે જે જુદ્ધ આદર્યું છે નાં — એનું ફળ ગમે ઈ આવે. પણ એમાંથી રા' ખેંગાર તો નામના સોતા બા'ર નીકળશે અને જયસિંહ મહારાજ ગડગડિયાં મેળવશે. કે'વાવાળે કહી લીધું — બાપ! હવે તમતારે તમારા પાટણને શોભે એવું કરજો. લ્યો, જય સોમનાથ! ભગવાન ન્યાં મેળવશે સમદરકાંઠે — તો પાંહે પાંહે જ કાં તો ના'તા હશું! લોહી તો રેડશું ત્યારે, સામસામા પાણી તો ઉડાડશું! લ્યો, ભા! આવજો!'

'ભા દેવુભા.! રજપૂતીનો વાજારો કાંઈ તમારે એકને ત્યાં નથી,' ત્રિભુવનપાલે હવે કડક જવાબ વાળ્યો: 'આ તો તમે ચડી ચડીને વાત કરી એટલે કહું છું. મહારાજ જયસિંહદેવને પણ ભગવાન સોમનાથ આરાધ્ય દેવ છે. રજપૂતી રા'ની તો કોણ જાણે — પણ મહારાજ ભીમદેવની તો છેક સંધના રણ સુધી ગર્જનક સંભારતો ગયો હતો, ને હજી સોરઠને ગામડે ગામડે સૌ સંભારે છે. અમારી પાસે તો એ રજપૂતીનો વારસો છે. બાકી, અમારે બાંધવો હોય તો આડો એવો બાંધીએ કે પવન પણ સંચરે નહિ. પણ અમે તો, તમે જુદ્ધ ચાલુ રાખો છો એટલે જુદ્ધ ચાલુ રાખશું. ને સોમનાથસમુદ્રનું સ્નાન તમામને માટે ખુલ્લું રાખીશું! જેને જાવું હોય તે જાય! રા' પણ જાય. ને રા'ની રૈયત પણ જાય. તમારે મન આ જુદ્ધ કાંઈનું કાંઈ હશે. અમારે મન તો એક ફીફણું છે!'

'એમાં લાટ છોડીને આંહીં આવવું પડયું છે, ભા!

ને હજી તો આંહીં કૈકને આવવું પડશે. આ તો લોઢાના ચણા — ભા —! ને રજપૂતીનો રંગ તો મહારાજ જયદેવે ક્યાં બતાવ્યો નથી ? બાબરાને કાંઈ અમથો રોક્યો હશે ? એય રજપૂતી છે ને ભા ! પાટણની રજપૂતી ! અમને તો શરમ આવે છે, બાપ ! મહારાજ દેવપ્રસાદના નામનો ખડી સમશેરનો રણરંગી કેસરિયો રોમાંચ, આજ પણ રજપૂતના દીકરાની નસેનસમાં વહી રહ્યો છે ! રજપૂતાણી તો ઘેર ઘેર હીરની દોરીએ, દેવપ્રસાદ મહારાજનું હાલરડું ગળથૂથીમાં ગમાને આપે છે — એને રજપૂતીનો વારસો સાચવી રાખવો છે ને ? એનો દીકરો આજ ઠેઠ નર્મદેહર ભૃગુકચ્છને પાદરેથી, આ બાબરાની છતરછાયા હેઠળ, ગિરનાર લેવા આવે છે ! કાળબળ, બાપ ! કાળબળ કોને કિયે ? આનું નામ કાળબળ ! '

ત્રિભુવનપાલને આ ટોણાએ તો ઊભો સળગાવી દીધો. મુંજાલને ડોસો જમાનાનો ખાધેલ લાગ્યો. દંડનાયક બીજી રીતે તો કદી પણ ન ડગે — તો છેવટે આ રીતે પણ ઉત્સાહહીન થઈ જાય એ ડોસાની જુક્તિ મુંજાલ કળી ગયો. બાબરાની વાતે ત્રિભુવનને ઝાંખો પાડ્યો હતો. મુંજાલે વાત તરત ટૂંકાવવા માંડી. ' ભા ! હવે તમતારે સિધાવો. અમે કહી લીધું કે'વું'તું એ ! '

' ને, ડોસાજી ! ' ત્રિભુવનપાલની આંખમાંથી તણખા ખર્યાઃ ' દેવપ્રસાદનો વારસો જાળવવો સહેલો તો નથી, પણ બાબરાની છતરછાયા નીચે મહાલે, એ આ ત્રિભુવન-પાલ નહિ. ગિરનારનાં શિખર તો હવે પડશે, એના વિના — તમતારે જળવાય એટલાં જાળવજો ! '

' ઈ તો મલક આખો જુએ છે ને ભા ! શિખર

તો પડે ત્યારે — કાંકરો પડે તો'ય ઘણું ! બાબરાને બરકો બાબરાને, પાટણની રજપૂતીનો ઈ એક જ તારણહાર છે !'

ત્રિભુવાનપાલની આંખ જોઈને મુંજાલ ચેતી ગયો. હવે હદ થઈ છે. તે આગળ વધ્યો: 'દંડનાયકજી !' ત્રિભુવને સડાક દેતી ને સમશેર ખેંચી. તેને હાથમાં જ અધર પકડી રાખી: 'મા ! આજ તમને હું વેણ આપું છું. આ ડોસલા ડોસલી સૌ ભલે સાંભળતા. ગિરનારને ન નમાવું તો હું દેવપ્રસાદનો દીકરો નહિ !'

વીંછીનો ભયંકર ડંખ હોય એવો દેવુભાનો તરત પ્રત્યુત્તર પડ્યો: 'ને ઈ કામો કરવા બાબરાને નોતરું નહિ તોય હું દેવપ્રસાદનો દીકરો નહિ ! એમ બોલોને — બોલ્યા તંઈ પૂરું બોલોને, ભા !'

ભા દેવુભાના વેણમાં એવું તો ભયંકર કટાક્ષી ઝેર હતું કે વિષપાન કર્યું હોય તેમ ત્રિભુવન એક ક્ષણ તો ઘા ખાઈ ગયો.

'બાબરાને નામે આ વિજય મળે, ને ત્રિભુવન એની છત્રછાયા તળે હોય તો એને સાત જનમારા કિલબનો અવતાર ફળે મા ! ભગવાન સોમનાથને નામે — દેવુભા ! હવે હું તમને કહું છું. હવે ચેતતા રહેજો — ગિરનારનું ખડકે ખડક ન ખળભળાવું તો હું ત્રિભુવનપાલ નહિ !'

'અત્યારે તો પાણખાણ ખળભળે છે — બાપ ! બાબરો બેઠો ઈ ખળભળાવે !'

ભા દેવુભાનું વેણ અધૂરું રહી ગયું. એક ક્ષણ તો શું છે એ કોઈ સમજી શક્યું નહિ.

આકાશમાંથી આવતો હોય તેમ સોનેરી ઘંટડીઓનો રણત્કાર સૌના કાને આવી રહ્યો હતો

## ૧૦. ત્રિભુવનપાલ ઝાંખો પડે છે

સોનેરી ઘંટડીઓનો આકાશમાંથી આવી રહેલો રણત્કાર કાને પડતાં એક ઘડીભર તો સૌ સ્તબ્ધ જ થઈ ગયા. કોઈને કાંઈ સમજ પડી નહિ. આ શું છે—એ અટકળ પણ થઈ શકી નહિ. 'આ અવાજ શાનો? શું ખરેખર આવા ભયંકર કલજુગમાં પણ દેવતાલોકમાંથી કોઇ આંહીં આવી ચડયું છે કે શું?' દરેકના મનમાં આ પ્રશ્ન આવી ગયો. અને કુતૂહલના માર્યા સૌ ક્ષણભર તો એકકાન થઈ ગયા.

પણ દંડનાયક ત્રિભુવનપાલ એનું રહસ્ય પામી ગયો. તે ઝાંખો પડી ગયો. બર્બરકની જે સિદ્ધિ વિષે લોકવાયકા ચાલી રહી હતી—હમણાં જ દેવુભાએ જે વિષે ટોણો માર્યો હતો—તે જ આ સિદ્ધિ હોય, ને મહારાજ જયદેવ એનો અત્યારે ઉપયોગ કરી રહ્યા હોય—તો રજપૂતીની આવી શરમભરેલી વિડંબના એને અસહ્ય લાગી. એક ક્ષણભર એ વિહ્વળ થઈ ગયો. મુંજાલે એ જોયું. એને તો એમાં ઇષ્ટાપત્તિ હતી. પણ જ્યાં સુધી હજી દેશળને પૂરેપૂરો નાણી જોયો ન હતો, ત્યાં સુધી દંડનાયક આ મોરચો તજી જાય એ પણ ઠીક ન હતું. એને સાંભરી આવ્યું કે

કહો ન કહો, પણ આ કરામત છે તો બર્બરકની જ. મહારાજ પાસે આવીને કૃપાણ, ઊભો રહી ગયો હતો તે, એને સાંભર્યું. એનું ઊભું રહેવું સહેતુક હતું. એ હેતુ આ. મહારાજ આંહી કેમ ન આવ્યા અને મીનલદેવી સાથે છેક છેલ્લી ઘડીએ ગંભીર વાત થઈ હતી—આ સઘળી પરિસ્થિતિનો પ્રત્યુત્તર હવે એને મળી ગયો. મહારાજ પોતાના વેશે કેમ વળ્યા તે પણ સમજાયું. આ સિદ્ધિના નવતર પ્રયોગમાં એ એટલા તલ્લીન હતા કે બીજા વિષય વિષે વિચાર કરવા એમને તક જ ન હતી.

એ ગમે તેમ હોય—પણ આનો પ્રત્યાઘાત ભયંકર થવાનો. આનાથી રા'ની બહાદુરી ઉજ્જવલ ગણાશે.સોલંકીઓ પ્રત્યે લોકનું માન ઘટશે. અને જો દેશળને મેળવી ન લેવાય તો તો યુદ્ધ ઉપર પણ આની અસર થશે. આ સાંભળ્યા પછી તો અનેક જણા રણક્ષેત્રમાં દોડશે. તેણે દેશળની દૃષ્ટિ સાથે દૃષ્ટિ મેળવી. અંગાર હવે પડવાનો જ—અને રાજ તમારું જ છે, જો લેતાં આવડે તો—એવી સૂચના કરતો હોય તેમ એ એક ક્ષણ એની સામે જોઈ રહ્યો. પછી એણે આકાશીગમન વિષે આંખ વડે સહેજ ઊંચી ઇશારત કરી. દેશળ એ સમજ્યો હોય તેમ લાગ્યું. મુંજાલને યુદ્ધનો વિજયમાર્ગ સ્પષ્ટ દેખાયો. આ માણસ, આનો દગો ને એને પણ સામો દગો—એ જ વિજયનો પંથ હતો. બાકી બધી ફીક્કાં ખાંડવાની વાત હતી. તેણે દંડનાયકના પ્રત્યાઘાત ઉપરથી, પરમારનો પ્રત્યાઘાત નિહાળવા ત્યાં દૃષ્ટિ કરી તો પરમાર ખંડમાંથી બહાર જતો દેખાયો.

કુતૂહલથી પ્રેરાયા હોય તેમ સૌ પરમારની પાછળ

જઈ રહ્યા હતા. મુંજાલે પણ ત્વરાથી બહાર જવા માટે પગ ઉપાડયો.

બહાર મેદાનમાં જઈને સૌએ આકાશ સામે મીટ માંડી. થોડીવારમાં જ જગદેવ પરમારનો અવાજ સંભળાયો; 'ઓ હો હો હો હો ! મહાઅમાત્યજી ! આ તો આપણને મર્ત્ય માનવીને ન મળે એવો મોંઘો લહાવ મળી ગયો છે. મારી મા, જગદુદ્ધારિણી ત્રિલોકમોહિની, મા જગદંબા પોતે ફરવા નીકળ્યાં છે !'

'પરમાર ! ખરેખર—? લાગે છે તો એવું. હો ! ઓ હો હો . . માનો મહિમા—મા અંબાભવાની . . .' મુંજાલે વાતમાં ટેકો પુરાવ્યો.

શ્રદ્ધાભર્યો પરમારનો ઘેરો મીઠો અવાજ આવ્યો. 'લાગે છે શું ?—મા જુગદંબા પોતે જાણે ફરવા નીકળ્યાં છે. માએ ખેચરી રૂપ ધાર્યું છે. જુઓને, હંસની સવારી છે. સોનેરીરૂપેરી ઘુઘરમાળ આ ગાજે ! જય મા ! જય જુગદંબે ! જય જગન્મોહિની !' પરમાર જગદેવના શ્રદ્ધાભર્યા અવાજે સૌને વધારે સૂક્ષ્મતાથી આકાશમાં મીટ માંડતા કરી દીધા.

આકાશમાં એક વિશાળકાય હંસ, જાણે અજવાળાં-અંધારાંના મહાસાગરમાં તરતો હોય તેમ, તરી રહેલો સૌની દૃષ્ટિએ પડ્યો. બે લાલરંગી સુંદર તારા, જાણે અદ્ધર આકાશમાં વિચરી રહ્યા હોય, તેમ અગ્નિબિંદુ જેવાં એનાં બે નેત્રોમાંથી, પ્રકાશ આવી રહ્યો હતો. હવાને મધુર ટંકારવથી ભરી દેતો અવાજ સંભળાતો હતો. વચ્ચે વચ્ચે જાણે હંસની જ વાણી હોય એવો શબ્દ પણ કાને પડતો હતો. આ રોમાંચક કલ્પનાતીત દૃશ્યે એક ઘડીભર

તો સૌનો બુદ્ધિનો વ્યાપાર જ જાણે થંભાવી દીધો હોય તેમ સૌ સ્તબ્ધ બનીને જોઈ જ રહ્યા. આ અદ્ભુત દૃશ્ય નિહાળી જ રહ્યા. કોઈ કાંઈ બોલી શકયું નહિ. બોલી શકાય તેમ લાગ્યું નહિ. અચિંત્ય અદ્ભુત વસ્તુનું અણુચિંત્યું પ્રત્યક્ષ દર્શન થતાં માનવીની જે અવસ્થા થાય—એવી નહિ જાગૃત, નહિ સુષુપ્ત એવી અવસ્થામાં સૌ પડી ગયા. 'મારી મા ! જુગદંબે ! જગજ્જનની મા' જગદેવ પરમાર તો બે હાથ જોડીને આકાશ તરફ ઊંચે પ્રણમી રહ્યો હતો.

પરમારે તો અસીમ શ્રદ્ધાથી હાથ જોડયા હતા, પણ મુંજાલે હેતપૂર્વક એનું અનુકરણ કર્યું. લોકના આઘાત-પ્રત્યાઘાતનો ખ્યાલ એને આવી ગયો હતો. સોઢલ દેશળ સૌ એને અનુસર્યાં. પણ જમાનાનો ખાધેલ ભા દેવુભા, એને આમાં શંકા પડી હતી. તે કાંઈક સંભારતો હોય તેમ માથું ખજવાળી રહ્યો હતો. બાબરાની વાત ચાલે છે એ તો આ ન હોય ? તે મનમાં ને મનમાં વિચારી રહ્યો.

એટલામાં તો વનનાં વન જગવતો, ખડકે ખડકમાંથી પડઘા પ્રકટાવતો આકાશી શંખનાદ સંભળાયો. સૌ ચમકી ગયા. પણ એની પાછળ તરત જ ઠંડી ઠેકડીભરેલું, ગાત્રે ગાત્રને ઉકાળી નાખે એવું, છાના કાતિલ ડંખમાર જેવું, ભા દેવુભાનું ઝીણું, ધીમું, ખડખડ ખખડતા પોલા કાંકરા જેવું હાસ્ય સંભળાયું: 'જ ગ દે વ જી ! પરમાર !' તે દરેક દરેક અક્ષર છુટ્ટા પાડતો બોલ્યો: 'ત્યાં જગદંબા કેવાં ! ને વાત કેવી ? ગાંડાં કાઢો માં, ભા ! ગાંડાં ! આ તો પાટણની રજપૂતી પ્રકટી નીકળી છે.' તેણે કટાક્ષ કર્યો. 'બાબરું ઊડતું લાગે છે—બાબરું ! વાત તો મલકમાં થાતી' તી નાં ? તે આજ તમે નજરો-

નજર જોઈ, ભા! મા જુગદંબા તો ન્યાં બેઠાં છે ગરનારી ડુંગરમાળા ઉપર! અમે તંઈ હવે રજા લેશું. ભા! લ્યો, સોઢલજી! હાલો તંઈ, ભા!' તેણે ત્રિભુવનપાલ તરફ ફરીને કહ્યું: 'અમારા દુર્ગપાલ સોઢલજીને રઢ લાગી'તી, રજપૂતીનો ખરો રંગ જોવા સારુ થઈને, દંડનાયકજીને નજરોનજર નિહાળવાની, તે આજ પૂરી થઈ ગઈ. હવે તમારી સગી આંખે રજપૂતીનો રંગ જોયો નાં, ભા? કેમ બોલ્યા નહિ સોઢલજી?'

સોરઠી દુર્ગનો દુર્ગપાલ સોઢલ થોડાબોલો અટંકી નર હતો. એનું વીરત્વ માન મુકાવે તેવું હતું. તે કાંઈ બોલ્યો નહિ. પોતે સેવેલું કોઈ મહાસ્વપ્ન છિન્નભિન્ન થઈ ગયું હોય તેમ, એ જરાક ત્રિભુવનપાલ, દંડનાયક તરફ દૃષ્ટિ કરીને, પછી નીચે ધરતી ઉપર નજર કરી રહ્યો. ભા દેવુભા, દંડનાયકની રગેરગનો જાણકાર હતો. એણે આ તક પકડી લીધી: 'મહાઅમાત્યજી! લ્યો ત્યારે, ભા! અમે અમારો સંદેશો તમને પહોંચાડી દીધો. તમારી રજપૂતી પણ જોઈ — અને દંડનાયકજીએ હમણાં રજપૂત માત્રની જનેતા જેવી સમશેરને, બે વેણ કહ્યાં એ પણ સાંભળ્યાં. હિમાચળ જેમ દુનિયામાં એક છે, મુંજાલજી! તેમ જૂનાગઢના અટંકી રા'ની રજપૂતી એ પણ એક જ છે. બીજા તો મકનના ચોરની વાદે ચણા ઉપાડવા નીકળી પડે એવી વાતું કરી જાણે. ઈ તો જેનો, પેઢી દરપેઢીનો અણિશુદ્ધ લોહી-મહિમા જળવાણો હોય, એનાં ઈ કામ છે. રજપૂતવટ જાળવવી ઈ કાંઈ ગાંગલી ઘાંચણના ખેલ નથી. જાળવવી ને રાખવી તો ઠીક હવે, ઈ સમજાય તોય ઘણી વાત.

લીલાં માથાં બાપ! રા'એ ટાણે ટાણે વાઢી આપ્યાં છે, તંઇ ઇ સચવાણી છે. લ્યો ભા, દંડનાયકજી! હવે તો ક્યાં સોમનાથને આરે મળશું — ને નકર અમરાવતીમાં તો છે જ. આ અમારા સોઢલજી બચારા મૂંઝાઇ ગયા — એ આંહીં આવ્યા'તા કાં'ક જોવા ને ભળ્યું કાં'ક જોવા!'

ત્રિભુવનપાલ ઝંખવાણો પડી ગયો. એને રજપૂતીનું અપમાન રગેરગમાં બેસી ગયું. એનું હાલે તો એ આકાશી વિમાનને અત્યારે ને અત્યારે ધરતી ઉપર પછાડી પાડે. એની કાયાને જાણે ઠેરઠેર ડામ દેવાના હોય એવું એને લાગી આવ્યું. શો પ્રત્યુત્તર આપવો એ એને સૂઝયું નહિ. આકાશમાંથી હજી હંસના શબ્દો આવી રહ્યા હતા. અને એના અંગે અંગને જાણે ડામી રહ્યા હતા. 'ભા! દેવુભા!' ધ્રુજારી અનુભવતા વીરસ્વરે તેણે કહ્યું: 'જુઓ, રજપૂતવટની તમે વાત કરી એટલે કહું છું!'

'હા, કયોને ભા! કયો!' ભા દેવુભાનો અવાજ મિઠ્ઠો પણ કાતિલ હતો.

'ત્રિભુવનપાલનાં વેણ એ કાંઈ કોઇ રાંડીરાંડનાં વેણ નથી કે આ બોલ્યા ને આ ફોક થાય!'

'દંડનાયકજી!' ભા દેવુભાએ કરડાકીથી કહ્યું: 'તમારાં વેણ ફોક થાય કે રે' એની અમારે કાંઇ બો પડી નથી. આવી મલોખાંની રમતું તો અમારે ન્યાં નાનકડી છોકરીયું કરે છે છોકરીયું! તમારે મન એ મોટી કરામત હશે. અમારે મન તો એ મલોખાનું માળખું છે!'

મુંજાલે તો એ બન્નેના સંવાદને સાંભળવાનું જ છોડી દીધું હતું. તેણે આ તકનો પુરેપૂરો ઉપયોગ કરવામાં લાભ

જોયો. તે જરાક દેશુભા તરફ સર્યો. કોઈ ન દેખે તેમ એણે ધીમેથી એનો હાથ પકડ્યો. દેશુભાએ એટલો જ પ્રોત્સાહિત પ્રત્યુત્તર વાળ્યો: 'દેશુભા ! રા'ની ઘડી ભરાઈ ગઈ છે.' તેણે અત્યંત ધીમેથી કહ્યું: 'સોમનાથમાં મહારાજને મળવાનું ભૂલતા નહિ, નહિતર હવે હાથ પડ્યું રાજ ખોશો !' દેશુભાએ ધીમેથી પ્રત્યુત્તર વાળ્યો: 'હું તો નહિ ભૂલું. તમે ભૂલતા નહિ !'

'સંદેશો આપનારો તમને ત્યાં મળશે ! સોમનાથમાં કેદારના મંદિરમાં'

એટલું કહીને મુંજાલ તરત આઘો ખસી ગયો ને દંડનાયક તરફ વળ્યો: ત્રિભુવનપાલના ઉત્તેજિત સ્વભાવને ભા દેવુભાનો પ્રત્યુત્તર ભારે પડી ગયો હતો. તે મોટેથી જવાબ વાળી રહ્યો હતો: 'ભા ! દેવુભા ! તમતારે સો મણની તળાઈમાં સૂઈ રેજો. પણ આટલું નોંધી રાખજો. ત્રિભુવનપાલ જે દી ચડશે, તે દી ગિરનારી ખડક નહિ હોય, રા' ખેંગાર નહિ હોય, અને આ બાબરાવાળું જોણું પણ નહિ હોય. આવી રાંડીરાંડની રમતનો આધાર લઈને ત્રિભુવનપાલ રણક્ષેત્રમાં ન ઊતરે !'

ભા' દેવુભા રંગમાં આવી ગયો. એણે મોટેથી પડઘો પાડતું હાસ્ય કર્યું: 'હા હા હા હા, ઈ તો ભા ! દંડનાયકજી ! નાક શરીરમાં કેવડુંક હોય ? મુંઢથી ગઈ તે હવે હોજથી પાછી વાળો તો'ય કાંઈ વળે બાપ ? ઈ હવે નો વળે હો. લ્યો, હાલો, સોઢલભા ! હાલો. મહાઅમાત્યજી ! હવે તમતારે ચોકીપે'રા બરાબર મૂકજો ભા ! રા' એ તો સામે મોંએ જુદ્ધ કરતાં કરતાં જ સોમનાથની જાત્રા કરવાનું પણ લીધું છે. લ્યો ભા, જય સોમનાથ !'

ભા દેવુભા ને એનું મંડળ તરત ત્યાંથી ચાલી નીકળ્યું.

## ૧૧. રા' ખેંગાર

આ દેવુભાના શબ્દો દંડનાયક ત્રિભુવનપાલને શરસંધાનની પેઠે વીંધી ગયા હતા. તેને પોતાની અણિશુદ્ધ રજપૂતી વટલાતી લાગી. તેણે મહારાજને પોતાને મળવાનો નિશ્ચય કર્યો. એનું પરિણામ સ્પષ્ટ હતું. એને પાછા લાટમાં જવું પડત —અથવા મહારાજ આ મોરચો એને જ સોંપી દેત, મુંજાલને એ વસ્તુ પોસાય તેમ ન હતી. એને લાટમાં પાછો તો મોકલવાનો જ હતો. પણ મોકલવાને હજી વાર હતી. હમણાં એને આંહીં રાખવો હતો. દેશળ, સોમનાથમાં કેવોક વરસે છે, એના ઉપર વાતનો મદાર હતો. નહિતર ત્રિભુવનપાલ વિના ગિરનારી દુર્ગ હાથ કરવો વસમો પડે તેવો હતો. તેણે મહારાજ સાથેની એની મુલાકાત આગળ ઠેલાવ્યે રાખી. ત્રિભુવનપાલ ખિજાયો. જગદેવ તો પાછો સોમનાથ પણ ગયો. પણ એક કે બીજે બહાને ત્રિભુવનને મહારાજ સાથે મુલાકાત થઈ શકી નહિ. શું હતું એ તો મુંજાલને પણ ખબર ન પડી, પણ બર્બરક, સોમનાથ, અને પૃથ્વીભટ્ટ—એ ત્રણ વચ્ચે મહારાજનો સમય જાય છે એવી વાત એને મળી. લોકમાં બર્બરકની વાતે એક વાવંટોળ ઊભો કર્યો હતો. સિદ્ધરાજની બહાદુરીને થોડીક ઝાંખપ લાગી ગઈ. લોક માનસમાં ખેંગાર અણનમ શૂરવીર

ગણાવા માંડયો. ત્રિભુવનને એ પડછાયામાં રહેવાનું હવે ભારે લાગવા માંડયું હતું. પણ હજી એ મહારાજને મળી શક્યો ન હતો. સોલંકીઓએ ઘોષણા તો કરી હતી કે યુદ્ધવિરામ છે. સૌ ભલે સોમનાથ જાય. ત્રિભુવનને એ રુચ્યું. પણ ભા દેવુભાએ તો યુદ્ધઘોષણા ચાલુ જ રાખી. ને યુદ્ધ છતાં રા' સોમનાથ જવાને જ છે એ ઘોષણા પણ હમેશાં કરાવી. એથી કરીને લોકોમાં એક પ્રચંડ શક્તિ જાગી ઊઠી.

ખગ્રાસી ગ્રહણ સમયે સોરઠનો રા' સોમનાથી સમુદ્રમાં સ્નાન કરવા આવવાનો જ છે એ વાત વાયુવેગે સઘળે ફેલાઇ ગઇ. અને એની રા'એ ધારેલી અસર સોરઠીઓમાં થઈ. એકે એક સોરઠી આબાલવૃદ્ધ, અપંગ, અશક્ત કે સશક્ત— રા' ખેંગારના નામે સોરઠીસમુદ્ર તરફ આવવા માટે ચાલી નીકળ્યો. લોકોમાં વાત ચાલી કે પટ્ટણીઓની ખડી સેના વીંધીને રા' અને રા' નો ભાઈ ચંદ્રચૂડ આવવાના છે. સોમનાથસમુદ્રમાં સ્નાન કરીને લાખોનાં દાન દેવાનાં છે. ઠેરઠેરથી ચારણ, ભાટ, દસોંદી પણ આવ્યા છે; પટ્ટણીઓના ભાર નથી કે રા'નો વાળ વાંકો કરી શકે. સોમનાથનો મઠપતિ કૈલાસરાશિ રા' ને કહેવા ગયો હતો, મહારાજ સિદ્ધરાજે રસ્તો આપવા હા પણ પાડી હતી, પણ રા'એ જ સામે ચાલીને કહેવરાવ્યું કે તમે મોળા ન ઊતરતા—અમે તો સામે જઇને સોમનાથ જઇશું—કોઈ દી જૂનોગઢે રણરંગને ઝાંખો પડવા દીધો છે તે ખેંગાર એ રંગ ઝાંખો પડવા દે ? લોકવાણીમાં આવી આવી અનેક વાતો પ્રચલિત થઇ ગઇ; અને જેમ જેમ દિવસ પાસે આવ્યો તેમ તેમ એમાં વધારે ઘેરો રંગ પુરાતો ગયો.

ગિરનારી દુર્ગમાલા તજીને ધણે સમયે મેદાનમાં

આવતા પોતાના રા'ને નિહાળવા માટે સોરઠીઓ તળેઉપર થઇ રહ્યા હતા.

આ સઘળાને પરિણામે યુદ્ધનો રંગ વધુ ને વધુ તીવ્રતર બનતો ગયો. જોતજોતામાં સોમનાથના સમુદ્રની સામે માનવમહેરામણ ઊભરાયો. ગાડાં, ગાડી, માફા, વેલ, વેલડી, સુખવેલ, રથ, ઊંટ, ઘોડા અને હાથી—ચારે તરફથી આવતા કિનારાના વિસ્તારમાં દેખાવા માંડ્યાં. સમય આવતા આવતામાં તો સમુદ્રકિનારા પાસેની તસુએ તસુ જમીન માણસોએ રોકી લીધી. જયદેવ મહારાજની જાહેરાત હતી, ગમે તે માણસ વગર હરકતે સોમનાથ જઇ શકે. પણ ભા દેવુભા જમાનાનો ખાંધેલ માણસ હતો. એણે એ જાહેરાતનો પણ લાભ લીધો. યુદ્ધનો રંગ બદલાવા માંડ્યો. ચોરવાડને માર્ગે ને સોમનાથ સુધી ફેલાતી સોલંકીઓની સેનાટુકડીઓ ઉપર એણે પ્રબળ હુમલા ચાલુ રખાવ્યા. સોલંકીઓને ફરીને રસ્તે રસ્તો સશસ્ત્ર સૈનિકો વડે સજ્જ કરવો પડ્યો. આ ખડી સશસ્ત્ર સૈનિકોની કતારને વીંધીને પણ રા' આવવાનો જ છે—એવી નવી ઘોષણાએ તમામે તમામ જુવાનના લોહીને થનગનાવી મૂક્યું. ભા દેવુભાને એ જ કામ હતું. સોરઠના રા'નું સમુદ્રસ્નાન સોરઠીઓને નવી શક્તિ આપનારું થાય એ એને જોવું હતું.

રા' આવવાનો છે એ વાતથી તમામમાં નવું જોમ આવ્યું. રા' ને આવવા દે છે—જયસિંહદેવ આવવા દે છે—એ વાતને માનવાને કોઇ તૈયાર જ ન હતું. રા' આવે છે—આવવા દે છે એ વાત જ ઊડી ગઇ.

પણ આવી ન ધારેલી શક્તિ, સોરઠીઓમાં રા'ના

આ પગલાથી પ્રકટે, એ મહારાજ જયદેવને રુચ્યું નહિ. પરશુરામને પણ રુચ્યું નહિ. માત્ર મહાઅમાત્ય મુંજાલ રા'ના પતન માટેની જ એ ભૂમિકા છે, એમ મન મનાવી રહ્યો. એ પ્રમાણે એ તૈયારી પણ કરી રહ્યો. દેશળ કેદારના મંદિરમાં એને મળી શકે માટે ત્યાં આસપાસથી ચોકીપહેરા ઢીલા કરી દીધા.

શુદી પૂર્ણિમાની રમણીય સંધ્યા આવી પહોંચી. આકાશમાંથી પૂર્ણકુંભ જેવો ચંદ્રમા પ્રકટ થયો. સમુદ્રનાં પાણીમાં રૂપેરી ચાદર પથરાઈ ગઈ. ત્રિવેણીસંગમના તટ ઉપર ભજનોની, કથાઓની, વાર્તાઓની, પૂજાપાઠની, અને જપમાળાની સૃષ્ટિ જામી ગઈ. છતાં સેંકડોના મોંમાં એક જ સવાલ આવી રહ્યો હતો: 'રા' આવ્યા? ચંદ્રચૂડ આવ્યા? ક્યારે આવશે?'

અને હજારો માણસો રસ્તાની ચારે તરફ જુદેજુદે ઠેકાણે રા'ના ઠેકાણાની હેવળ સાંભળવા માટે ફરવા માંડ્યાં. આસપાસ ફેલાયેલાં જોજનવિસ્તારી ભયંકર જંગલોની એવી જ ભયંકર પગદંડી સિવાય રા'ને આવવાનો કોઈ માર્ગ ન હતો. રા' એ જે આહવાન આપ્યું તે સોલંકીઓને પરાણે પણ ઉપાડી લેવું પડયું હતું. કોઈ ખુલ્લે માર્ગે રા' આવે એ વાત કોઈ માનતું ન હતું. તસુએ તસુ જમીનની ચોકી થઈ રહી હતી.

અરધી રાત વીત્યા પછી ચંદ્રગ્રહણ શરૂ થતું હતું. મોક્ષકાલ છેક પ્રભાતનો હતો. લોકોની ઉત્સુકતા દરપળે વધતી હતી.

દરપળે રા' આવ્યો એવી હવા ફેલાતી હતી—એ સમાચાર ખોટા છે એ વાત પણ તરત જ આવતી હતી. રા'! રા' કયાં છે? ક્યારે આવશે? આવી શકશે? અરસપરસની એ આશ્ચર્યજનક પૃચ્છાથી વાતાવરણ રોમાંચક બની ગયું.

રા' ને જયદેવ મહારાજ જીવતો પકડી પાટણ લઈ જવા માગે છે એવી વાત આવી; અચાનક બર્બરકનું એક હંસવાહન તૈયાર રાખ્યું છે—એવી વાત પણ આવી.

ત્રિભુવનપાલ દંડનાયક ને જગદેવ પરમાર મહારાજના આ કૃત્યને પણ ધિક્કારે છે, એવી લોકોક્તિ પણ ચાલી; રા' ખેંગાર નથી આવવાનો—એ વાત પણ આવી. અને તમામે તમામ વાત પાછી તરત ખોટી ઠરી. રા' ખેંગાર આવે છે—આવી રહ્યા છે—એ સંદેશો કહેતો એક દસોંદી લોકટોળામાં ફરી વળ્યો. લોકોમાં એ સમાચારે એટલો તો ઉત્સાહ ફેલાવ્યો કે એક છેડાથી બીજા છેડા સુધી 'રા' ખેંગારનો જય ! દેવી રાણક દે'નો જય ! જય સોમનાથ !-ની પ્રચંડ રણગર્જના જાગી ઊઠી. એ રણગર્જનાએ એક ક્ષણભર મહાઅમાત્ય મુંજાલને વિચારતો કરી મૂકયો.

આજે એને એ રણગર્જનામાં જૂનોગઢના કિલ્લાની અણનમ યુદ્ધયોપણા સંભળાઈ ગઈ. એણે એક ક્ષણમાં જોઈ લીધું કે અરિદળમાં એકતા હતી, પ્રોત્સાહન હતું, પ્રાણન્યોછાવરીની શક્તિ હતી. એવા અરિનો જૂનોગઢ જેવો દુર્ગ લેવો એ વસ્તુ અશક્ય હતી. સોલંકીઓ ભિન્નભિન્ન દષ્ટિબિંદુઓમાં પડ્યા હતા. લાટ ગાજી રહ્યું હતું. માલવા તૈયાર હતું પાટણ ભયમાં હતું. પટ્ટણીઓનો આંહીં હવે એક જ પરાજય થાય—તો એમને ભાગતાં ભોં ભારે પડે તેમ હતું.

એના મનમાં અનેક વિચાર આવી ગયા. જયદેવ મહારાજ પણ હજી ક્યાંય દેખાતા ન હતા. મોંસૂઝણું થવા આવ્યું. હજી ખેંગારનો પત્તો ન હતો. લોકો અધીરા બનતા હતા. ઠેરઠેર એક જ વાત ચાલતી હતી. રા' ખેંગાર આવશે

કે નહિ ? આવશે તો સોલંકીઓ એને પાછો જવા દેશે કે નહિ ? દસાંદી ચારણો અને ભાટો ખેંગારના અશ્વને જોવા લાંબે સુધી દૃષ્ટિ નાખી ચારે તરફ નજર માંડી રહ્યા હતા. કયો રસ્તો ખેંગાર લેશે — એ કોઈને ખબર ન હતી. એટલામાં મુંજાલનું ધ્યાન પોતાની બરાબર સામે આવેલા જંગલ તરફ ખેંચાયું. એ જંગલમાં એણે કાંઈક હિલચાલ દીઠી. એના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. કેટલાક સોલંકી સૈનિકોની હિલચાલ એણે ત્યાં જોઈ. એ હિલચાલ ત્યાં શા માટે હશે ? કોઈએ કાંઈ નવી યોજના કરી છે કે શું ? — પહેલો એને એ વિચાર આવ્યો. એટલામાં પૃથ્વીભટ્ટ એની નજરે પડચો, અને એને ખાતરી થઈ ગઈ કે મહારાજ પોતે ત્યાં રા' ખેંગારને પકડી લેવા માટે જ — કે દ્વંદ્વયુદ્ધ માટે રોકાયા હોવા જોઈએ. યુદ્ધ જલદી પૂરું કરવાની મહારાજની હાલની વૃત્તિ એ સમજી ગયો હતો. એણે ચારે તરફ દૃષ્ટિ કરી પણ કોઈ નજરે પડયું નહિ. ત્રિવેણીસંગમ પાસે — ઘણે દૂર એણે ત્રિભુવનપાલ દંડનાયક ને જગદેવ પરમારને એક મંદિરના પગથિયાં ઉપર રા'ની આવવાની રાહ જોતા ઊભેલા દીઠા. એને લાગ્યું કે છેક કિનારે આવેલું વહાણ ડૂબે છે. ખેંગારને આંહીં મારવાથી તો ઘણું વધું ભયાનક યુદ્ધ થાય. પકડવાથી તો એ કોઈ દિવસ પૂરું જ નહિ થાય. તેણે ઝાંઝણને બોલાવવા પ્રયત્ન કર્યો. પણ ત્યાં કોઈ હતું નહિ.

જ્યાં હિલચાલ જેવું જણાતું હતું, તે તરફ એ પોતે જ દોડતો ગયો.

મહારાજ જયદેવ સોમનાથમાં હમણાં વારંવાર કેમ આવતા એ એને હવે સમજાઈ ગયું.

રસ્તાથી થોડે જ દૂર જોજનવિસ્તારી અંધારઘેરી જંગલી ઝાડી હતી. એમાં દિવસે પણ મધરાતી અંધકાર રહેતો. મુંજાલે એમાં અંદર પ્રવેશ કર્યો તો કેટલેક દૂર કાંઈક અવાજ સંભળાયો. તે અવાજ ઉપર ઉપર આગળ વધ્યો.

અવાજની છેક પાસે આવ્યો તો એક સૈનિકને એક ઝાડને અઢેલીને ઊભેલો એણે જોયો. એના હાથમાં ખુલ્લી તલવાર હતી.

'આંહીં અલ્યા. કેમ ઊભો છે, ધુબાકા?' તેણે ઉતાવળે પૂછ્યું.

ધુબાકાએ પ્રત્યુત્તર આપવાને બદલે મુંજાલ પાસે સરીને પોતાને નાકે આંગળી ધરી ધીમેથી કહ્યું: 'બોલતા નહિ — પ્રભુ! ખેંગાર આ માર્ગે આવવાનો છે! મહારાજની આજ્ઞા છે આંહીં ઊભા રહેવાની!

'પણ મહારાજ પોતે ક્યાં છે?' મુંજાલે પૂછ્યું: 'મારે એમનું જ કામ છે!'

ધુબાકાએ બોલ્યા વિના પાસેના એક વિશાળ વૃક્ષ તરફ આંગળી ચીંધી.

મુંજાલ એ તરફ ગયો.

ત્યાં એક ઝાડને અઢેલીને ઊભેલો પૃથ્વીભટ્ટ એની દૃષ્ટિએ પડ્યો. એના હાથમાં પણ ખુલ્લી તલવાર હતી.

'પૃથ્વીભટ્ટ! આ કોણે—તેં બતાવ્યું છે મહારાજને?'

'શું?'

'આવી રીતે—મારાની પેઠે ઊભા રહીને—ખેંગારને હણવાનું?'

'જુઓ, મહાઅમાત્યજી! મહારાજ પોતે સૌથી આગળ ઊભા છે. ખેંગાર, ચંદ્રચૂડ, ને દેશળ ત્રણ જણા

આ રસ્તે આવી રહ્યા છે. અમે પણ ત્રણ છીએ. મહારાજે ઉદારતા બતાવી. ખેંગારે ન સ્વીકારી. એણે જ આહ્‌વાન આપ્યું છે. મહારાજે એ સ્વીકાર્યું છે. મહારાજ દ્વંદ્વયુદ્ધમાં આંહીં જ એને હણવા માગે છે. અથવા જીવતો પકડાશે તો ઉપાડી જવા માગે છે! એ ત્રણ છે. આંહીં અમે પણ ત્રણ જણા છીએ. આ તો દ્વંદ્વયુદ્ધ છે. એ યુદ્ધનો અંત આણશે!'

મુંજાલને એની સાથે વાત કરવામાં વખત કાઢવો ઠીક લાગ્યો નહિ. પોતાની આખી યોજના ધૂળ મળી જતી હતી. ખેંગાર હવે તો ક્ષણ બે ક્ષણમાં દેખાશે. તે જયદેવ મહારાજ તરફ દોડયો.

જંગલમાંથી ચાલી આવતી એક આછી જંગલકેડી તરફ દૃષ્ટિ માંડીને જયસિંહદેવ પોતે ત્યાં ઊભો હતો. તેના હાથમાં નાગી ભયંકર તલવાર હતી. મુંજાલે ઉપર દૃષ્ટિ કરી તો એક સૈનિક તીર ચડાવીને ડાળ ઉપર બેસી ગયો હતો. ખેંગારને દેખતાં વેંત તરત તીર ફેંકીને એને ચેતવવાની એની ફરજ લાગી. મુંજાલે હાથ જોડયા. જયદેવને આશ્ચર્ય થયું. તેણે ઉતાવળે એને શાંત રહેવા કહ્યું; પણ મુંજાલે તો તરતજ વાત ઉપાડી લીધી; 'મહારાજ! ઉદયનનો એક સંદેશવાહક આવી પહોંચ્યો છે સ્તમ્ભતીર્થથી!'

'કેમ શું છે?'

'એ તો, પ્રભુ! પછી જણાશે. લાટ કે માલવાનું હશે. પણ, પ્રભુ! ખેંગાર જો આંહીં દ્વંદ્વયુદ્ધમાં મરશે—તો કિલ્લો જૂનોગઢનો અજિત થઈ જશે. એ પકડાશે તો—આ યુદ્ધ વંશપરંપરા ચાલશે. ત્યાં રાણક બેઠી છે. ખેંગાર યોદ્ધો છે; પણ એ તો દેવી છે; દેવો કદી નમતા નથી. આપણે

આ યુદ્ધ પૂરું કર્યા વિના જ ભાગી જવું પડશે. અને તે પણ એક સ્ત્રી સામેથી—એવી અપકીર્તિનો ડાઘ પછી ધોવાશે નહિ.—મહારાજ! દેશળની વાત યાદ કરો!'

'મુંજાલ! મારે કોઈ અપકીર્તિ વહોરવી નથી. દેશળ-વાળી વાત એ શું કીર્તિ છે? મારે હવે તો કોઈ હિસાબે યુદ્ધ જ પુરું કરવું છે! તું એક તરફ થઈ જા—ખેંગાર હમણાં આવ્યો દેખાડું!'

'અરે! પણ મહારાજ! આ યુદ્ધ તો—આપણને નહિ, પાટણની આખી ગાદીને હવે ભરખી જશે. માંડમાંડ રસ્તો મળ્યો છે. એક ક્ષણ પણ મોડું થશે—એ પછી મોડું જ રહેવાનું છે. દેશળ — પ્રભુ! દેશળની વાત ઠીક છે! આ બધું છેવટે નકામું છે!'

'પણ મારે—એને જવાબ આપવાનો છે! એનું શું?'

મુંજાલે ઉતાવળે પૂછ્યું: 'એને? કોને પ્રભુ? કોને જવાબ આપવાનો છે?'

રાજાએ વાત ઉતાવળે વાળી લીધી હોય એવું મુંજાલને લાગ્યું. પણ એને અત્યારે બીજી વસ્તુ તરફ દૃષ્ટિ નાખવાનો સમય ન હતો. જયદેવે ઉતાવળે કહ્યું: 'કોને શું? ભારતવર્ષને! ઇતિહાસને! કાવ્યસર્જનને!'

'મહારાજ! આ એક જ ક્ષણ—એક જ ભૂલ—અને આપણે આ જુદ્ધ ગુમાવીશું. એનો પણ મને ભય નથી. મને તો પાટણની ગાદીનો સદંતર વિનાશ નજરે ચડે છે. માલવા ત્યાં આવશે—ને તમે આંહીં હશો. લાટમાં કર્ણાટક આવશે—ને આપણે આંહીં હઈશું! મહારાજ! હજી સમય છે!'

'હું તો ખેંગારને આજે હણવા આવ્યો છું. મારે માલવા જવું છે. મારું સ્થાન ત્યાં છે! 'આંહીં શું છે?'

'હું પણ એ જ કહું છું, પ્રભુ! આંહીં આ પથરામાં શું છે તે આપણે ચોંટ્યા રહીએ? આ સોરઠના કાળમીંઢ પાણા—એ કોઈ દી ગળ્યા સાંભળ્યા છે? એને ગાળતાં તો આપણાં ગાત્ર ગળી જાશે. ખેંગારને આંહીં હણવો એટલે કિલ્લો અજિત બનાવવો. ખેંગારને પકડવો—એટલે વંશપરંપરાનું અનંત યુદ્ધ નોતરવું. ખેંગારને તો ત્યાં કિલ્લામાં જ દબાવવો—તો જ આ યુદ્ધ પૂરું થાય! આપણે માટે એ એક જ માર્ગ છે. બીજો કોઈ જ રસ્તો નથી. હજી સમય છે. પ્રભુ! ખેંગાર એ આવતો દેખાય—! આ હંસલાના જ ડાબલા સંભળાય છે! હજી સમય છે—હજી—પછી નહિ હોય—! મને જીવતેજીવત જળસમાધિ ન લેવરાવવી હોય, પ્રભુ! માલવમંત્રી રુદ્રાદિત્યની પેઠે, તો હજી—!' મુંજાલ વધુ બોલી શક્યો નહિ.

સિદ્ધરાજને મુંજાલનું છેલ્લું વાક્ય સ્પર્શી ગયું. તેણે સહેજ નિશાની કરી: ડાળ ઉપરથી પેલો માણસ તરત નીચે પડ્યો: 'દોડ જા—પેલાઓને કહી દે, આડાઅવળા થઈ જાય. દોડ, જા—'

પેલો માણસ ઊપડ્યો: 'અને આડેસર! તું પાછો આંહીં ન આવતો. આહીંથી અમે પણ આ ચાલ્યા!'

જયદેવ અને મુંજાલ બન્ને એક ક્ષણમાં ત્યાંથી અદૃશ્ય થઈ ગયા. અત્યારે કોઈએ કાંઈ વિચાર ન કર્યો. ઝપાટાબંધ રસ્તો કાપવા માંડ્યા. તે અદૃશ્ય થયા ન થયા ને રા'ના ડેકાણની હેવળ સંભળાઈ.

## ૧૨. મુંજાલનો સંકેત

આછા ઉજાસ અને ઘેરા અંધારભરેલા જંગલ-રસ્તે થઈને, જયદેવ અને મુંજાલ રાજમાર્ગે ચડી જવા માટે આગળ વધી રહ્યા હતા. ખેંગાર એ રસ્તે થઇને જ ત્રિવેણીસંગમ તરફ જઈ શકે તેમ હતું. એટલે એ એ રસ્તે નીકળી જાય, તે પહેલાં રાજમાર્ગે કે રાજમાર્ગ પાસે એમણે પહોંચી જવાનું હતું.

પણ મુંજાલના મનમાં મહારાજના અત્યારના વર્તને એક જબરજસ્ત ગડભાંગ ઊભી કરી દીધી હતી. દેશળવાળી યોજના એણે ઘડી કાઢી; એક સુભગ પળે મહારાજ જયસિંહ-દેવની સંમતિ પણ એ મેળવી શક્યો; આખી યોજનાને સાંગોપાંગ પાર ઉતારવાની એની તૈયારી હતી. પણ આ શું? મહારાજ જયસિંહદેવના માનસને કોઈએ ફેરવી નાખ્યું, એમ સમજવું? કે મહારાજે એની સંમતિ આપી એ ઉપર-ટપકેની હતી, એમ સમજવું? કે શું સમજવું?

બા દેવુબા સાથે વાતચીત થઈ. યુદ્ધવિરામની ઘોષણા વગેરે થઈ — ત્યારપછી આ થોડા દિવસનો જે સમય વહ્યો, એ સમયમાં મહારાજ જયસિંહદેવ, સોમનાથને દ્વારે

વારંવાર જતાઆવતા રહેતા. કોઈ કોઈ વાર તો કોઈને ખબર ન હોય ને રાત્રે ઊડીને એકલા ઘોડા ઉપર સોમનાથ સુધી જઈ આવે. ઘણી વખત વહેલી સવારે સોમનાથને માર્ગેથી પાછા આવતા હોય. વધુ સિદ્ધિ માટે બર્બરક પ્રયત્ન કરતો હોય ને મહારાજ ત્યાં જતાઆવતા હોય, એમ એક અટકળ હતી. ભગવાન સોમનાથના સાન્નિધ્યમાં મહારાજને એક પ્રકારની અનોખી શાંતિ મળતી માટે આ વારંવારનો પ્રવાસ હતો, એ બીજી અટકળ હતી.

પણ એક ત્રીજી વાત પણ હમણાં વહેતી થઈ હતી. મુંજાલને હવે ભય અને શંકા થયાં. કદાચ આ ત્રીજી વાત જ સાચી હશે તો?

સોમનાથને દ્વારે એક કોઈ અદ્ભુત રાજવંશી નર્તિકા આવી હતી, એમ કહેવાતું. મહારાજ જયસિંહદેવની કલ્પનાને એ ભવ્ય ઉત્તુંગ શણગાર સજાવી રહી હતી. મહારાજ જયસિંહદેવના સોમનાથી પ્રવાસનું આ રહસ્ય છે, એમ પણ કહેવાતું.

— અને મુંજાલ અત્યારે એ જ ચિંતામાં હતો. એમને જૂનોગઢનો કિલ્લો લેવો જ હોય — તો આ એણે યોજ્યો એ એક જ માર્ગ હતો. મહારાજ જયસિંહદેવને મહાન વિજેતાની કીર્તિનું પ્રલોભન લાગ્યું હોય અને ત્રિભુવન અને જગદેવની પેઠે એ પણ ક્ષત્રિયની રણવાટે જ જવા માગતા હોય, તો આ યુદ્ધથી એમણે હાથ ધોઈ નાખવા રહ્યા. જૂનોગઢનો કિલ્લો હાથ આવે એ વસ્તુ અશક્ય હતી.

અને મહારાજને બરાબર આ ખરે ટાણે, આવી સ્વપ્ન-સૃષ્ટિનું મનોહર રસાયન આપનારી, જો એ નર્તિકા હોય,

તો એમાં કાંઈ ભેદ નહિ હોય ? મુંજાલના અંતરમાં શંકાની પરંપરા જાગી ઊઠી.

'તો એ નર્તિકા માલવાની યોજનામાં રમનારી કોઈ નારી ન હોય ?'

'યોગેશ્વરી કહેવાય છે એણે જ એને યોજી ન હોય ?'

'રહી રહીને અત્યારે મહારાજને પણ આ નવી નારીનું ઘેલું ક્યાંથી લાગ્યું ? એ નારી એવી છે કોણ ?'

'લાટની લક્ષ્મીદેવી મહારાજના અંતર સુધી પહોંચી શકી ન હતી એ સાચું. આ રાણકદેવી એ તો હવે મહારાજ માટે એક પ્રકારની રણપ્રતિષ્ઠા માટેની યુદ્ધદેવી બની ગઈ હતી. મહારાજ જયસિંહદેવના કલ્પનાભરેલા વિક્રમી સ્વપ્નાંની અંતરને આ કોઈ નર્તિકાએ જીતી લીધું હોય તો એણે આ સમયસરની સોગઠી મારી હતી. પણ કોઈ ને કોઈ રાજકારણમાં એ એક ચાલ હોય તો પાટણ માટે એનું પરિણામ ખતરનાક નિર્માયું હતું. એનું શું ?'

મુંજાલ જયદેવ સાથે ચાલી રહ્યો હતો પણ એના અંતરમાં તો આવા હજાર પ્રશ્નો ઊઠીને શમી જતા હતા. 'ખેંગારને અત્યારે તો મહારાજે દ્વંદ્વયુદ્ધથી જીતવાની વાત તજી દીધી, અત્યારે એ એને મનાવી શક્યો, પણ આ રાજા, હજી એ જ રસ્તે દ્વંદ્વયુદ્ધનું કહેણ નહિ મોકલે એની શી ખાતરી ? અને એના પરિણામ વિષે કાંઈ ચોક્કસ નિર્ણય બાંધી શકાય ?' રાજમાર્ગ નજીક આવતો જણાયો. એટલામાં એણે મહારાજને અચાનક આગળ ચાલતાં અટકી ગયેલા દીઠા: 'પ્રભુ ! કેમ ?' તે ઉઘાડી તલવારે દોડ્યો.

એના મનમાં હિંસક પશુની શંકા આવી.

'મુંજાલ ! આપણે આમ ક્યાં જવું છે ?' જયસિંહદેવે એને પાસે આવતાં પૂછ્યું.

'કેમ મહારાજ ? આપણે કેદારેશ્વરના મંદિર તરફ જવું છે. આંહીંથી ડાબે હાથે ભાગ્યે જ પાંચસો ડગલાં હશે.'

'ત્યાં ? શું છે ત્યાં ?'

'શું છે ?' મુંજાલને આશ્ચર્ય થયું. તેણે અવાજ ધીમો કર્યો:

'મહારાજ ભૂલી ગયા કે શું ? દેશળને ત્યાં આવવાનું કહ્યું છે. પણ પહેલાં આપણે આ રાજમાર્ગે નીકળતી ખેંગારની સવારી જોઇ લઈએ. દેશળ ભેગો આવ્યો છે કે નહિ એની આપણે ખાતરી કરી લેવી છે. ખેંગારને ત્રિવેણીસંગમે પહોંચવાનો આ જ રસ્તો છે. દેશળ આવ્યો હશે તો અસ્તો નહિ રહે. ભલું હશે તો એનો ઘોડો પણ સૌથી પાછળ જ હશે !'

જયદેવ એક ક્ષણ કાંઈ બોલ્યો નહિ: પછી તેણે ધીમેથી કહ્યું: 'મુંજાલ ! આપણે લડી લડીને થાકી ગયા ત્યાં સુધી લડ્યા—તે છેવટે આટલા માટે, એમ ? મારે એ કરવું નથી. હું તો કાલે જ ખેંગારને પાછો દ્વંદ્વયુદ્ધમાં ભિડાવીશ ! કાં એ મરે છે ને કાં હું મરું છું ! મારે કોઇ હીણું સ્વપ્ન જોઈતું નથી !'

મુંજાલને આશ્ચર્ય થયું. રાજાના આ પરિવર્તનમાં ખરેખર કોણ કારણરૂપ હતું એ એને હજી સમજાયું નહિ. પૃથ્વીભટ્ટ રાજા સાથે ફરતો. પણ એનું આ ગજું

નહિ. દેવી મીનલ—એ કદાચ હોય ?—પણ એ તો ન જ હોય. આ લાંબા યુદ્ધની રાજતંત્ર ઉપર શી અસર થઇ છે એ એની નજરબહાર ન હતું. યુદ્ધનો યશસ્વી ગણાય તેવો તાત્કાલિક અંત લાવવા માટે દેવી ઘણી આતુર હતી. બર્બરકની સિદ્ધિનો ઉપયોગ થતાં પણ આ વસ્તુ વહેલી પતતી હોય તો તેમ કરવું. ત્યાં સુધીની એણે તૈયારી બતાવી હતી. એટલે એ તો ન જ હોય. જગદેવ અને ત્રિભુવન કદાચ હોય. પણ હમણાં તો મહારાજ એમના બહુ ઓછા પરિચયમાં આવ્યા હતા. એણે અનુમાન કરવાનું છોડી દીધું.

'જુઓ, મહારાજ !' તેણે શાંત મક્કમતાથી કહ્યું. 'આપણી આ વાત માંડમાંડ ખીલે બંધાણી છે. વેદિયા થાશો તો જૂનાગઢ મળતું મળશે, પાટણ પણ નહિ રહે. માળવાવાળો આપણી મરજી પ્રમાણે યુદ્ધ નહિ કરે. એ તો એની સગવડ પ્રમાણે કરશે. આપણે આજે જ નિશ્ચયાત્મક પગલું ભરવું પડશે. અને તે પણ આ પળે જ. હવે પાછા ફરવાનો માર્ગ નથી. દેશળને વાત થઇ ગઇ છે. આ પળ ગુમાવી બેઠા—તો આપણે યુદ્ધ પણ ગુમાવી બેઠા, એમ જ સમજવું. અને ખેંગાર—કાં તો એ આ નીકળ્યો—'

રસ્તા ઉપર થતી ખેંગારની જયઘોષણામાં નવું જોમ આવ્યું લાગ્યું. બન્ને એકદમ આગળ વધી ગયા. રાજમાર્ગ નજરે પડ્યો કે તરત તેઓ ત્યાં ઝાડઝાંખરાની પાછળ જંગલકેડી ઉપર જ અંધારામાં બેસી ગયા. એમને કોઇ દેખે તેમ ન હતું. પણ તેઓ રહ્યાસહ્યા આછા ઉજાસમાં સઘળું દેખી શકતા હતા. રાજમાર્ગ ઉપર થતી હરેક

હિલચાલ જોઈ શકતા હતા.

રસ્તા ઉપર હજારોની મેદની લાંબે સુધી નજર નાખતી ખેંગારની રાહ જોતી એક બાજુ ખડી ઊભી હતી. એમાં વૃદ્ધો હતા, અપંગ હતા, અશક્ત હતા, જુવાનજોધ હતા, નમણી નારીઓ હતી, બાળકને ખભે બેસારીને અને માથે ચડાવીને ક્યારની એમ ને એમ ઊભેલી ડોશીઓ પણ હતી. સોમનાથ મહાદેવનો પુત્ર કાર્તિકસ્વામી જાણે આવવાનો હોય, તેમ આ આખી મેદની હરપળે ખેંગારના ઘોડાને જોવાને અધીર બનતી તળેઉપર થઈ રહી હતી. અને બીજા લોકોનાં ટોળાં સમુદ્ર તરફથી હજી તો એમાં આવ્યે જ જતાં હતાં.

ધક્કામુક્કી, ભીંસાભીંસ ને ભીડાભીડને લીધે રાજમાર્ગ તો લગભગ બંધ જેવો થઈ ગયો હતો. છેક ત્રિવેણીના સંગમ સુધી જનમેદની ઊભરાતી હતી. રસ્તા ઉપર ઊભા ન રહી શક્યા એ ઝાડ ઊપર ચડ્યા હતા. ને ત્યાંથી બરાબર નહિ દેખાય એવું માનનારા મંદિરના શિખરની ટોચ ઉપર પહોંચી ગયા હતા. હજારો માણસો હોય—પણ નજર સૌની એક જ હોય ને આંખ માત્ર બે જ હોય—તેમ જે રસ્તા ઉપરથી ખેંગાર આવવાનો હતો ત્યાં સૌની અનિમેષ મીટ મંડાઈ રહી હતી.

થોડીવારમાં જનમેદનીની પાછળથી ખેંગારના નામનો જયઘોષ ઊઠ્યો. લોકોની આતુરતા વધી ગઈ. હવે તો હિલચાલનું માપ ન રહ્યું, 'ક્યાં છે? ક્યાં છે?' 'હું નથી દેખતો!' 'એ રહ્યા!' 'નથી આવ્યા!' 'હમણાં દેખાશે!' એવા અનેક પ્રકારના—ઉત્તર ન મળવા માટે

સ્વગત ઊભા કરેલા માનવપ્રશ્નોથી વાતાવરણ સભર ભરાઈ ગયું. ત્યાં જનમેદનીની પાછળ ઊંચા સ્થાન ઉપર બેઠેલા લોકોને ખેંગારના ઘોડા જેવું કાંઈક દેખાયું હશે, એટલે એમણે ફરીને જયઘોષ ઉપાડ્યો.

સમુદ્રગર્જન સાથે સ્પર્ધા કરતા એ જયઘોષનો પડઘો હજારો કંઠમાંથી ઊઠ્યો.

થોડીવારમાં જ ઊંચો, ધોળો, રેશમી ઝીણી રૂંવાટીનો, સુંદર હંસલો ઘોડો નજરે પડ્યો. એના ઉપર રા' ખેંગાર બેઠો હતો. પોતે આવ્યો છે એ જાણ કરવા, માથા ઉપર હાથ ઊંચો કરી એણે બેત્રણ વખત હલાવ્યો. અને લોકોનો ઉત્સાહ મર્યાદામાત્રને વટાવી ગયો. કોઈ કૂદ્યા, કોઈ નાચ્યા, કોઈ પોતાની પાસે કોણ ઊભું છે એ જોયા વિના જે હોય એને બથ ભરીને ભેટ્યા, કોઈએ પાઘડી હવામાં ફંગોળી, કોઈ આળોટવા માંડ્યા. કેટલાકે સમુદ્ર તરફ દોડવાનું શરૂ કર્યું. કોઈએ દૂહા લલકાર્યા. ચારણોએ છંદ મોકળા મૂક્યા. કેટલાકે લાકડીમાં ફાળિયાં ભરાવીને ધજાગરા ઉડાડ્યા. અજબ ચેતનાથી માનવમેદની આખી વીંધાઈ ગઈ હોય તેમ હાલકડોલક ડોલી ઊઠી. જયદેવ ખેંગારની એ લોકપ્રિયતા નિહાળી જ રહ્યો.

રા' ખેંગારની પડખે ચંદ્રચૂડ આવી રહ્યો હતો. બન્નેથી થોડે દૂર પાછળ દેશળ હતો. એ ત્રણ સિવાય રસ્તા ઉપર કોઈ દેખાતું ન હતું. બીજા સૌ ઠીક પડે તેમ આડેઅવળે માર્ગે પહોંચી ગયા હોય તેમ લાગ્યું.

રા' ખેંગાર આવી રહ્યો છે, એ સમાચાર વ્યાપક બની જતાં લોકોનો પ્રચંડ ધસારો પાછળથી આવી પડ્યો.

ધક્કામુક્કી, ભીંસાભીસ ને ભીડાભીડ વધી ગઈ. પણ જંગલ તરફ જ્યાં મુંજાલ ને જયદેવ બેઠા હતા, ત્યાં સુધી એની અસર પહોંચે તેમ ન હતું. રા' જેમજેમ નજરે પડતો ગયો, તેમતેમ ક્ષણે ક્ષણે લોકકંઠમાંથી એના નામનો જય-ઘોષ ઊપડતો ગયો. વારંવાર રસ્તામાં ખેંગારને હંસલાને રોકવો પડતો હતો.

જયદેવે એક ઘડીભર, ખેંગારને આછી ઝાંખી તેજ-ધારામાં પાસેથી જતો નિહાળ્યો. રૂપાળો, સશક્ત, તેજસ્વી, પ્રતાપવાન ચહેરો એની દૃષ્ટિએ પડ્યો. એના દેહમાંથી—એની બેસવાની છટાછબ અને અદ્ભુત ઘોડેસ્વારીમાંથી—એક વસ્તુ જુદી જ તરી આવતી હતી. એનો કટ્ટરમાં કટ્ટર દુશ્મન પણ એ જોઈને છક્ક થઈ જાય તેમ હતું. અને તે એની નિર્ભયતા—ખેંગારના જીવનનું એ રહસ્ય હતું. એની પડખે ઊભનારો પણ એ અમૃત પીને ભયમાત્રને વિસારી મૂકે. પોતે દુશ્મનની છાવણીમાં આવ્યો છે, એકલો છે, પોતાને પકડાવાનો ભય છે, પોતાને કોઈ પડકારશે—જાણે એમાંનું કાંઈ અસ્તિત્વમાં હોઈ ન શકે, એવી અજબ શ્રદ્ધાથી એ આગળ વધી રહ્યો હતો. તે ચારે તરફ દૃષ્ટિ ફેરવતો હતો. તેણે લોકના ઉત્સાહી આવકારને સન્માનવા પોતાનો જમણો હાથ માથા ઉપર ઊંચો અધ્ધર રાખી દીધો હતો, અને વારંવાર લોકઘોષણાના જવાબમાં એને એ હલાવી રહ્યો હતો. એની પડખે આવી રહેલા માતૃભક્ત ચંદ્રચૂડનું હીરા-જડિત કંકણ અત્યારે ચંદ્રના આછા પ્રકાશમાં પણ ઝગારા મારી રહ્યું હતું. ખેંગારની પડખે જ એ પોતાના ઘોડાને ચલાવી રહ્યો હતો—ને હરેક વસ્તુ માટે તૈયાર હોય તેમ સાવધ ને

તત્પર દેખાતો હતો. દેખીતી રીતે એનામાં ખેંગારભક્તિ નીતરતી હતી.

એમની પછવાડે થોડે દૂર દેશળ હતો. તેની દૃષ્ટિ ચકળવકળ કાંઇક શોધી રહી હતી.

દેશળને આવતો મુંજાલે જોયો. આ વસ્તુસ્થિતિ માટે આગળથી તૈયારી કરીને જ મુંજાલ આવ્યો હોય તેમ લાગ્યું. એ તરત સાવધાન થઈ ગયો. એણે એક નાનકડી પોટલી કાઢી. એ શું છે એનો મર્મ સિદ્ધરાજ જાણે તે પહેલાં એણે એના નાનકડા ગાળિયાને બરાબર સરખો કરી નાખ્યો. દેશળનો ઘોડો, એની રાંગમાં જરાક આ તરફ ફર્યો, કે તરત ઘોડેસવારની દૃષ્ટિએ પડે તેવી રીતે, એ પોટલી એણે ફંગોળી દીધી. અને એક ક્ષણ, સ્તબ્ધ બનીને જોઇ રહ્યો. દેશળ ચકળવકળ કાંઇક શોધતો જ હતો. એણે નીચે નમીને તલવારની અણીએ તરત એને ઉપાડી લીધી. મુંજાલે એ જોયું. એનો પ્રાણ નાચી ઊઠ્યો. તેણે મહારાજનો હાથ જરાક દબાવ્યો, 'પ્રભુ! ચાલો આપણે હવે, એ વાત સમજી ગયો છે!'

'કોણ વાત સમજી ગયો છે?'

'દેશળને એમાં શબ્દસંકેત આપ્યો છે. હમણાં ને હમણાં એ કેદારેશ્વરના મંદિરમાં આવવાનો. પછી તો કોને ખબર છે કે શું થાય? આપણે ત્યાં પહોંચી જઈએ. એ ચોક્કસ ત્યાં આવશે!'

જયસિંહદેવની, હવે તો, દેશળ સાથેની યોજનામાં પૂરેપૂરી સંમતિ ને સાથ લઈ લેવાં જ જોઇએ, એ મુંજાલ સમજી ગયો હતો.

'પ્રભુ ! આપણે તીર છોડી દીધું છે. સંકેત આપ્યો છે. એનો લાભ હવે આપણે નહિ ઉઠાવીએ તો એ દુર્જન છે. આપણી અપકીર્તિ કરશે. ને પોતે સધનો દીકરો થઇને ફરશે. આપણે એને નાણી તો જોઇએ. પછી શું કરવું તે ત્યાં નક્કી કરીશું. આપણી પળેપળ કિંમતી છે. રાત થોડી છે ને વેષ ઝાઝા છે. આપણે ઊપડીએ, મહારાજ !'

જયદેવે કાંઇ પ્રત્યુત્તર ન વાળ્યો. અત્યારે તો એ મુંજાલ સાથે જવા માટે તૈયાર થયો.

પણ રાજાના મનનું સમાધાન થયું નથી, એ વાત મુંજાલ સમજી ગયો.

એના મનમાં એક નવો પ્રશ્ન થયોઃ 'રાજાને કોઇએ તદ્દન જ નવો રસ્તો તો બતાવ્યો નહિ હોય ?'

પણ અત્યારે એ વિષે વિચાર કરવાનો એને સમય જ ન હતો. અંગાર સમુદ્રસ્નાન કરીને પાછો ફરે તે સમયમાં જ દેશળ સાથેની વાતનો એણે નિર્ણય કરી લેવાનો હતો.

બન્ને કેદારેશ્વરના મંદિર ભણી વળ્યા.

## ૧૪. કેદારેશ્વરમાં શું બન્યું ?

**મુંજાલ** અને જયસિંહદેવ કેદારેશ્વરના મંદિરમાં પહોંચ્યા. સંકેત પ્રમાણે દેશળ આંહીં આવવાનો હતો.

આ મંદિર જંગલના એકાંત ભાગમાં હતું. દિવસે પણ હિંસક પશુઓનો ત્યાં ભય લાગતો. પૂજારી પણ ત્યાં ફેરતો નહિ; પૂજા કરીને ઘર ભણી પાછો જતો રહેતો. એટલે સંકેતસ્થાન તરીકે એ સરસ હતું. રાજા અને મંત્રી બે ક્ષણ ત્યાં ઊભા રહ્યા હશે, એટલામાં પાછળના ભાગમાંથી કાંઈક પાંદડાં ખખડ્યાનો અવાજ તેમને કાને આવ્યો.

'મહારાજ! પણ આપણે એને સકંજામાં લેવો પડશે. નહિતર એ આપણને બનાવી જશે!' મુંજાલે મહારાજને, પોતાની વાત સ્વીકારાય એવી ભૂમિકા માટે તૈયાર કરવા માંડ્યા.

'મુંજાલ! પહેલાં તો તું જ વાત જાણી લે. હું પેલા થાંભલાની પાછળ ઊભો છું. એની શી વાત છે એ તો આપણે પહેલાં જાણો!'

મુંજાલ પ્રત્યુત્તર આપે તે પહેલાં તો જયસિંહદેવ મહારાજ ત્વરાથી સરી ગયા હતા. એક સ્તમ્ભની પાછળ

એને જતાં મુંજાલે જોયા. હવે વખત રહ્યો ન હતો. એ પોતે સ્વસ્થ થાય તે પહેલાં જ એને કાને અવાજ આવ્યો. તેણે અવાજ ઓળખી કાઢ્યો. દેશુભા આવ્યો હતો.

'દેશળભા ! આમ આવો, ભા ! આમ,' તેણે જવાબ વાળ્યો. 'આંહીં કાંઈ વાંધો નથી. મેં કોઈ ચકલું ય આસ-પાસમાં રહેવા દીધું નથી; તો ય પાસે સારા. ભીંતને કાન ઊગે ત્યારે તો કૈકનાં હાંડલાં ખાટાં થઈ જાય છે. આંહીં આવો — આંહીં જગ્યા પણ ચોખ્ખી છે, ને જંગલકેડીની સનસા પણ નજરે પડે !' મુંજાલે દેશળને કહ્યું.

મહારાજ જયદેવ સઘળું સાંભળી શકે તેવી ગોઠવણ થઈ જાય માટે તેણે દેશળને આ બાજુ બોલાવ્યો. તેણે નજર ફેરવી, તો મહારાજ ત્યાં પાસે જ ઊભેલા હોય તેમ જણાયું.

દેશળ ત્યાં આવીને બેઠા. મુંજાલ તેની સામે બેઠો.

'મહારાજ નથી ?' દેશળને જરાક શંકા પડી ને ગભરામણ પણ થઈ. 'તમે તો સંકેતમાં મહારાજને મળવાની વાત કરી હતી ને ?'

'મહારાજને અત્યારે મીનલબા આવવા દે ખરાં ? એ કોઈ દી બને ? મહારાજ તો અત્યારે સોમનાથના સાન્નિધ્યમાં બેઠા હશે. રાશિજીએ જપનું અનુષ્ઠાન સૂચવ્યું લાગે છે. આ અમારે સુખ—નહિ જપ કે તપ કે લપન કે છપન ! પણ તમે નિર્ભય રહેજો. મહારાજને કાને વાત નંખાઈ ગઈ છે. બોલો, ખેંગારજી આવ્યા ?'

'હા, ખેંગારજી આવ્યા છે ને ! ખેંગારજી છે. ચંદ્રચૂડ છે. બીજા પણ સૈનિકો છે. ભા દેવુભા છે. સોઢલ છે !'

'ત્યારે તો આખો દુર્ગ આવ્યો છે એમ કહોને !'

'ના, એમાં બે જણા નથી !'

'કોણ કોણ ?'

'દુદો ને હમીર !'

મુંજાલને બન્ને નામ પરિચિત હતાં. દુર્ગરક્ષણમાં એ બન્ને અદ્વિતીય ગણાતા. ગિરનારી દુર્ગના એ અદ્દ્ભુત·દ્વારપાલ હતા. મુંજાલે એમની ખ્યાતિ સાંભળી હતી.

'જેમના ઉપર રા' અત્યંત વિશ્વાસ મૂકે છે —'

'વિશ્વાસ મૂકે છે એ ખરું, વિશ્વાસ તો ઘણા ઉપર મૂકે છે, પણ આ બન્ને દુદો ને હમીર — એ બન્ને મળીને એક કિલ્લો થાય છે, ભા ! એ તસુએ તસુ જમીનના જાણકાર રહ્યા. તમે આખો ડુંગરો ખૂંદી વળો ને એ બે'ય ભોરંગ જેવા કયાં બેઠા હોય ઈની તમને ગતાગમ ન પડે. દુદો ને હમીર તો સોરઠના શણગાર. આપણે એમને સૂતા રાખવા પડશે !'

'એ નથી આવ્યા કાં ?'

'ના, એ નથી આવ્યા. પણ જુઓ, મહાઅમાત્યજી ! આ રમતું, હવે અમારે તો માથા સટોસટની થાતી આવે છે. મેં તો કીધું, મહારાજ આવ્યા હશે — ત્યાં મહારાજ પોતે જ આવ્યા નથી !'

'પણ હું છું ને, દેશળભા ! તમારી વાતનો અંકોડે અંકોડો મહારાજને અકબંધ પહોંચાડું. પછી શું ?'

'અરે ઈ તો ઠીક, પણ અમારે માથાં હાથમાં રાખીને આ જુગાર ખેલવાનો છે. આ જુગાર જ છે, ભા ! ગિરનારનો અટંકી કિલ્લો કોઈએ હજી સુધી તો લીધો જાણ્યો નથી.

અમારે માથે અત્યારે કેવી વીતે છે તે અમે જાણીએ છીએ. ચોકીએ ચોકી ઉપર નજર અમારી; ઉપરટપકે. પણ વિશ્વાસ અમારો કોઇને નહિ. અમારી ઉપર પાછી હવે નજરબંધીની રમતું હાલે છે ! હું આહીં આવ્યો છું પણ સૌ ત્યાં જપજાપમાં બેઠા ન બેઠા, સંકેત તમારો ઉકેલ્યો ન ઉકેલ્યો, ને તરત ભાગ્યો છું. પાછો સમુદ્રસ્નાનમાં પાણી ઉડાડવા સૌની હારે પહોંચી જાશ. આ એવી વાત છે. આ વાતની ખબર પડે તો તો જીવતા ધાણીએ જાવાનું છે. ને ગિરનારનો ડુંગર— એ તો કોઈ માનો જણ્યો એમ ને એમ જીતે—એ વાતમાં કાંઈ માલ નથી !'

મુંજાલને દરેક પળનો ઉપયોગ હતો. દેશળ પોતાનું મહત્ત્વ સ્થાપી રહ્યો હતો. તેની આકાંક્ષા એવી રીતે સોરઠનું આખું રાજ મેળવવાની લાગી. મુંજાલે એને દોરડું પણ આપ્યું — ને આંબાઆમલી બતાવ્યાં.

'જુઓ, દેશુભા ! દુર્ગ ગિરનારનો એક વખત અજેય ગણાતો હશે. આજ તો તમે મહારાજની આકાશી સિદ્ધ દેખી નાં ? એની પાસે કોઈ વસ્તુ હવે અજેય રહી શકે ખરી ? પણ અમારે એમ જૂનોગઢને રોળીટોળી નાખવું નથી. અમારે એના કિલ્લાનો મહિમા એવો ને એવો રહેવા દેવો છે. એનો કિલ્લેદાર પણ રહેવા દેવો છે. જૂનોગઢનો રા' પાટણના દરબારમાં દમામભેર બેસે એમાં તો અમારી શોભા છે. બોલો, દેશુભા ! તમે મહારાજને સંદેશો મોકલાવ્યો છે. હું તમને સીધી જ વાત કરું. તમે અંદર રહીને અમને મદદ કરશો કે બહાર આવીને ?

'બહાર આવીને !'

'તો તમે મદદ કરી રહ્યા. ને અમે મદદ લઈ રહ્યા. એમ તો તમે કાંઈ નહિ કરી શકો.'

'કેમ ?'

'કેમ ? તમે હમણાં શું કહ્યું ? રા' તમારો વિશ્વાસ કરે છે ? હીરની પણ ગાંઠ તો પડી ગઈ નાં ? રા' પાછો તમારો વિશ્વાસ કેમ કરે એ કરવું પડશે. લીલીબા આંહીં સોમનાથમાં બેઠાં છે. જે રસ્તે થઈને એ ભાગ્યાં એ રસ્તો . . .'

'હું તમને એ જ કહેતો હતો, મહાઅમાત્યજી ! એ એક જ રસ્તો એવો છે, જેની જાણ માને છે. રા' ને છે. બીજા કોઈને — દુદા હમીરને પણ એની જાણ નથી ! રાજદુર્ગના રાજમહેલના અંદરના ખંડમાં ક્યાંક એની પગદંડી નીકળે છે !'

મુંજાલ વિચારમાં પડી ગયો. તે એ ક્ષણ બોલ્યો નહિ.

'જુઓ, દેશુભા ! ત્યારે અમારો વિજય ચોક્કસ છે. તમારા નશીબમાં રા'નું પદ પણ ચોક્કસ છે. તમે એક કામ કરી શકશો ?'

'શું ?'

'તમે ગમેતેમ કરીને લીલીબાને પાછાં જૂનાગઢ ભેગાં કરી દ્યો. રાશિજીને વચ્ચે નાખો. રા'ને મનાવો. લીલીબાને મનાવો. પણ એમને જૂનાગઢ ભેગાં કરો.'

'તો . . . ? તો શું થાય ?'

'ભૂલી ગયા ? સંજીવિની વિદ્યા પેલો કચ શી રીતે શીખ્યો હતો ? પેટમાં પેસીને પગ પહોળા કરવાના. આ તો તમે રા'ને ચેતાવી દીધો છે. અને જો હવે

તમે એને નહિ મારો — તો એ તમને ચોક્કસ મારી નાખશે. નહિ મારે તો એ ગાંડો ગણાશે. લીલીબાનું સમાધાન કરવા રા' પ્રેરાય — તમે જ એની પાસે વાત મૂકો — લીલીબા મનેકમને એ સ્વીકારે, વાત જાણે થાળે પડી જાય, પછી ધીમે રહીને તમે અંદર બેઠા પગ પહોળા કરો, તો તમારો વિજય થાય ! નહિતર હું તો તમારું ગમે તે ક્ષણે મૃત્યુ જ જોઈ રહ્યો છું !'

'એ કામ હું કરી દઉં. એ કામ મારું. રાશિજી પોતે જ ખેંગારજીને કહેવરાવશે. પછી કોઇને કાંઈ કહેવા-પણું રહેશે ?'

'વાહ વાહ ! તો તો સોળ વાલ ને એક રતી !'

'તમે લીલીબાને ક્યારે મળશો ? શી રીતે મળશો ?' થોડીવાર પછી મુંજાલે પૂછ્યું.

'આંહીંથી — આ ઊપડયો ! રાશિજીને પણ શોધવા પડશે. એમને તો પાછું લપશીંદર હશે ! પણ એ થઈ જાશે. બોલો પછી ?'

'જુઓ, દેશુભા ! તમને મહારાજ વેણ આપે . . .'

'મહાઅમાત્યજી ! આ કામ વેણમાં કરી નાખું એવો હું મૂરખ નથી. આ તો ગિરનારની કાળમીંઢ ડુંગરમાળા છે. મહારાજના વાળ કાળા છે — તે આંહીં ધોળા થઈ જાશે, પણ એ નહિ ડગે તો નહિ જ ડગે, પછી તો તમે જાણો.'

'દેશુભા ! મહારાજનું વેણ — જેને ઘેર પાટણની રાજગાદી છે . . .'

'એ બધું સાચું — પણ મને તો તાંબાના પતરે જૂનોગઢની ગાદી લખી દેવી પડે. તો આ વાત બને.

૯

નહિતર તમે તમારે ઘેર મજા કરો. હું મારે ઘેર મજો કરું!'

મુંજાલ આ વસ્તુસ્થિતિ માટે તૈયાર ન હતો. મહારાજ એ વસ્તુ કબૂલ કરે એ પણ શકય ન હતું. પણ આ શઠને હવે જવા દેવામાં લાભ ન હતો. માત્ર લાલચ આપવાથી એ માને તેમ ન હતો. તેણે નવો માર્ગ કાઢચો.

'દેશુભા! અમારે તમારું બગાડવું નથી. પણ બગાડવું હોય તો આટલી વાર લાગે!' મુંજાલે દેશુભાનો વસ્ત્રલેખ તેની સામે ધર્યો: 'આ એંગારજીને પહોંચાડીએ—એટલી વાર. તમારી તો ગડકબારી થઇ જાય. અમારું કામ થાય. તમારે ત્યાં ફાટફૂટ પડે.' મુંજાલે દેશળની રેવડી થાય એવો ભય બતાવ્યો: ને પછી સમાધાનીનો રસ્તો દર્શાવ્યો: 'પણ અમારી રાજનીતિ જુદી જ છે. અમારે તો અમારો મિત્ર હોય—એવો રા' આંહીં જોઇએ છીએ. એ મળી જાય એટલે આ યુદ્ધ પૂરું થયું. અમારે કિલ્લાની પડી નથી. તમારા ઉપર મહારાજની નજર ઠરી છે. ગમે તેમ પણ તમે અમારા ભાયાત છો. તમે આંહીં હશો તો પાટણનું ગૌરવ જળવાશે. તમે કહેશો તો અમે તો તાંબાને પતરે કરી આપીશું. પણ કોક કોતરવા બેસશે નાં? કોક લખવા બેસશે નાં? પછી? દેશુભા! એ વાત ચાર કાનની નહિ રહે હો! એનો વિચાર કરી જુઓ. તમે બુદ્ધિશાળી ખરા—હજી જરાક અનુભવ ઓછો! અમારે નામ આપવું નથી, પણ તમે જે કામ કરી આપો છો એ કામ કરી આપનારો તમારો જ કોઇ ભાઈ વહેલેમોડે અમને તો મળી રહેશે. મળી રહેશે શું—મળ્યો છે. પણ તમે પહેલાં નક્કી કરો—બોલો, મારે પાછો મહારાજને ઉત્તર આપવો પડશે!'

દેશુભા ઉપર ધારી અસર થઇ. એ પોતે ખૂટલ હતો એટલે બીજો કોઈ ખૂટ્યો જ છે—એ મુંજાલની વસ્તુનો ભેદ એનાથી પકડી શકાયો નહિ. એને થયું કે પોતે નહિ તો બીજો કોઈક પણ જૂનોગઢમાંથી ખૂટશે. વહેલેમોડે ખૂટશે. ત્યારે એને રાંપદ મળશે. એના કરતાં અત્યારે આ તક મળી છે તો કાં જવા દેવી ? બેચાર કાને વાત જાય ને કાચ્યું કપાય, એ પણ શું કામનું ? મુંજાલની વાત એને ગળે ઊતરી ગઈ. પણ પાછળથી આ અંગૂઠો બતાવે તો ? એના મનમાં શંકા થઈ. મુંજાલે એ શંકાની ગંધ પકડી લીધી.

'જુઓ, દેશુભા ! તમે કોઈ દિવસ જૂનોગઢ બહારની રાજરમત જોઈ નથી. તમને શંકા રહેવાની. તમે તમારો વિશ્વાસુ લખનારો માણસ શોધી લાવો. હું તો વાત કાચી કપાય માટે તમને ચેતવી રહ્યો હતો — તમારા પોતાના હિત માટે. તમારે અંદર રહીને કામ કરવું છે. અમે તો બહાર બેઠા છીએ !'

'મહાઅમાત્યજી ! તમે આ સોમનાથની સાખે બોલ્યા છો — એટલું યાદ રાખજો.'

મુંજાલે કાન પકડ્યોઃ 'દેશુભા ! દીધાં વેણ કાંઇ ફોક થાશે ?'

'પણ મહારાજની મુદ્રા તો અમને મળવી જોઇએ.'

'એક કે બે ?'

'કેમ બે ?'

'તમે ને વિશુભા બે છો. તમને મળશે તો એને ખોટું લાગશે. એને મળશે તો તમને શંકા પડશે.'

મુંજાલે એક નવો જ તુક્કો ઊભો કર્યો.

'એમ કરોને — લીલીબાને આપવાની! હું આંહીંથી ત્યાં જ જાઉં છું!'

'હું પણ ત્યાં આવું છું. . . .'

'લીલીબા મને સોમનાથના મંદિરના પાછલા આથમણા ભાગમાં દરિયાકાંઠે મળવાનાં છે!'

'જ્યાં સ્તંભતીર્થનાં વહાણ ઊભાં રહે છે.'

'હા, ત્યાં!'

દેશુભા એક ક્ષણમાં ત્યાંથી અદશ્ય થઈ ગયો. એ ગયો કે તરત મુંજાલ પાસેના સ્તમ્ભ તરફ મહારાજને વાત કહેવા માટે દોડ્યો.

'મહારાજ!....' તે શબ્દ બોલ્યો ન બોલ્યો ને ચમકીને પાછો હટી ગયો.

મહારાજ જયસિંહદેવ સિદ્ધરાજ ત્યાં હતા નહિ.

## ૧૪. હવે શું થાય ?

એક ક્ષણભર તો મુંજાલ અવાક્ જેવો ત્યાં ઊભો જ રહી ગયો. એને રાજાના આ વિચિત્ર વર્તનમાં કાંઈ સમજણ પડી નહિ. મહારાજ ત્યાં હતા નહિ. અને દેશળની સાથે રહીને લીલીબાને હાથમાં લેવાની પૂરેપૂરી જરૂર હતી. પળ પળ વખત ચાલ્યો જતો હતો. દેશળને કાલે તો પાછા વળવાનું હશે. મુંજાલને ચોક્કસ ખાતરી થઈ ગઈ કે રાજા અત્યારે વિક્રમી સ્વપ્નના એક એવા તો ભવ્ય ખ્યાલમાં રમી રહ્યો છે કે એ હાજર હોત તો દેશળની વાતમાં ઊલટાનું ભંગાણ પડત. તેણે આસપાસ જોવા માંડ્યું. બીજા પણ બેત્રણ સ્તમ્ભની પાછળ એ જઈ આવ્યો. ત્યાં કોઈ હતું નહિ. એણે પોતાની યોજના પોતાની જ જવાબદારી ઉપર પાર પાડવાનો તરત દૃઢ સંકલ્પ કરી લીધો. તેણે એકદમ નિશ્ચયાત્મક પગલું ભર્યું. સોમનાથના સમુદ્ર તરફ જવા માટે એ રાજમાર્ગ તરફ વળી ગયો.

રાજમાર્ગ ઉપર એ આવી પહોંચ્યો, તો ત્યાં હવે ભીડ ન હતી. શ્રદ્ધાળુઓ જપ અને ધ્યાનમાં બેસી ગયા હતા. કોઈ રડ્યોખડ્યો મુસાફર જ રસ્તે જતો દેખાતો હતો.

મુંજાલને એ વાતાવરણની જ જરૂર હતી. તે ઝપાટાભેર એકલો આગળ વધ્યો.

એ થોડે દૂર ગયો હશે, ત્યાં એણે સામેથી કોઈ યોદ્ધાને આ બાજુ આવતો જોયો. મુંજાલે એને તરત ઓળખી કાઢ્યો. મહારાજ જયદેવ વિષે પોતે અત્યારે અજ્ઞાત હતો. એટલે પૃથ્વીભટ્ટને પૃચ્છા કરવાથી કાંઈક માહિતી મળશે એમ ધારી એ ઉતાવળે આગળ જવા ધસ્યો. એની સ્થિતિ મહારાજના અંગત અને નિકટવર્તી સુભટ્ટ જેવી હતી. પણ એટલામાં પૃથ્વીભટ્ટની હિલચાલે એને જરાક થોભાવી દીધો.

જંગલમાંથી રાજમાર્ગને મળતી દરેક કેડી પાસે પૃથ્વીભટ્ટ જરાક થોભીને પછી આગળ ચાલતો હતો. મુંજાલે એક ઝાડ પાછળ અદૃશ્ય રહી એની હિલચાલ જોવા માંડી. એટલામાં પાસેની જંગલકેડીએથી બીજો માણસ નીકળી આવ્યો.

'કેમ ધુબાકા ! છે ત્યાં ?' પૃથ્વીભટ્ટે પૂછ્યું.

'ના, ત્યાં તો કોઈ નથી !' ધુબાકાએ પ્રત્યુત્તર વાળ્યો.

મુંજાલ સમજી ગયો. એ બન્ને જણા મહારાજને જ શોધી રહ્યા હતા.

'પણ ત્યારે હવે શોધવા ક્યાં ?' પૃથ્વીભટ્ટ બોલ્યો: 'મહારાજને આ તે કેવી ઘેલછા લાગી છે ? જ્યારે જુઓ ત્યારે એકલા લોકસંઘમાં ભળી જવા માટે ઊપડી જાય ! ભલું હશે, તો ત્રિવેણીસંગમ ઉપર લોકમાં બેઠા હશે—વાતો સાંભળતા !'

'આપણે જઈએ, બીજું શું ?'

'જઈએ તો ખરા — પણ મને તો રાજમાતાએ

રસ્તે જોયો, ને આંહીં મોકલ્યો છે મહારાજને બોલાવવા માટે. ને પોતે સોમનાથના દ્વારે ઊભાં છે, મહારાજની રાહ જોઇને. એમને જઈને જવાબ શો આપવો ? '

' કહેવાનું કે મહારાજ ક્યાંય નથી ! રાજમાતાને પણ મહારાજની આવી વિચિત્રતાની ક્યાં ખબર નથી ? '

' અરે ! એ તે ચાલે — સૂરજ ઊગતાં તો મહારાજની રાહ જોવાશે. ને મહારાજ ક્યાં છે એ કોઇને ખબર નથી. મહાઅમાત્યજી પણ ગુમ થઈ ગયા — એ શું ? '

' ત્યારે એક વાત કહું—તમે મારું માનતા નથી—પણ મહારાજ ચોક્કસ એને ત્યાં હશે ! '

' કોને ત્યાં ? '

' કેમ વળી ? પેલી માલવાની અદ્‌ભુત નર્તિકા હમણાં આવી છે એને ત્યાં. રાશિજીએ પોતે એને પેલા દૂરના સૂર્યમંદિર નીચેના ભોંયરામાં ખાસ રાખેલ છે. પણ એ સાચું, ભટ્ટરાજ ? કોઈ તો કહે છે, એ માલવાની રાજકુમારી છે ! એ સાચું ? '

' રાજકુમારી તો શું — ? રાજવંશી છે એ ચોક્કસ ! '

' ત્યારે મહારાજ ત્યાં હશે, જાઓ. સરત લગાવવી છે ? કાં તમારે મને એ નર્તિકાનું નૃત્ય બતાવવું ને નહિતર મારે તમને બતાવવું ! '

' ગાંડો થાતો નહિ, ધુબાકા ! એ કોઈ દેવદાસી નથી. એ તો રાજવંશી નૃત્યાંગના છે—સામાન્ય નર્તિકા નથી. ભગવાન સોમનાથના સાન્નિધ્યમાં નૃત્યનું પહેલું મંગલાચરણ ધરવા માટે છેક અવંતીથી આંહીં આવી છે — એના ગુરુ માલવ રાજગુરુ ભાવબૃહસ્પતિ જેવા છે. મહારાજને

રાશિજીની કૃપાથી એકાદ વખત એ રાજકુમારીનું નૃત્ય જોવા મળી ગયું — ને એમાં શેરડી પાછળ એરડી જેવો મારો ગજ વાગી ગયો—બાકી, એનું નૃત્ય, સ્વયં સોમનાથ ભગવાન સિવાય, બીજા જોવા ન પામે. ઓ હો હો ! પણ શી અદ્દ્ભુત એ નારી છે ! મહારાજ તો એની પાછળ — મહારાજને એણે ફેરવી જ નાખ્યા છે ! '

' ખરેખર ? '

' ત્યારે નહિ ? જયસિંહદેવ મહારાજને અત્યાર સુધી ગમે તે રીતે વિજય મેળવવો એ ઘેલછા હતી. હવે એમને એ ઘેલછા રહી નથી. એમને યશનો મહિમા સમજાયો છે: વિક્રમી યશ, જે લોકોમાં હમેશાં ફરતો રહે. એમને સોમનાથ ને સરસ્વતી બન્નેની ઉપાસનાનો રંગ લાગ્યો છે. ઉજ્જેનમાંથી આખા ભારતવર્ષને એકચક્રે સ્થાપવાની મહેચ્છા જાગી છે— બધું ખોવાય પણ રજપૂતી ખોવાઈ ન જાય, એવી ધૂન આવી છે. અવંતી જ ભારતનું કેન્દ્ર છે — એવી નવી વિચારસરણી એમને મળી છે. એનો નાથ એ ભારતનો નાથ છે. અત્યાર સુધી મહારાજ પાસે જે સ્વપ્ન હતું તેની પાછળ શુદ્ધ રેખાઓ ન હતી. હવે એમની પાસે એની આખી સૃષ્ટિ ખડી થઈ ગઈ છે, એ આ નારીના પ્રતાપે. એક તો એ માલવનારી છે. રાજવંશી છે. સરસ્વતી જાણે એની મા છે. કુદરતે છૂટે હાથે રૂપમોહિની આપી છે. ભાવબૃહસ્પતિ જેવો એનો ગુરુ છે — એને મેં તો એક વખત બોલતાં સાંભળી, પણ જાણે એ કંઠની મધુરતા હજી સુધી કાનમાં રમી રહી છે. આવી સ્ત્રી પુરુષને ફેરવી નાંખે એમાં શી નવાઈ ? કેટલો થોડો સમય થયો છે છતાં

મહારાજને જાણે એ ચિરપરિચિત લાગે છે. મહારાજ ત્યાં હોય તો ના નહિ ! ચાલ તો — '

પૃથ્વીભટ્ટ ને ધુબાકો તો ચાલ્યા ગયા, પણ મુંજાલને અસ્વસ્થ કરતા ગયા.

માલવની કોઈ સ્ત્રી આવી છે ને એણે બરાબર અત્યારે જ — મહારાજ વર્ષો સુધી મંથન કરે પણ ફળ ન મેળવે — એવી ઘેલછાભરી વાત વહેતી મૂકી, પોતાની કાર્યસિદ્ધિ સાધી છે — એટલું જ મુંજાલને એમાં સમજાયું.

એણે ભલે એ કાર્યસિદ્ધિ કરી. પણ પોતે તો પોતાનો રસ્તો સ્વચ્છ રાખવા માગતો હતો. એણે થોડા સમયમાં જ જૂનોગઢ જીતવાનો સંકલ્પ કરી લીધો હતો. અને એમાં અત્યારે તો પહેલવહેલી લીલીબાની વાત હતી.

એટલે આ વસ્તુ ઉપર અત્યારે વધારે ધ્યાન ન દેતાં એ તો સોમનાથસમુદ્રના સ્તમ્ભતીર્થ ઓવારા તરફ જવા માટે ઉતાવળે ઊપડી ગયો.

## ૧૫. જ્યારે એક નારી વૈર લેવા નીકળે છે

ત્યારે જેમ એના સાહસનો છેડો હોતો નથી, તેમ એના વિનિપાતનો પણ છેડો હોતો નથી. એ પોતાના વૈરને સંતોષવા માટે શું નહિ કરે એ કહી ન શકાય. લીલીબા વૈર લેવા નીકળી હતી. મુંજાલ એ વસ્તુસ્થિતિનો લાભ ઉઠાવવા માંગતો હતો. એ જ્યારે સોમનાથના મંદિરના પશ્ચિમ ભાગમાં દરિયાકિનારે પહોંચ્યો, ત્યારે તેણે ત્યાં એક નાળિયેરીને અઠંગીને ઊભેલા દેશળને દીઠો. એને હવે બહુ સાવચેતીથી કામ લેવાનું હતું. કોઈ આવનાર જનારની દૃષ્ટિ ન પડે એટલા માટે તેઓ પાસેના એક જૂના ખંડિયેર તરફ ચાલ્યા ગયા.

'કેમ દેશુભા! લીલીબાનો પત્તો લાગ્યો?' મુંજાલે અંદર જતાં જ પૂછ્યું.

'પત્તો તો લાગ્યો. પણ ત્યાં ચોકીપહેરો બેઠો છે, તેનું શું?'

'હેં! ચોકીપહેરો? કોનો ચોકીપહેરો?' મુંજાલને આશ્ચર્ય થયું. એટલામાં દેશળે ધીમી તીખાશથી કહ્યું: 'મહારાજ ન આવ્યા ત્યારથી હું તો ચેતી ગયો હતો. પણ

તમે મારી આવી મશ્કરી કરશો એ મને ખબર નહિ. હવે તમને બતાવીશ — મહેતા ! કે દેશુભા વિના તમે કિલ્લો કેમ કબજે કરો છો ?'

'તમે કહો છો તેમાંથી એક પણ અક્ષર હું સમજતો નથી !'

'બધું સમજો છો — ભા ! શું નથી સમજતા ? પરશુરામને કહ્યું હશે ત્યાં ચોકીપહેરો બેસારી દે. ને મને કહ્યું ત્યાં તપાસ કરો. ઘરધણીને કહ્યું જાગતો રહે, ચોરને કહ્યું પહોંચી જા. આ ઈ માયલી વાત થઇ. પણ કાંઈ ફકર નહિ. હું મારું ફોડી લેશ. આટલું કહેવા જ હું રોકાણો'તો. લ્યો, ત્યારે, જય સોમનાથ !'

'અરે ! પણ દેશુભા ? આ શાની વાત છે ? તમે શું કહો છો તે હજી હું સમજતો નથી !'

'હા, ભા, હા ! શેણે સમજો ?'

'તમને ક્યાં લીલીબા — આંહીં મળવાનાં હતાં ?'

'હા.'

'પછી ?'

'આવ્યાં નથી.'

'કેમ ?'

'તે તમે ક્યાં નથી જાણતા તે મને પૂછો છો ? ચોકીપહેરો તમે જ મુકાવ્યો હશે નાં ? લ્યો ભા, મારે હવે ગડકબારીએથી કમોતે મરવું નથી. કોઇ ને કોઈ મને આંહીં દેખે !'

'પણ — આ બધું છે શું ?'

'જુઓ, મહાઅમાત્યજી ! હું તો તમે કહ્યું તેમ રાશિજી

પાસે ગયો. રાશિજીને મળ્યો પણ ખરો. રાશિજીએ એક શિષ્યને મોકલ્યો — લીલીબાને તેડી લાવવા — ભાઈ સાથે બહેનનું સમાધાન થાતું હોય તો બીજું એને જોઈએ શું ?— પણ ત્યાં લીલીબાના દ્વાર ઉપર ચોકીપહેરો દીઠો !'

'કોનો ?'

'નહિતર જાણે તમને ખબર નહિ હોય ? મહારાજ જયસિંહદેવ સિદ્ધરાજનો !'

'હેં ?'

'ત્યાં કૃપાણ ઊભો હતો, મહેતા ! ખુલ્લી તલવારે. કોઈ લીલીબાને મળી શકે નહિ — મહારાજની અનુજ્ઞા વિના — એવો બંદોબસ્ત હતો. તમે મને ઠીક બનાવ્યો— સારું છે કે મને કોઈએ જોયો નથી. પણ બા ! આ રમતું હવે આકરી પડશે હો. લ્યો, જય સોમનાથ !'

મુંજાલ એને રોકે તે પહેલાં તો દેશળ સડેડાટ બહાર નીકળી ગયો. એને લાગ્યું કે એને બનાવ્યો છે. મુંજાલને તો પાછો આમાંથી રસ્તો કાઢવા એની જરૂર હતી, પણ એ તો એક ક્ષણમાં દરિયાકિનારેથી જાણે અદૃશ્ય જ થઈ ગયો. વીજળીનો ઘા પડ્યો હોય તેમ મુંજાલ એક ઘડીભર દિઙ્મૂઢ બની ગયો. જયસિંહદેવ મહારાજ અદૃશ્ય થઈને ક્યાં ગયા તેની સમજણ હવે તેને પડી. એમણે લીલીબાને જ જતાં રોકી દીધી હતી. મહારાજે શા માટે આમ કર્યું એ સમજતાં એને કાંઈ બહુ વાર લાગી નહિ. મહારાજને સામે મોંએ કિલ્લો લેવાની ધૂન હતી. મુંજાલને પોતાની યોજના અફળ થઈ એનો મનમાં ડાઘ બેસી ગયો. તે એક પળભર માથું ખજવાળતો ઊભો રહ્યો. પછી સ્વસ્થ થતો હોય તેમ સ્વગત

બોલ્યો: 'એ તો એમ જ. જરાક લક્ષ્મીરાણીને આંહીં લાવવાં પડશે, ત્યારે આ વાત ઠેકાણે આવશે. કાંટાથી કાંટો નીકળે તેવી રીતે સાળું વેરું કાઢવા માટે વેરું જ જોઈએ છીએ! ઠીક, ચાલો, મુંજાલભા!' તે સોરઠીઓના શબ્દોચ્ચારમાં પોતાની મશ્કરી કરતાં પોતે જ હસી પડયો: 'ફરી એકડે એકથી ગણો! આજે સ્તમ્ભતીર્થ પેલો જનારો છે, ઉદયનનો સંદેશવાહક, એની સાથે ઝાંઝણને મોકલી દઈએ! લક્ષ્મીરાણીને આંહીં લાવે—ને સાથે સાથે ઉદયન પણ આવે. સજ્જન મહેતો હોય, ઉદયન હોય—પછી મહારાજ સૌની વાત તો કાંઈ નહિ અવગણે?'

તે ખંડેરમાંથી બહાર નીકળી, પોતાને કોઈ જોઈ તો ગયું નથી નાં, એની ખાતરી કરવા લાંબે સુધી ચારે તરફ દૃષ્ટિ ફેરવતો થોડીવાર સ્થિર ઊભો રહ્યો. ઝાંખા અજવાળામાં એની નજર આ તરફ આવી રહેલ એક વ્યક્તિ ઉપર જરાક સ્થિર થઈ. તેણે તેને બારીકાથી જોવા માંડયો. જેને એ સંભારતો હતો તે ઝાંઝણ જ આંહીં આવી રહ્યો હતો.

થોડી વારમાં ઝાંઝણ પાસે આવી પહોંચ્યો. 'કેમ ઝાંઝણ! શું છે?'

'અરે, પ્રભુ! રાજમાતા મહારાજની શોધ કરે છે!'

'અને મહારાજ?'

'પ્રભુ! એ જ નવાઈની વાત છે. મહારાજ ક્યાં છે તેનો પત્તો નથી. સાંભળ્યું છે કે ખેંગાર તો દ્રમ્મ, રત્ન ને માણેક, હીરાનાં દાન દેવાનો છે. રાજમાતા એ ચિંતામાં છે. મહારાજ પાસે એમને પણ દાન દેવરાવવાં છે. વખત થઈ ગયો છે—હમણાં સમુદ્રસ્નાનનો શંખનાદ થશે ને મહારાજ ક્યાં છે તે

કોઇને ખબર નથી ! અત્યારે માનવમેળામાં કોણ ક્યાં છે એ જણાતું નથી !'

'કૃપાણ—કૃપાણને પૂછોને !' મુંજાલે કૃપાણનો ચોકી-પહેરો ઊડે તો લીલીઆને સાધવાની તક જોઈ.

'એનો પણ પત્તો નથી !'

'કોનો કૃપાણનો ? એનો પત્તો હું તને આપું. મંદિરના પાછળના ભાગમાં જ્યાં અતિથિગૃહ છે ત્યાં એ તને મળશે. પણ તું એમ કર, રાજમાતાને જ ત્યાં લઈ જા. એમની આજ્ઞા વિના એ ત્યાંથી ખસી શકવાનો નથી. એને મહારાજે પોતે ત્યાં ઊભો રાખ્યો લાગે છે !'

'પણ મહારાજ ક્યાં છે ?'

'એ બધો પત્તો તને ત્યાંથી મળશે ! એની પાસેથી. એને જ શોધવા મોકલજે ને.'

ઝાંઝણ જવાની તૈયારી કરતો હતો ત્યાં મુંજાલે કહ્યું: 'પેલો ઉદયનનો સંદેશવાહક ક્યારે જવાનો છે ?'

'એ તો કાલે જવાનો છે !'

'મહારાજે શો પ્રત્યુત્તર વાળ્યો એ ખબર પડી ?'

'અમે તે થાય, આંહીંનું યુદ્ધ પૂરું કર્યા વિના મહારાજ બીજે ક્યાંય ખસવા માગતા નથી. એટલે ત્યાં સૌએ સૌનું સંભાળી રાખવું. અને પ્રભુ ! એક બીજું થયું છે. નાયકણામાં કૂદકણા જેવું !'

'શું ?'

'મહારાજે એક કોઈક રાજવંશી નારી આંહીં જોઈ છે —'

'શું કહે છે ?'

'હા, પ્રભુ!'

'રાજમાતાને ખબર છે?'

'હજી સુધી તો ખબર પડી નથી. પણ સૂરજની વાત કાંઈ છાબડે ઢાંકી રહેશે? આ કૃપાણુનો ચોકીપહેરો કાં તો એને લગતો જ હશે.'

'ત્યારે તો, ઝાંઝણ! તું ત્યાં કૃપાણુ પાસે રાજમાતાને લઈ જા. રાજમાતાની આજ્ઞા થશે એટલે કૃપાણુ પોતે જ મહારાજને શોધવા નીકળશે. કદાચ એની જગ્યાએ તારે ઊભા રહેવાનું પણ આવે, તો ઊભો રહેજે. ત્યાં હું આવું છું.'

ઝાંઝણ ગયો એટલે મુંજાલ વિચારમાં પડ્યો. આ એક તક હતી. કૃપાણુને ત્યાં મહારાજે જ ઊભો રાખ્યો હતો. એમનો હેતુ સ્પષ્ટ હતોઃ દેશળ લીલીને જ ન મળી શકે.

મહારાજને આવી રીતે યુદ્ધનું ભયંકર સંચાલન કરવામાં જાણી જોઇને કોઈ દોરી રહ્યું હતું. ત્રિભુવન ને જગદેવના અભિપ્રાયનું એ બળ હતું કે મહારાજનું પોતાનું જ હૃદય આમાં મુખ્ય ભાગ ભજવી રહ્યું હતું? હજી એ વસ્તુનો તાગ મળી શકે તેમ ન હતો. પરંતુ એ ગમે તેમ હો—જે નારીની વાત ઝાંઝણે કરી, પૃથ્વીભટ્ટે કરી, એ નારીનો આમાં ચોક્કસ ભાગ છે. તે નારીની વાત હવે છાની તો ન જ રહી શકે. એમ થશે તો રાજમાતા પોતે જ આ વાતમાં વચ્ચે આવવા મથશે.

એવે સમયે આંહીં ઉદયન અને સજ્જન હોય તો ફેર પડે. લક્ષ્મીદેવી પણ આવ્યાં હોય — તો વાત થાળે પડે. અને એમાંથી માંડી રજપૂતીના આ તમામ વિશારદો—ત્રિભુવન, જગદેવ અને પરશુરામ — એ સૌને વિદાય લેવી

પડે. નવી જ રચના થાય. નવી રીતે યુદ્ધ ચાલે. એમાં વિજય મળે. ને સૌ પાછા પાટણભેગા થાય. તો જ પાટણની પ્રતિષ્ઠા પુનઃ સ્થપાય.

મહારાજે ગમે તે યોજના ધારી હોય પણ મુંજાલે તો પોતાના મનમાં આવી યોજનાનો દૃઢ નિશ્ચય કરી લીધો. એણે થોડીવાર પછી મંદિરના અતિથિગૃહ તરફ પગલાં માંડયાં. ત્યાં પહોંચ્યો ત્યારે એણે પોતે અનુમાન કરીને કલ્પ્યો હતો એ ફેરફાર દૃષ્ટિએ પડતાં જ એને આનંદ થયો. એણે ધાર્યું હતું તેમ જ થયું હતું. રાજમાતા સિવાય બીજું કોઈ કૃપાણની ચોકીને ત્યાંથી ખસવી શકયું ન હોત.

મુંજાલને આવતો જોઈ ને ઝાંઝણને પણ હૂંફ વળી. પોતે કૃપાણની જગ્યાએ રાજમાતાના કહેવાથી ઊભો તો રહી ગયો, પણ કોની ચોકી માટે પોતે ઊભો હતો એ એને જ ખબર ન હતી. કૃપાણને પણ એ ખબર હોય તેમ લાગ્યું નહિ. એણે અનુમાન કર્યું હતું કે જે રાજવંશી નર્તિકાની વાત હવામાં ઊડે છે તેને લગતી જ આ ચોકી હતી.

'ઝાંઝણ! કોઈને અંદર જવા દેવાનું નહિ હોય. મહારાજની આજ્ઞા એ પ્રમાણે હોવી જોઈએ. તને કૃપાણે કહ્યું છે ને?'

'હા, પ્રભુ!'

'મહારાજ કયાં છે– એ પત્તો મળ્યો?'

'કૃપાણ ગયો છે, રાજમાતાની પાલખી સાથે–ને એ પાછો આવે ત્યાં સુધી મારે આંહીં ઊભા રહેવાનું છે!'

'એ આવે ત્યારે મને ખબર કરવા તું પણ અંદર દોડતો નહિ હો! એક ધીમી તાલી દેજે ને. બસ છે. રાત

આટલે સુધી આવી, આ જુદ્ધનો સમય ને મહારાજને પણ આ રાજવંશીનું ઘેલું, તું મને ખબર કરજે—મહારાજ આવે કે કૃપાણ આવે . . .' મુંજાલે વાક્યને અધૂરું મૂક્યું ને પોતે કાંઇ ન હોય તેમ અંદર પ્રવેશ કર્યો.

મહાઅમાત્ય આ વાતના જાણકાર હોય જ એ વિષે શંકા કરવાનું ઝાંઝણને મન ન થાય, એ સ્વાભાવિક હતું. કૃપાણે એને આપેલી સૂચના, મહારાજ સિવાય બીજા કોઈના પણ પ્રવેશને અટકાવવા માટે હતી, એ એના ધ્યાનમાં હતું; પણ જેમ કૃપાણ રાજમાતાની અવજ્ઞા કરી ન શક્યો, તેમ જ એ મહાઅમાત્યની અવજ્ઞા કરી ન શક્યો.

મુંજાલ અંદર ગયો. અંદર લાંબી પડસાળને છેડે એણે એક અંધારી કોટડી દીઠી. કોટડીના એક ખૂણામાં એક આધેડ વયની વિધવા બાઈ બેઠેલી એની નજરે ચડી. તે દર્ભાસન ઉપર બેઠી બેઠી માળા ફેરવી રહી હતી. તેણે એક આછું કાળું વસ્ત્ર માત્ર પહેર્યું હતું.

મુંજાલ તેની તરફ જવા માટે દઢ પગલે આગળ વધ્યો. તે એને આવતો જોઇ રહી. તેનાથી થોડે દૂર ઊભા રહીને તેણે તેને બે હાથ જોડીને નમસ્કાર કર્યા.

મુંજાલે પોતાની સામે રૂપાળી, પ્રૌઢ, તેજસ્વી પણ પણ અત્યંત હઠીલી ને ભયંકર દગો રમી શકે તેવી અભિમાની નારીને જોઈ.

લીલીબા પણ અત્યંત આશ્ચર્યથી તેની સામે જોઇ રહી હતી. અહીં એને કોઈ મળવા આવશે એમ એણે અત્યારે અપેક્ષા રાખી હોય, એમ મુંજાલને લાગ્યું. પણ કોઇને બદલે કોઈને જોઇને તે નવાઇ પામતી હોય તેમ તેનો

પહોળી મોટી સ્થિર આંખોએ કહી દીધું.

ભયંકર રીતે તીક્ષ્ણ અને વેધક, કાંઈક મેલી, દેખાવે મોટી, હઠાગ્રહી એવી એની આંખોએ મુંજાલને એના સ્વભાવનો થોડોક પરિચય તો એટલામાં જ આપી દીધો. સૌને તુચ્છ માનનારી, સ્વભાવે ક્ષુલ્લક, અગ્નિ જેવી તેજીલી પણ ડંખીલી, જાતને અતિ માનનારી, સાહસિક, દગાખોર, ઠગી અને વહેમી એવી સ્ત્રી સાથે પોતાને કામ લેવાનું હતું, એ તરત તે સમજી ગયો. ખેંગારની આ બહેન હોય એ એક ઘડીભર તો મુંજાલના મગજમાં ઊતરી શક્યું નહિ. ક્યાં ખેંગાર—જેનાથી એક હજાર જોજનવામાં ક્યાંય દગાનો પડછાયો પણ ન દેખાય—ને ક્યાં આ એની જ બહેન! પણ તેને તો પોતાનો વેષ બરાબર ભજવવાનો હતો. તે કાંઈક નમ્ર સ્વરે બોલ્યો.

'લીલીબા! મને ભા દેશળજી મળ્યા હતા. એમણે મને તમારી પાસે મોકલ્યો છે!'

'તમે? તમે કોણ? રાશિજીને મળીને આવ્યા છો?'

'હું તો, બા! મુંજાલ મહેતો—પાટણનો મહાઅમાત્ય. તમે આંહીં આવ્યાં અને અમને કહેવરાવ્યું નહિ, એનું અમને—એટલે મહારાજને—બહુ માઠું લાગ્યું છે. હું એ કહેવા આવ્યો છું. મનદુઃખ તો કુટુંબમાં થાય. પણ તમે તો બા! રા'ની ગાદીનો વૈભવ જોયો છે. આ સ્થાન તો બાવા, સાધુવેરાગી માટે હોય. તમે કહેશો તો આંહી—કહેશો તો અવંતીમાં—કહેશો તો પાટણમાં—પણ દેશળભાની માને છાજે એવા વૈભવથી રહેવાની વ્યવસ્થા મહારાજ કરી આપે! તમે પણ સોલંકીરાજનાં વિધવા છો. જૂનોગઢનાં દીકરી છો. મનદુઃખે દેશવટો નીસર્યાં એટલે શું થયું?

લલાટમાં રાજવંશી વારસો લખ્યો છે એ કાંઇ ભૂંસાઇ જાશે ?' છેલ્લું વાક્ય મુંજાલે દૃઢતાથી, ધીમેથી, પણ સ્પષ્ટતાથી ઉચ્ચાર્યું.

'અરે ! ભાઈ ! રાજવંશી બાજવંશી તો ઠીક, આટલું નાક ને નોક રહી જાય તોય ઘણું ! હું તો આંહીં સોમનાથને ખોળે બેઠી છું,' લીલીબાએ નમ્રતાથી કહ્યું. એના એ નમ્ર અવાજમાં ભયંકર અભિમાન ફુંફાડા મારતું મુંજાલ જોઇ શક્યો. પણ અવાજ અને શબ્દ એ બન્નેનો વિસંવાદ કળી ન શકનારો માણસ એમાં ખરેખર વિનમ્રતા જુએ અને મૂર્ખ બને. પણ મુંજાલ એની રગ ઓળખી ગયો. કોઇ વિનંતી કરતું આવે કે 'બા ! તમારા વિના આ કામ અટકી પડ્યાં છે !' એવી ઠગારી વિનંતી પણ કોઈ કરે, તો આ નારી તરત પ્રસન્ન પ્રસન્ન થઈ જાય— એટલું બધું એનું જાતઅભિમાન જાગ્રત હતું !

મુંજાલે હાથ જોડ્યા: 'તમારું સોમનાથનું શરણું અમારા આંખમાથા ઉપર છે. પણ તમે ગિરનારની અજિત દુર્ગમાલાનો વિચાર કર્યો છે, બા ? રા'નો મહિમા એને લીધે છે. ખેંગારજીએ એક સફલી જેવી સ્ત્રી માટે થઈને વેર બાંધ્યાં—પણ તમે તો વિચાર કર્યો હશે નાં કે રા'નો વંશવેલો અને ગિરનારનો દુર્ગ એ બન્ને અખંડિત રહે, એમાં સૌની શોભા છે ? તમે પણ રા' નાં પુત્રી છો. દીકરો ઓટીવાર નીકળે તો દીકરીને દ્વારેથી પણ દીપક પ્રકાશે ! કેમ ન પ્રકાશે ? મને તો દેશુભા મળ્યા ત્યારે આવી વાત કરી હતી. નિશ્ચય કરવાનો તો તમારા હાથમાં છે. તમે ધારો તે કરી શકો—ભગવાન સોમનાથે એવી શક્તિ

તમને આપી છે. તમે વિચાર કરો, બા ! હું તો તમે જે નિશ્ચય કરો તે પ્રમાણે વર્તું !'

ભાગ્યે જ કળી શકાય એવી છાની પ્રસન્નતા લીલીના ચહેરા ઉપર પ્રકટતી મુંજાલે જોઈ. પણ તે વહેમીલી હતી.

'જુઓ, અમાત્યજી ! તમે જાણો, ખેંગાર જાણે, ને મહારાજ જાણે, હું એમાં કાંઈ ન જાણું !'

'બા ! ખેંગારજીની એકની વાત હોત તો હું કાંઈ બોલત નહિ. આ તો રા'ના દુર્ગની ને રા'ની ગાદીની વાત છે ! ખેંગારજીની ગાંડી શૂરવીરતા ભલેને જે થાય તે કરી લ્યે. પણ તમે, બા ! રા'નો દુર્ગ જાળવવાનું કાંઈક કરો. એમાં રા'ના વંશનું ગૌરવ છે ! અને રા'ની ગાદી. અમસ્તી પણ, આ ખેંગારજી જે શોધી લાવ્યા છે નારી, તેના વંશવેલામાં જાશે તો બોંતેર પેઢીના રા' કકળી ઊઠશે. અમે પણ, ભલે શત્રુભાવે તો શત્રુભાવે, રા' નવઘણ જેવા અટંકી નરનાં પડખાં સેવ્યાં છે !'

'હું હવે શું કરી શકું, મુંજાલજી ? મને પહેલેથી પૂછ્યું હોત તો આ વખત આવત નહિ !'

'એ મારાથી ક્યાં અજાણ્યું છે, બા ? પણ તમે હજી દુર્ગને અને રા'ના વંશવેલાને—બન્નેને સાચવી શકશો !'

'હું ? હું કોણ, મુંજાલજી ? હવે શું થાય ?' એની કૃત્રિમ નમ્રતામાં રહેલો ભયંકર હુંકાર મુંજાલને સ્પર્શી ગયો.

'જુઓ, બા ! ગમે તેમ પણ દેશુભા હજી બચ્ચું ગણાય. બહાદુરી એની ખરી, એ તો અમે જોઈ છે, પણ તમારા વિના આ વાત સાંગોપાંગ પાર નથી ઊતરવાની. હા, તમારે પાછું દુર્ગમાં જવું પડે !'

'કોણ હવે હું પાછી દુર્ગમાં જાઉં ? એ તો ત્યારે તમે મને હજી ઓળખી નથી. હું દીકરી રા' નવઘણની. એક વખત થૂંક્યું ગળું—એ આશા ન રાખતા !'

'થૂંક્યુ ગળવાની વાત નથી, બા ! દેશુભાને ને મારે વાત થઈ ગઈ છે. તમે દુર્ગમાં હશો તો દુર્ગ અખંડિત રહેશે !'

લીલી વિચારમાં પડી ગઈ. એને લાંબો સમય આપ- વામાં મુંજાલે હાનિ દીઠી.

'જુઓ, બા ! જાણે મહારાજ ગાદી અને ગઢ દેશુ- ભાને આપવાનું કબૂલે છે ! એના બદલામાં તમારે અમને મદદ કરવી. આ મદદ અંદરથી થાય કે બહારથી એ તમે વિચારજો !'

'થાય તો અંદરથી !'

'હં, ત્યારે — દેશુભા આ સમજ્યા નહિ ને તમે સમજી ગયાં. એટલો ફેર ! ગલઢાં ગાડાં વાળે તે આનું નામ. તમે અંદર હો — તો હજાર રમતું થાય !'

'પણ દેશુભા મહારાજને મળ્યો છે ? મહારાજ આ જાણે છે ?'

'મને બીક લાગી, બા ! કે કોઈ ને કોઈ આ વાત ખેંગાર પાસે કરે તો કાચું કપાઈ જાય. પણ એ તો મહારાજ તમને ને દેશુભાને બન્નેને વેણ આપશે—અત્યારે તો હજી સંકેત ગોઠવવાની વાત ચાલે છે ! દેશુભાએ તીર સંદેશો આપીને અમને ચેતાવ્યા, ત્યારે તો આ સોમનાથમાં તમે છો એ ખબર પડી ! નહિતર અમને ખબર પડત ક્યાંથી ? ને તમને મળત પણ ક્યાંથી ?'

'એમ ?' લીલીને હવે લાગ્યું કે મુંજાલ પાસે દેશુભાની

વાત તો ચાલતી રહી લાગે છે. એટલે તેણે વાતમાં વધારે રસ લેવા માંડ્યોઃ 'સંકેત તો ગોઠવાઇ જાય—' તે બોલી. 'પણ મહારાજનું ગંભીર વેણ અમને મળવું જોઇએ !'

'અમે ને દેશુભાએ તો તાંબાને પતરે લેખની વાત કરી હતી. પણ પછી લાગ્યું કે એમાં વાત ચર્ચાશે. ને વાત કાચી કપાઇ જાશે. એ તો અમારે પોતાને પણ, આંહીં જૂનાગઢમાં, અમારા વળનો હોય એવો રા' ક્યાં નથી જોતો?'

'ત્યારે તમે શી રીતે વાત દોરવા માગો છો?' લીલીબાએ હવે વધારે સ્પષ્ટતાથી કહ્યું.

'હું તો શી રીતે દોરું બા? પણ દેશુભાએ કહ્યું કે માને જે રસ્તાની જાણ છે એ રસ્તાની જાણ કોઇને નથી!'

લીલી ચમકી ગઈ. અને તરત જ કાંઇક વધારે સ્વસ્થ પણ થઈ ગઇ. દેશુભા આને મળ્યો છે — ને કાંઇક સંકેત દ્વારા દુર્ગપ્રવેશની વાત ચાલી રહી છે એ વસ્તુ એને હવે તદ્દન સાચી લાગી.

'હા; એ છે. એનું શું?'

'ખેંગારજીને એમ ભય રહેશે કે લીલીબા બહાર છે ને પોતાની સાથે મેળમાં નથી તો એ રસ્તો નકામો થઇ પડશે!' લીલીબાની આંખો ચમકી ઊઠી. મુંજાલે એ જોયું. એને એનામાં રહેલ ભયંકર વૈરલાલસાનો પરિચય મળ્યો. તેણે પોતાનો માર્ગ સ્પષ્ટ બનતો દીઠો.

'એટલે તમે અંદર હશો, બા! અને પહેલાંનાં જેવાં જ મેળમાં હશો — તો કામ વહેલું પતી જાશે. એ તમે સમજી શકશો. ને તમે જ કરી શકશો. દેશુભા આ વાતનું ઊંડાણુ સમજી શક્યા નહિ. એ તમને આંહીં અત્યારે મળ-

વાના હતા — પણ મેં જ એ જાણી જોઈને અફળ બનાવ્યું છે. વખત છે ને વાતની ગંધ બહાર જાય, તો આ સંકેત માર્યો જાય. દેશુભાનો જીવ જોખમમાં આવે. તમારે ભાગવું પડે. અમારે નવું નિહાળવું પડે. કૃપાણને આંહીં ચોકી-પહેરા ઉપર જોઈને દેશુભાને પાછા ફરવું પડયું. એમને કદાચ લાગ્યું પણ હશે, કે અમે એમને બનાવ્યા. પણ એમ નથી. એમને તમે જઈને એ સમજાવશો ત્યારે. મહારાજની રાજમુદ્રા એમને આપવી—એ વાત અમારે થઈ ગઈ હતી. પણ દેશુભા જરાક ઉતાવળા છે, બા! ઘીના ઠામમાં ઘી પડી રહેશે. જરાક સમય લાગે એટલું જ—' મુંજાલે દેશુભા સાથેના પ્રસંગની પણ ભેગાભેગી સજાવટ કરવા માંડી. ' અમારે તો દેશુભાને સોંપણ કરીને પાટણ તરફ ભાગી જાવું છે, આંહીં ચોટયા રહેવું કામ લાગે તેવું નથી! અમારે હજાર કામ છે. આ જુક્તિ પાર પાડવી હોય તો તમારે ખેંગારજી સાથે પાછો મનમેળ કરવો પડે. ખેંગારજી સાથે તમારી જે સમાધાની કરવી છે તેને માટે વખત આ છે—અત્યારનો. ને એમાં રાશિજીદ્વારા તમે પોતે જ કામ સાધી શકશો, બા! બીજાને તો જાણે કાંઈ જાણ પણ નથી. એમ એ કરવું પડશે. હવે અમે તો આ તરફ ડોકાઈશું પણ નહિ. હમણાં જ ચાલ્યા જઈશું, હું અને કૃપાણ બન્ને!'

મુંજાલના કાને એક ધીમી તાળીનો અવાજ પકડી લીધો. પણ કોણ આવી રહ્યું છે એ અનુમાનવું મુશ્કેલ હતું.

' મહારાજ — કે રાશિજી — ગમે તે, બા! તમારી પાસે હમણાં આવે—પણ તમે આ સિદ્ધ કરો એટલે થયું!'

' મુંજાલજી! હું હવે આજ સાંજે આંહીં નહિ હોઉં

બીજું શું ?'

'પણ અંદર ગયા પછી તમારો સંકેત અમને શી રીતે મળશે ? તીરસંદેશ દ્વારા ?'

'એ તો દેશુભાને ખબર નહિ એટલે એ કરે. તીર તો ગમે તેને હાથ જાય ! ધારાગઢ તરફ — પૂર્વદ્વારે — તમારે જંગલમાં છુપાઇને જોતા રહેવું ! ગવાક્ષમાં બેસીને હું ચોટલો છુટ્ટો મૂકીશ . . ! તમે કાષ્ટમંડપિકા રચો છો— મોટાં ઝાડ ઉપર, એમાંથી એ નજરે પડશે !'

'આ હા હા ! બા ! તમે તો તદ્દન જ નવી જુક્તિ અજમાવી. એનાથી કોઇને કાંઇ ખબર નહિ પડે !'

'ધારાગઢ દરવાજે—પૂર્વદ્વાર તરફ, મુંજાલજી ! આજે પૂનેમ છે, આવતી પૂનેમ પછીની ત્રીજી પૂનમે તમે દેખાજો. વખત થોડો વધુ જવા દેવો. એટલે શંકા ન પડે. ત્યાં ગઢના ગવાક્ષમાં હું બેઠી હોઇશ. ચોટલો છુટ્ટો મૂકું તો તમારે જાણવું કે તે મધરાતે સંકેત લેવા ને દેવા કોઈ ને કોઈ આવી ચડશે. દેશળ કરતાં વિશળ એક વધુ હુશિયાર છે !'

મુંજાલ તો આશ્ચર્યમાં સ્થિર જ થઇ ગયો. આ નારી જે આટલી વિલક્ષણતાથી સંકેત ગોઠવી શકતી હતી, તેણે જ્યારે દેશળ કરતાં વિશળને વધારે હોશિયાર માન્યો ત્યારે શું સમજવું ? પ્રેમને આંધળો ગણવો કે સ્વાર્થને અપંગ સમજવો ?

પણ એને ફિલસૂફી કરવાનો અત્યારે સમય ન હતો. તેણે પ્રત્યુત્તર વાળ્યો, 'હા, બા ! વિશુભા તો વિશુભા છે. એમને જ મોકલજો. એમાં દેશુભાનું કામ નહિ.' તેણે બીજી ધીમી તાળી સાંભળી. તે ઉતાવળે બહાર નીકળવા માટે એ

તરફ સર્યો. પણ સામેથી રાશિજીને આવતાં લીલીબાએ જોઇ લીધા હતા—તેણે અત્યંત ધીમેથી મુંજાલ મહેતાને સંકેત આપી દીધો: ' મહેતા ! હવે તમે સામેના ખંડ તરફ વળી જાઓ. તેનું એક બારણું બહાર પડે છે. આ તો રાશિજી પોતે આવતા જણાય છે ! '

' આવતી ત્રીજી પૂનેમે, બા ! ધારાગઢ તરફ હું હોઇશ ! '

લીલીબાએ બોલ્યા વિના આંખથી જ માત્ર હકાર આપ્યો. મુંજાલ ત્વરાથી પાસેના ખંડ તરફ વળી ગયો.

મુંજાલ પાસેના ખંડમાં ગયો ન ગયો, અને રાશિજીની ચાંખડીનો અવાજ ખંડમાં આવતો સંભળાયો.

રાશિજી શું કહે છે તે સાંભળવા મુંજાલ એક કાન થઇ ગયો. એણે લીલીબાને ઊઠીને આ તરફ આવતી જોઇ. લીલીબાએ પોતે જ બારણાને ભોગળ લગાવી તે તેણે સાંભળી. પોતે સપડાયો કે શું એવી એક ઘડીભર એને શંકા પણ થઇ. એટલામાં ખૂણામાંથી આવતા અજવાળાએ એનો વહેમ દૂર કર્યો. એ તરફ બહાર એક નાની ગડકબારી દેખાતી હતી. મુંજાલ હવે સ્વસ્થતાથી ભીંત સરસો કાન રાખીને ઊભો રહ્યો.

' લીલીબા ! ' રાશિજીનો સ્વર આવ્યો : ' મારે અનુષ્ઠાન હતું એટલે આવતાં મોડું થયું. ભગવાન સોમનાથની છત્રછાયાનો પ્રભાવ છે. આંહીં ગમે તે આવે, એ પવિત્ર બની જાય છે. મહારાજ જયદેવે પોતે આવીને મને વાત કરી કે ખેંગારની બહેન લીલીબા આંહીં આવેલ છે, એમને કાં તમે પાછા જૂનોગઢ મોકલી આપો, કાં પાટણ આવવા દો. એમનો માનમરતબો કોઈ સેનાપતિ ભંગ

કરી બેસે તો અમારું નામ લજવાય. આનું નામ ભગવાન સોમનાથની ધજાનો પ્રતાપ !'

મુંજાલ વાત પામી ગયો. જયસિંહદેવ મહારાજ સ્પષ્ટ-પણે અણિશુદ્ધ રજપૂતીને માર્ગે ચાલવા મથી રહ્યા હતા. હજી સુધી તો રાશિના વેણુથી એની પોતાની યોજનાને કાંઈ વાંધો આવતો ન હતો.

'કોણ હું પાછી ખેંગારજી પાસે જાઉં ? એ તો કદી નહિ બને, પ્રભુ !'

'કેમ લીલીબા ? ક્યાંય ભાણાં ખળખળતાં નહિ હોય ? તમે ત્યાં શોભો, આ તો જુદ્ધનો સમો છે. મહારાજે પોતે કહ્યું ન હોત, તો આ જુદ્ધ સમે તમને હવે પાછા જવા દેવામાં આ સ્થાનનું ગૌરવભંગ થાત. સંભારો પરશુરામને —'

'હા, એનું શું થયું ?'

'એને તો મહાઅમાત્યજીએ વંથલી મોરચે મોકલી દીધો !'

'ખરેખર ?'

'ત્યારે નહિ ? સોલંકીઓ પણ સોમનાથની આણમાં તો રા' જેટલા છે !'

મુંજાલને લાગ્યું કે હવે વાતનો સૂર પકડાઈ ગયો છે. આંહીં ઊભા રહેવામાં હવે જોખમ છે. લીલી વિષેની હવે તો કોઈને કાંઈ ખબર જ ન પડવા દેવી. રાશિજી આવ્યા ત્યારે ઝાંઝણ ઊભો હતો તેનું શું થયું તે જાણવા માટે તે તુરત બહાર નીકળી પડયો. એણે જોયું તો ઝાંઝણ હજી ત્યાં જ ઊભો હતો. તેણે તેને સંકેત કરી બોલાવી લીધો,

'ઝાંઝણ! આંહીં તો રાશિજી આવ્યા છે. કૃપાણ હવે પાછો ફરે તેમ લાગતું નથી. રાશિજીએ તને શું કહ્યું?'

'રાશિજી પાસે તો મહારાજની મુદ્રા હતી. મહારાજ સિવાય બીજા કોઇને અંદર પ્રવેશ ન મળે એટલા માટે, કૃપાણને આંહીં રાખ્યો હતો! આહીં તો મહારાજની પોતાની આજ્ઞાથી જ પ્રવેશ કરવાનો હતો.'

'પણ તને રાશિજીએ પૂછ્યું કાંઇ?'

'ના, પ્રભુ!'

'તેં કહ્યું કાંઇ?'

'ના, પ્રભુ!'

'ત્યારે હવે તું આંહીંથી ઊપડી જા — કૃપાણને તો કહેજે કે મારે તરત સ્તમ્ભતીર્થનું વહાણ ઊપડવાનું હતું એટલે ત્યાં જવું પડ્યું!'

ઝાંઝણ ઊપડયો.

'પણ જો. તું તૈયાર રહેજે. તારે સ્તમ્ભતીર્થ જવાનું છે! અને આંહીં તો તેં કાંઇ જોયું નથી, કે કાંઇ સાંભળ્યું પણ નથી. સમજ્યો?'

'હા, પ્રભુ!'

## ૧૧. જયસિંહદેવની શોધમાં

કેદારેશ્વરના મંદિરમાંથી અદૃશ્ય થયેલા મહારાજ જયસિંહદેવ ક્યાં હોઇ શકે એ મુંજાલને માટે હવે અગત્યનો પ્રશ્ન બની ગયો. એટલામાં એણે રાજમાતાની પાલખીને આવતી જોઈ. તે સમજી ગયો. હજી મહારાજનો પત્તો ન હતો. મહારાજ જયસિંહદેવે એક અનોખી પ્રણાલિકા સ્થાપી હતી. કોઇ વાતની જાતમાહિતી મેળવવા કે, પરદુઃખમાં અચાનક મદદ કરવા એ ઘણી વખત આ પ્રમાણે અદૃશ્ય થઈ જતા. મહારાજની એ સ્થાપિત પ્રણાલિકા હોવાથી એમની આવી ગેરહાજરી એકદમ નજરે ચડી આવે તેમ ન હતી એ ખરું, પણ મુંજાલને તો ધુબાકાની વાતચીત યાદ હતી. મહારાજ ત્યાં હતા — કે ખેંગારને પાછો ફરતો રોકવાનો નવો યત્ન આરંભી બેઠા હતા — કે કોઈ પરદુઃખી સમાચારે એમણે સાંઢણીને ક્યાંક ખંખેરી મૂકી હતી — વસ્તુસ્થિતિ શી હતી એ જાણવાની પહેલી જરૂર હતી.

કૈલાસરાશિની વાતચીતમાંથી પણ એ વસ્તુ સ્પષ્ટ થતી ન હતી. લીલીબા સાથે પોતે કરેલી યોજના અફળ થાય એવું કોઇ પગલું મહારાજ પાછા ભરી બેસે — તો

તો આ યુદ્ધનો હવે અંત જ ન આવે. રાજમાતાની પાલખી પાસે આવી અને એ પ્રણિપાત કરતો ત્યાં ઊભો રહ્યો. રાજમાતાના મોં ઉપર ચિંતા ને વ્યગ્રતા હતાં. અમૂલ્ય દાનનો આવો અવસર જયદેવ ખોઈ દેશે કે શું ? એ વિષે એમના મનમાં ગડભાંગ ચાલી રહી હતી. રાજમાતાની પાલખી થોભી ગઈ. મુંજાલ પાસે સર્યો: 'મુંજાલ !' મીનલદેવીના સ્વરમાં થાક હતો: 'જયદેવ ક્યાં છે ? તને તો ખબર હશે નાં ? કહ્યા કારવ્યા વિના આમ વખતો-વખત અદૃશ્ય થવાની ઘેલછા એને કોને લગાડી છે ?'

મુંજાલના મનમાં ઉત્તર તો સ્પષ્ટ હતો: 'એ ઘેલછા તમે લગાડી છે, બા ! તમે એને વિક્રમા પ્રણાલિકાનો રસ લગાડ્યો છે.' પણ એણે કાંઈ પ્રત્યુતર ન વાળતાં પાલખી સાથે ઊભેલા કૃપાણ સામે દૃષ્ટિ કરી.

'એને પણ ખબર નથી,' મીનલે કહ્યું. 'એટલે તો હું તાત્કાલિક પાછી ફરી. એને ખબર હશે એમ ધારીને તો મેં એને સાથે ઉપાડેલો. હવે તું તારે જા, કૃપાણ !' તેણે કૃપાણને કહ્યું. 'ને જો — મહારાજની ખબર મળે તો દોડતો કહી જજે. હમણાં સમુદ્રસ્નાનનો શંખ થાશે — મારે આ સમો જપ કરવા બેસવાનો:— એ વખતે એને શોધવા નીકળવું પડે છે. પણ એ હશે ક્યાં ? ક્યાંય ઊપડી તો નથી ગયો નાં ? આજ તો આ દાનનો અવસર છે ! પણ એને ઘેલું લાગ્યું છે; દાન પછી; કોઈ દેશ-વિદેશનો વિદ્વાન મળી જાય તો એ પહેલું. આંહીં કૃપાણ પણ એટલા માટે જ ઊભેલો !'

મુંજાલ કૃપાણને જતો જોઈ રહ્યો હતો. તેના મનમાં

હસવું આવ્યું અને એક વિચાર આવી ગયો. મીનલદેવીએ જ મહારાજ જયસિંહદેવનું આવું વ્યક્તિત્વ ઘડ્યું હતું. એ પોતાની રાજનીતિ પોતાની રીતે ઘડતો એમાં મીનલદેવીનો જેવોતેવો ફાળો ન હતો. આજ તક હતી, એમનું પાણી એમને પાછું પાવાની. પૃથ્વીભટ્ટે કહ્યું તેમ મહારાજ પેલી માલવીય રાજવંશી નૃત્યાંગનાને દ્વારે નીકળે—અને રાજમાતા જ એનાં પ્રેક્ષક બને તો? એમાંથી એક અનિવાર્ય પરિણામ આવે. રાજમાતાને પોતાના જ પુત્રને દોરવા માટે બીજાની સલાહ લેવાની જરૂરિયાત લાગે. તેણે હાથ જોડ્યા.

'બા! મહારાજ ત્યાં તો નહિ હોય?'

'ક્યાં?'

'મેં કહ્યું, તમને ખબર હશે, બા! ત્યાં...' મુંજાલ બોલતાં જરાક અચકાયો. પછી પૂર્વ દિશા તરફની સૂર્યમંદિરની ધજા સામે જોઇ રહ્યો. મીનલદેવીએ તેની દૃષ્ટિ પકડી. એને અમાત્યની વાતમાં કાંઇક ઊંડાણ દેખાયું. એ રાજનીતિની જબરી જાણકાર હતી. જયસિંહદેવની કલ્પનાને અંકુશમાં લેવા મંત્રીઓ હમેશાં સાવધાનતાભરેલી રાજનીતિનો આગ્રહ રાખતા, એની એને ખબર હતી. એવી જ કોઈ રાજનીતિનો આ પાસો તો નહિ હોય? અને સાથે સાથે જ સિદ્ધરાજનું કોઇ પગલું અજાણતાં પણ જોખમકારક ન નીવડે એ જાણવું જરૂરી હતું. એટલે મુંજાલના પ્રત્યુત્તરે એ ચમકી ગઈ હતી, છતાં તેણે પાછી તરત સ્વસ્થતા મેળવી લીધી. 'શાની વાત કરે છે, મુંજાલ? કોઈ માણસ દૂરથી ન્યાય માગતો આવ્યો છે? કે શું છે? મહારાજે એટલા માટે રાતે ક્યાંય સાંઢણીને હંકારી મૂકી છે? એના

મનમાં કોણ જાણે ક્યાંથી આવું વિક્રમી સ્વપ્ન આવીને બેઠું છે? બધું પોતે જોવું. પોતે જાણવું. પોતે કરવું.'

'ઉદયનનો માણસ આવ્યો છે — પણ એ તો લાટ કર્ણાટકની વાત કરવા આવ્યો લાગે છે!'

'ત્યારે?'

'બા! એક ખબર છે? દક્ષિણના એક રાજેન્દ્રને જોગી લોકો ઉપર અતિ વિશ્વાસ હતો. એ માહિતીનો લાભ શત્રુ રાજાએ લીધો. એ રાજેન્દ્રની હકીકત—અંતઃપુર સીખેની રજેરજ હકીકત — શત્રુ રાજાના મુખ્ય પ્રધાને પોતે જોગીનો વેષ ધારીને મેળવી લીધી. આપણી પણ અત્યારે મને એવી અવસ્થા લાગે છે!'

'આપણી?' મીનલદેવી ચમકી ગઈ. 'કેમ મહેતા! એમ કેમ બોલ્યા? કોઈ આવેલ છે? તમને કાંઇ ખબર મળ્યા છે? અલ્યા, જરા પાલખી નીચે કરો તો!'

ભોઈ લોકોએ પાલખી નીચે મૂકી. તે આઘા ખસી ગયા. મીનલે ધીમેથી કહ્યું: 'મુંજાલ! શાની વાત છે? કોઈ આવેલ છે?'

'મને લાગે છે કે નરવર્મદેવે કોઇને મોકલી છે!'

'મોકલી છે? કે મોકલેલ છે? શું? તેં તો કહ્યું મોકલી છે! કોણ છે?'

'હા, બા! મોકલેલ હોય તો, એક રાજવંશી નર્તિકા આંહીં આવી છે. મહારાજના પરાક્રમી સ્વભાવે સૌને ચેતાવ્યા છે. એમની સ્વપ્નભૂમિ અત્યાર અગાઉથી જ પ્રકટ થઇ ગઈ છે. અને આપણો અરિ — માલવાનો નરવર્મદેવ એ તો ઠીક, એ કવિ છે, પણ એનો પાટવી

ઇન્દ્રદેવ અને બીજો કુમાર યશોવર્મદેવ એ બન્ને વિચક્ષણ છે. હૈહયની રાજકુમારી મહારાણી મોમલા દેવી — એને નરવર્મદેવની કવિતાનો નહિ, પણ વિજયયાત્રાનો ખપ છે. એક રાજવંશી નર્તિકા માલવાથી આંહીં આવી છે!'

'ક્યાં છે?' મીનલે ઉતાવળથી પૂછ્યું. 'તેં મને વાત કેમ ન કરી?'

'મને જ હમણાં ખબર પડી, બા! આપણે હમણાં જઈએ — પણ, એની વાત આપણે જાણી ગયા એમ ન થવું જોઈએ. એ સામેના સૂર્યમંદિરના નીચેના ભોંયરામાં રહે છે!'

મીનલ વિચાર કરતી થોભી, થોડીવાર પછી તેણે ભોઇઓને બોલાવ્યા: 'આ પાલખીને મુખ્યદ્વારના પગથિયા પાસે ખડી રાખો — હું હમણાં આવું છું!'

ભોઇઓ ગયા કે તરત મીનલદેવીએ કહ્યું: 'મુંજાલ! તું આગળ ચાલ — હું પાછળ ચાલી આવું છું. શંખનાદ થયા પહેલાં આપણે પાછા ફરી જવું છે. આ તો તેં નવી નવાઇની વાત કહી. જયદેવ ત્યાં છે એમ? હું નથી માનતી. એટલે આપણે જાતે અત્યારે જ જોઇ લઈએ. આ તરફનો ઝાડની ઘટાનો માર્ગ આપણે લ્યો, ત્યાંથી સૂર્યમંદિર તરફ જતાં કોઇને પત્તો નહિ લાગે.

રાજમાતા ને મહાઅમાત્યે આડોઅવળો ઝાડની ઘટાનો માર્ગ પકડ્યો. ત્યાંથી એક રસ્તો સીધો સૂર્યમંદિર તરફ જતો હતો.

## ૧૭. મુંજાલને વધુ સમજણ પડે છે

સોમનાથના મુખ્ય મંદિરને ફરતાં સેંકડો મંદિરો હતાં. એક તરફ ગર્જન કરતો સોમનાથી જલનિધિ અને બીજી તરફ પવનના ઝપાટામાં ગાજી રહેતાં ગાંડી ગિરનાં વન — અને એમાં કુદરતબક્ષી વનરાજિની પરંપરામાં ઊભેલાં સેંકડો મંદિરો — એ આખી રચના જ અલૌકિક હતી. મંદિરોની સેંકડો ધ્વજાઓ ત્યાં નિરંકુશ, રાત ને દિવસ ફરફર ફરફર્યા કરતી. મીનલદેવી એ હજારો ધ્વજાને નિહાળતી સૂર્યમંદિર તરફ જવા ઊપડી. અત્યારે એના મનમાં હજી કાંઈ સ્પષ્ટ ખ્યાલ ન હતો. મુંજાલને પણ મનમાં ગડભાંગ તો થતી હતી કે મહારાજ પોતે સૂર્યમંદિરમાં હશે કે નહિ? થોડુંક ચાલ્યા પછી તે આગળ વધતો અટકી ગયો.

'કેમ મહેતા? કેમ અટક્યા?'

'સૂર્યમંદિર તો પેલું સામે રહ્યું, બા! પણ પહેલાં હું એ બાજુ આંટો મારી આવું. ભોંયરામાં જવાનું દ્વાર પેલી બાજુના મુખ્ય રસ્તા ઉપર છે. તમને સંકેત આપીશ— પેલું ઝાડ દેખાય ત્યાં આવીને. તમે બા! આંહીં જ થોભો. હું આ આવ્યો!'

મીનલદેવી ત્યાં ઝાડની ઘટામાં શાંત ઊભી રહી ગઈ. મુંજાલ વૃક્ષરાજિને આધારે આધારે સૂર્યમંદિરના મુખ્ય દ્વારના પગથિયા પાસે પહોંચી ગયો.

મંદિર એક નાના સરખા ટેકરા ઉપર આવ્યું હતું, અને ગર્ભદ્વારમાં પહોંચવા માટે સોએક પગથિયાં ચડવાં પડે એટલું ઊંચાણમાં હતું. ટેકરાની નીચેના ભાગમાં ભૂગર્ભસ્થ મહાન ખંડ હતો. ત્યાં જવા માટે સોપાનપરંપરા ચડવાની જરૂર ન હતી. પડખેથી એક નાની પગદંડી એ તરફ જતી હતી. મુંજાલે એ કેડી પકડી.

ભૂગર્ભસ્થ મહાન ખંડના દ્વાર ઉપર એ આવ્યો તો ત્યાં અત્યારે કોઈ ન હતું. તેણે ધીમેથી બેચાર પગથિયાં ઊતરી, વિસામા ઊપર ઊભા રહી, અંદર દૃષ્ટિ કરી અને એનું અંતઃકરણ નાચી ઊઠયું.

અંદરના કોઈક ખૂણામાં ક્યાંક દીપક જલી રહ્યો હતો. એનો આછો પ્રકાશ એની નજરે પડતો હતો. એની સામે સેંકડો કોતરેલા સ્તમ્ભોને આધારે રચાયેલો મહાન ખંડ પડયો હતો. એક રીતે તો નીચેની આ સ્તમ્ભાવલિની રચના ઉપર જ ઉપરનું આખું મંદિર ઊભું કર્યું હતું. ખંડ, આખા મંદિર જેવડો વિશાળ હતો, અને માણસ ઊભો ઊભો સુખેથી અંદર હરીફરી શકે એટલો ઊંચો હતો. આંહીં જ્યાં અનેક મંદિરો ઊભાં હતાં—ત્યાં આ સૂર્યમંદિરનું ખાસ એવું મહત્ત્વ ન હતું, માણસોની આંહીં ભાગ્યે જ ભીડ જામતી, તે છતાં મુંજાલે કાન સરવા કરીને અવાજ પકડવાનો પ્રયત્ન કર્યો. સઘળે શાંતિ હતી. માત્ર જે દિશામાં દીપક જળી રહ્યો હતો — ત્યાંથી કાંઈક અવાજ આવતો લાગ્યો. તે

અત્યંત સાવચેતીથી એક એક સ્તમ્ભને આધારે આગળ વધ્યો.

દીપકની છેક પાસે, એક સ્તમ્ભને આધારે, એ આવીને ઊભો રહી ગયો. એણે પોતાની સામે જે જોયું તે દિવાસ્વપ્ન હોય, તેમ એક પળભર તો એનું મગજ વિચાર કરતું જ બંધ થઈ ગયું. એણે પણ વાતને આ રૂપમાં જોવાની આશા રાખી ન હતી. એ દિઙ્મૂઢ જેવો થઈ ગયો.

ગુજરાતનો મહાપ્રતાપી નૃપતિ જયસિંહ સિદ્ધરાજ ત્યાં ઊભો હતો — અને એની સામે એક અનુપમ લાવણ્યવતી સ્ત્રી બેઠી હતી!

પૃથ્વીશ ભટ્ટ અને ધુંબાકાએ વાતચીતમાં જેનો નામ-નિર્દેશ કર્યો હતો તે જ આ નારી હોવી જોઈએ એમ મુંજાલે અનુમાનથી જ કલ્પી લીધું. તેણે એની સામે જરાક વધારે ધ્યાનથી જોવા માંડ્યું. એણે પોતાના જીવનકાલમાં અનેક રાજવંશી રૂપ જોયાં હતાં. અસાધારણ કહેવાય એવી રૂપની સરિતાઓ પણ દીઠી હતી. પણ આ જે નારી, એણે અત્યારે આંહીં જોઈ, એ આ પૃથ્વીની ન લાગી—કે આંહીંની રહેનારી પણ ન લાગી. એનું રૂપ તો હતું—પણ એ મનોહારી રૂપ શરીરનું નહિ, એટલું સ્વપ્નનું હતું. કોઈ મહાકવિનું સ્વપ્ન ઘનીભૂત થયેલું લાગે એવું એ અરૂપ રૂપ હતું. પોતે સમજી ન શક્યો એવું કાંઈક એનામાં હતું. એને એટલું જ લાગ્યું કે જે એણે જોયું એ સત્ય હોય તો એ ખરેખર અદ્ભુત હતું, ને એ અસત્ય હોય તો સત્ય કરતાં વધુ સુંદર હતું!

પણ એને અત્યારે આ વસ્તુસ્થિતિ ઉપર વિચાર કરવા માટે થોભવાનું પાલવે તેમ ન હતું. જે નારી ત્યાં

બેઠી હતી તેના ઉપર એણે એક વધુ ઊડતી નજર નાખી તેનું પાણી માપી લેવાનો પ્રયત્ન કરી જોયો. પણ કોઈક વખત એક નાની સરખી, સ્વચ્છન્દે રસળતી, નિરભ્ર આકાશની, ખરા બપોરની મનોરમ વાદળી, માણસના અંતરમાં બેસી જાય અને પછી ત્યાંથી એ ન નીકળે, કે ન ગમનપંથે ફરી જડે—મુંજાલ મહેતાની અત્યારે એવી દશા થઈ. પેલી લાવણ્યવતી નાજુક નારીનું જે રૂપ, એની નજરે હમણાં જ પહેલવહેલું ચડયું હતું, ક્ષણ પહેલાં, એ એના અંતરમાં ઘર કરી ગયું. અને હવે એમાં આ નારીનું પણ, બીજું કોઈ રૂપ પ્રવેશ પામે તેવું રહ્યું ન હતું. એને આ આ નવો અનુભવ હતો—એના જેવા ચાલાક મુત્સદ્દીને મૂંઝવે તેવો એ હતો. આ નારી — એનું પછી દેખી લેવાશે—પણ મીનલદેવીને આંહીં લાવવી કે ન લાવવી એનો એ વિચાર કરી રહ્યો. એટલામાં એને કાને મહારાજ જયસિંહદેવનો શબ્દ પડયો:

'તમને, ભુવનેશ્વરી ! આ નૃત્ય—આવું કોણે શીખવ્યું ? ગુરુ ભાવબૃહસ્પતિએ ?'

'ના, મહારાજ ! એ તો મારા વિદ્યાગુરુ છે,' ભુવનેશ્વરી બોલી: 'આવી દિવ્ય વિદ્યાઓ માલવામાં પરંપરાથી આવે છે. વિદ્યા શીખવી — એ એક વસ્તુ છે. પરંપરાથી મેળવવી એ જુદી જ વસ્તુ છે. માલવામાં પરંપરા છે, મહારાજ ! અને પરંપરા વિના કોઈ મહાન વસ્તુ રહી શકતી નથી.'

'ખરી, ત્યારે આ માલવાની છે એ ચોક્કસ. રાજવંશની તો લાગે છે જ,' મુંજાલે મનમાં વિચાર કર્યો. તેણે એક ગાંઠ વાળી લીધી — 'આને જો તાત્કાલિક આંહીંથી કાઢવામાં

નહિ આવે તો એ ઘાણુ કાઢી નાખશે. એની વાણી — એમાં કાંઈક એવી મોહકતા હતી કે સામાને એ વશ કરી લે. આવો પ્રતાપી, સ્વાભિમાની, વિચિત્ર, સ્વતંત્રસ્વભાવી રાજા આંહીં એને સાંભળવામાં જે રસ લઈ રહ્યો હતો — એ બેઠી હતી ને પોતે સામે ઊભો હતો—એ વસ્તુ જ એનામાં કેટલું સામર્થ્ય છે એ બતાવી દેનારી હતી.

એણે એનું વધુ માપ કાઢવા તેના તરફ એક દૃષ્ટિ કરી: અને એ છક્ક થઈ ગયો. કોઈક જ વખત કલ્પી શકાય એવો રૂપનો મહાસાગર જાણે શાંત સમીરણમાં, આછી મધુર સહેજ તરંગાવલિ પ્રકટાવતો, ત્યાં ભુવનેશ્વરીના શરીરમાં રેલી રહ્યો હતો. એણે મહારાજને આકર્ષ્યા એમાં કાંઈ નવાઈ ન હતી. પણ એ આકર્ષણે આટલો બધો ગાઢ પરિચય સાધ્યો છે એ વસ્તુએ એને અસ્વસ્થ કરી મૂક્યો. એટલામાં એ પરિચયની વધુ પ્રતીતિ આપતા મહારાજના શબ્દો એને કાને પડ્યા:

'તમે આંહીંથી ઊપડી જવાનાં છો એમ મેં સાંભળ્યું એ સાચું?'

'મારે જવું તો જોઈએ જ. સોમનાથ જોયું. મહારાજને મળી. હવે મારો સમય થઈ ગયો છે — પાછા ફરવાનો!'

'મેં એ સાંભળ્યું, એટલે તો હું — આવે વખતે પણ — તમને મળવા આવ્યો!'

મુંજાલને હવે સમજણ પડી, મહારાજે લીલીબાનું કામ કેમ કૃપાણને સોંપ્યું હતું. એટલામાં ભુવનેશ્વરી બોલી:

'મહારાજનો પરિચય મને તો જીવનભર યાદ રહેશે.

શો વિચાર કરો છો, પ્રભુ ?'

'તમને આવું નામ કોણે આપ્યું ?'

'કેમ મહારાજ ? એ નથી ગમતું તમને ? એક નામ તો મારી ફોઈબાએ પાડ્યું છે. બીજું ગુરુ ભાવબૃહસ્પતિએ આપ્યું છે !'

'ફોઈબાએ કયું આપ્યું ?'

'ભુવનેશ્વરી !'

'અને ત્યારે બીજું — ત્યાગવલ્લી — એ કોણે ગુરુ ભાવબૃહસ્પતિએ આપ્યું ?'

'હા, મહારાજ ! મહારાજને કયું રુચ્યું ? પહેલું કે બીજું ? કે એકે નહિ ?'

મુંજાલે અધીરાઈથી પોતાનો હાથ હવામાં ખંખેર્યો. તે ત્વરાથી પણ ધીમેથી પાછળ સરવા માંડ્યો. મહારાજે આની સાથે આટલો પરિચય સાધ્યો છે એ વસ્તુ જ એને તો ભયંકર લાગી. એ રાજમાતાને સંકેત આપવા માટે બહાર જવા ઊપડ્યો. એને લાગ્યું કે એણે હવે જે રાજનીતિ ઘડવી પડશે — ખાસ કરીને આ માલવી નારીને આંહીંથી ખસેડવાની — તેમાં રાજમાતાની સહાય અનિવાર્ય બનશે. એ એક તરફથી જેમ યુદ્ધના સફલ સંચાલન માટે નવી રચના કરવા માગતો હતો, તેમ બીજી તરફથી એ સંચાલન નવું ઘર્ષણ ન જન્માવે એ પણ જોવા માગતો હતો. એટલે જે એક જ વ્યક્તિ પાસે, પોતાના મૂંગા પ્રતાપથી, આ સિદ્ધરાજને વશ કરવાની શક્તિ હતી, તેના તરફ એ હળ્યો.

મુંજાલ થોડીવારમાં જ મીનલદેવી સાથે ત્યાં ચુપચુપ પાછો ફર્યો. મીનલે ભુવનેશ્વરી તરફ જોયું — અને એ પણ છક્ક

થઈ ગઈ. એને નવાઈ લાગી. આટલું રૂપ હોઈ શકે?

એની મોટી, તેજસ્વી, નિર્મળ અર્થવાહી આંખોમાં રસિકતા અને સરળતા બન્નેનો સુંદર સમન્વય નજરે ચડે એટલો સ્પષ્ટ હતો. નાનું સુંદર દીપશિખા જેવું એનું અણિશુદ્ધ નાક આખા ચહેરાને અનોખી મોહકતા આપી રહ્યું હતું. પાતળા, સુંદર, જરાક નૈસર્ગિક લાલરંગી હોઠમાં કવિતાની રાણીનું છાનું ચિરંતન સ્મિત, એવી તો અજબ મીઠાશ-ભરેલી રીતે બેસી ગયું હતું, કે ચિત્રકાર અથવા કવિ એને ભાગ્યે જ પકડી શકે અને માનવ ભાગ્યે જ સમજી શકે. એ કોના માટે હતું એની એને પોતાને પણ ખબર ન હતી— પણ એ પોતાને માટે જ હતું એની દરેક જોનારને પ્રતીતિ થઈ જાય, એવી રીતે એ ત્યાં વિલસી રહ્યું હતું. મીનલદેવીએ આવું રૂપ જોવાની આંહીં આશા રાખી ન હતી.

'શું એનું નામ તેં કહ્યું, મુંજાલ?' તેણે બહુ જ ધીમા સ્વરે મુંજાલને પૂછ્યું.

'બા! હવે બોલતાં નહિ. પ્રકટ થઈ જવાશે. એનું નામ ભુવનેશ્વરી!'

મીનલ ભુવનેશ્વરી સામે જોઈ રહી. આટલા થોડા પરિચયમાં પણ એક વાત એને સમજાઈ ગઈ. ભુવનેશ્વરી પાસે રૂપ હતું. વાણી હતી. વિદ્યા હતી. સ્વપ્ન હતું. કલ્પના હતી. ઊંચું ખમીરવંતું રાજવંશી ગૌરવ હતું. અને મહાકવિ કાલિદાસની કલ્પનાને પણ ઉત્તેજિત કરી મૂકે એવું પરંપરાનું નૈસર્ગિક તેજ હતું. વાતચીત ઉપરથી જણાયું કે જયદેવ એના થોડા પરિચયે પણ એક પ્રકારનું સમર્થ આકર્ષણ અનુભવી રહ્યો હતો. મુંજાલની પેઠે જ એને પણ

આ ભયંકર લાગ્યું—ખાસ કરીને અત્યારે જ્યારે પાટણથી એ આટલે દૂર હતાં, જબરજસ્ત લડાઈમાં રોકાયાં હતાં, અને માલવાની આ અજાણી નારીનો લેશ પણ પરિચય ન હતો.

પણ એને એક પ્રશ્ન ઘણો મુશ્કેલ જણાયો. આ નારીને જયસિંહદેવના હૃદયમાંથી કોઇ કાઢી શકશે ખરું? અને કાઢી શકે તો આંહીં નવું ઘર્ષણ જનમાવ્યા વિના કાઢી શકે ખરું?

તેણે મુંજાલ સામે જોયું. પણ મુંજાલે એકદમ શાંત રહેવાની સંજ્ઞા આપી. વાતચીતના શબ્દો પકડવા તે એકકાન થઈ ગયા. વાતચીતના અનુસંધાનમાં હોય તેવો ભુવનેશ્વરીનો પ્રત્યુત્તર એમને કાને પડ્યો: 'મહારાજ! મારો ને તમારો આ પરિચય થયો છે, એ તમારે ત્યાં કોઇને ન રુચે એ સ્વાભાવિક છે. હું ગમે તેમ પણ માલવાની છું. ભાવબૃહસ્પતિ જેવા ત્યાંના રાજવંશના નિકટવર્તી વિદ્વાનની શિષ્યા છું. આંહીં તમારે ત્યાંની વાત, પ્રભુ! નાના ક્ષેત્રની ને નાના માપની છે. આંહીં મારું સ્થાન ન હોય!'

મુંજાલ ચમકી ગયો. મહારાજના પરિવર્તનની એને હવે સાચેસાચી માહિતી મળી ગઈ. પણ આ ભુવનેશ્વરી માલવાનું કોઈ કાર્ય સિદ્ધ કરવા આવી હતી કે માલવાનો નૃપતિ નરવર્મદેવ જેમ કાવ્ય – કવિતામાં આનંદ માનતો, તેમ આ પણ કાવ્ય–કવિતાની ઘેલી સૃષ્ટિમાં આનંદ માનનારી હતી, તે હજી નક્કી થઈ શક્યું નહિ. પરંતુ એના પોતાના નિશ્ચય, માટે તો બન્ને વસ્તુ સરખી હતી. માલવાના કામ

માટે આવી હોય તો તો એણે જવું જ જોઇએ. અને કવિતાની ઘેલી સૃષ્ટિમાં એ રાચતી હોય તો પણ એણે મહારાજ પાસેથી જવું જોઇએ.

'આંહીં તમારું સ્થાન ન હોય — એમ તમે કહ્યું ? તમારું સ્થાન જ ખરી રીતે આંહીં છે. તમે જે સ્વપ્નમાં રમી રહ્યાં છો — આખા ભારતવર્ષને એક મહાન શાસન નીચે આણવાનું — એ જ સ્વપ્નને હું પણ રાતદિવસ ઝંખી રહ્યો છું. તમારું સ્થાન આંહીં ન હોય — તો બીજે ક્યાં હોય ? અને હવે તો આંહીં જ હોય — આટલા પરિચય પછી.'

'જુઓ, મહારાજ ! માણસને દિલમાં શાંતિ ત્યાં સુધી હોય છે, જ્યાં સુધી એણે કલ્પનાનાં જળ પીધાં નથી. એક વખત એ આકાશી મેઘબિંદુ ઝીલનારની અવસ્થા ચાતક જેવી થઈ રહે છે. જે છે એનાથી એ પ્રસન્ન થતો નથી. જે નથી એના વિરહમાંથી કદી પણ મુક્તિ મેળવતો નથી. મારી અવસ્થા એવી છે, મહારાજ ! હું તો માલવાની એક સામાન્ય નારી છું — પણ મારી ભૂમિની જે પરંપરા છે એ મને ક્યાંય શાંતિ પડવા દે તેમ નથી. હું રાત ને દિવસ — એક જ મહાપ્રશ્નની અશાંતિ અનુભવી રહી છું. આંહીં આ ભારતવર્ષમાં — હવે કોઈ બીજો વિક્રમાદિત્ય આવશે કે નહિ આવે ? વિક્રમાદિત્યની એ પરંપરા જાળવવા માટે કોઈ નારીની તૈયારી હશે કે નહિ ? છેવટે, મહારાજ ! પરંપરા નારી વિના બીજું કોણ જાળવી શકે ? હું એ પ્રકારની નારી છું—એમ તમારે ગણવું—પરંપરા જાળવનારી. અને આ છેલ્લાં વર્ષોનો ઇતિહાસ જુઓ, મહારાજ !

ગંગરાજ, હૈહયનો, કેટલો પરાક્રમી, એ વિક્રમાદિત્ય થયો, —પણ એ ન થઈ શક્યો. અમારા ભોજરાજ, ભારતવર્ષમાં એના જેવા બીજા ન જડે — એ પણ ન થઈ શક્યા. કર્ણાટકનો વિક્રમ, એ પણ વિક્રમ છે, વિક્રમાદિત્ય નથી. કોઈ પાસે એવો દુર્ધર્ષ પ્રતાપ નથી—મહારાજ! વિક્રમાદિત્યનો જાણે કે જમાનો ગયો. ભારતવર્ષે એ હવે ફરી નહિ આવે—ફરી નહિ આવે—મને લાગે છે કે ફરી નહિ આવે —મને આ પ્રશ્નનો જ્યાં પ્રત્યુત્તર મળે — મારું સ્થાન ત્યાં છે!'

જયસિંહદેવ એક ક્ષણ શાંત ઊભો રહ્યો: પછી તેણે મક્કમતાથી, દૃઢતાથી પણ સ્પષ્ટ નિખાલસતાથી પ્રત્યુત્તર વાળ્યો: 'તો તમારું સ્થાન આંહીં છે. વિક્રમાદિત્ય એ તમારે માટે તો સ્વપ્ન છે. મારું તો એ જીવન છે! પછી ભલે હું એ મહાપુરુષના કીર્તિસ્તંભને પહેલે પગથિયે જ હજી ઊભો હોઉં. પણ એ વસ્તુ મને આકર્ષી રહી છે. તમને પણ...'

અચાનક સમુદ્રસ્નાનનો શંખનાદ થયો. મુંજાલે જયસિંહદેવને ઉતાવળો થતો જોયો. તેણે રાજમાતા સામે જોયું. ત્વરિત છાની ગતિએ બહાર નીકળવાની જરૂરિયાત ઊભી થઈ હતી. તે સપાટાબંધ સ્તમ્ભ છોડીને બીજા સ્તમ્ભ પછવાડે ગયો. રાજમાતા મીનલદેવીએ એનું અનુકરણ કર્યું.

થોડીવારમાં તે બહાર નીકળી આવ્યાં. રાજમાતા ઉપર શી અસર થઈ છે એ જાણવાની મુંજાલને જરૂર હતી. એટલામાં મીનલદેવીએ જ કહ્યું: 'મુંજાલ! આ નારી માલવાની છે?'

'એ તો એણે પોતે જ કહ્યું ને, બા!'

'અત્યારે તો સમુદ્રસ્નાનનો શંખનાદ થાય છે. મારે ત્વરાથી જવું જોઇએ....

'હા... બા! પણ આ રસ્તે ચાલો!' બન્ને જણાએ સીધો રસ્તો તજી ઝાડઝાંખરાને આધારે જાતાં દેખાય નહિ એવો માર્ગ પકડયો.

મુંજાલ હરપળે રાજમાતાનું મન જાણવા આતુર હતો.

'છે અદ્દભુત — શું નામ કહ્યું ? ભુવનેશ્વરી ?'

'હા, બા ! ભુવનેશ્વરી. બીજું પણ એક નામ છે એનું — ત્યાગવલ્લી !'

'ત્યાગવલ્લી ? આ દક્ષિણની છે ?'

'ના — બા ! એ એનું નૃત્યાંગના તરીકેનું નામ છે !'

'શું એણે કહ્યું જયદેવને ? આંહીં દરેક વસ્તુ નાના માપની છે ?'

'જુઓ, બા ! કહેવાની અનેક રીત હોય છે. તમને તમારા ધ્યેયથી ચલિત કરવા માટે એક જ વસ્તુની ખરી અગત્ય દરેક રાજનીતિજ્ઞ માને છે — તમે જે માનો છો એ ખોટું છે એવી માન્યતા તમારામાં પ્રકટાવવાની. એક વખત એવો આત્માનો અવિશ્વાસ આવે એટલે પછી થઇ રહ્યું. આંહીંની દરેક વાત નાના માપની હશે — ધારો કે છે — પણ મહાન પ્રવાહો ઝરણામાંથી બને છે એ કેમ ભૂલી જવાય છે ? પણ અત્યારે એ વાત જવા દો — અત્યારે તો, બા ! આનું શું કરવું છે ?'

'કોનું ?'

'આ ભુવનેશ્વરીનું !'

'મુંજાલ મંત્રી ! બહુ જરૂરી ન હોય તો હું જયદેવના

કામમાં આડે આવતી નથી !'

'જુઓ, બા ! તમને હજી આ વસ્તુનું ઊંડાણુ દેખાતું નથી. આ ખતરનાક જુદ્ધ આ સ્ત્રી કોઈ દિવસ પૂરું નહિ થવા દે. એ એટલા માટે આંહીં આવી છે. તમે વિચાર કરો. પગલું ભરવાનું છે ત્યારે નહિ ભરો તો પછી પગલું ભરો કે ન ભરો એ સરખું છે.'

'જયદેવ ઘણો આગ્રહી છે. એ લીધી વાત નહિ છોડે. અને આ ભુવનેશ્વરી એ ખરેખર ભુવનેશ્વરી છે.'

'આપણી આ તો કસોટી આવી રહી છે, બા ! એ ભુવનેશ્વરી છે — પણ આપણે ચેતવાનું છે !'

'પણ એ આંહીં આવી પડી ક્યાંથી ?'

'મને પણ એ જ શંકા છે. એટલે તો મારી શંકા વધુ દૃઢ થાય છે. એ ગમે તે હોય. ગમે તેટલી નિષ્ણાત હોય. રાજાનું મન ભલે આકર્ષી શકી હોય. પણ એ અચાનક ઊગી નીકળી છે. અત્યારે આંહીં આ રમત મારાથી ચલાવી નહિ લેવાય, બા ! તમારે કાંઈક પણ તાત્કાલિક નિર્ણય કરવો જ પડશે.' મુંજાલે દૃઢ રીતે એક પછી એક પગથિયાં મૂકવા માંડયાં. 'ત્રિભુવનપાલની હાજરી આવે વખતે આ પ્રશ્નને વધુ જટિલ બનાવી મૂકે. માટે ત્રિભુવનપાલે જવું પડશે — લાટમાં. મહારાણી લક્ષ્મીદેવીને બોલાવવાં પડશે — આંહીં. ઉદયનને અને સજ્જનને આ મોરચે આણવા પડશે. જગદેવને હવે વિદાય દેવી પડશે. તમે તાત્કાલિક નિશ્ચય કરો — આ ક્ષણે જ — પછી વખત નહિ હોય. મારે પણ મારી પરંપરા છે. પાટણનું સુકાન જેવુંતેવું પણ અત્યારે મારા હાથમાં છે. ઘર્ષણ નવું ન જન્મે—

એ જોવાની મારી ઇચ્છા છે. પણ ઘર્ષણ આવે કે ન આવે, વિમલ મંત્રીની પરંપરા જળવાવી જ જોઇએ. તમે આગળ આવો. હિમ્મતભરેલું પગલું લ્યો. તો અમે પાછળ ઊભા રહીએ . . . સમય તાત્કાલિક નિર્ણયનો છે, બા ! વિચારવાનો નથી, થોભવાનો પણ નથી.'

'મુંજાલ મહેતા ! અત્યારે તો એક ઝડપી સાંઢણી રવાના કરો—લક્ષ્મીદેવીને બોલાવો—એ વંથળી મોરચે આવે. ઉદયનને અને સજ્જનને આ મોરચે આવવાનું કહેવરાવો ! ઉદયનને તો સોમનાથનો માર્ગ છે. આજે જ એ કરો. ને ત્રિભુવનને ક્યાં લાટ મોકલવો છે ? એને પણ મોકલી દો. એને મારી વતી કહી દેજે — તૈયાર થઈ જવાનું.' મીનલદેવીએ એકદમ જ કહ્યું. મુંજાલને જરાક નવાઈ તો લાગી. ત્રિભુવનની વાત મીનલે કેમ એકદમ સ્વીકારી લીધી ? પણ અત્યારે એ વિચારવાનો વખત ન હતો.

'પણ આ કહેવરાવે છે કોણ ?'

'કેમ વળી ? હું — હું પોતે ! મારે નામે સંદેશવાહક મોકલો . . . લ્યો . . .' મહારાણી મીનલદેવીએ પોતાની રાજમુદ્રા તેના હાથમાં આપી. 'ઉદયન પાસે કોણ જાશે ? કોઈક જાણીતો જાય.'

મુંજાલ અંતરમાં આનંદી ઊઠયો. આ પગલું રાજમાતા જ ભરે છે એ જ એને કરવાનું હતું. તેણે જવાબ વાળ્યો: 'ઝાંઝણને જ મોકલું છું, બા !'

એટલામાં તો ફરીને શંખનાદ થયો. આ શંખનાદ મુંજાલ મહેતાને તો ઉપકારક હતો. મીનલદેવી ઉતાવળે ચાલવા માંડી: 'તમે મને પછી મળજો — આપણે આ

વાતને ખીલે બાંધવી પડશે !'

મુંજાલનું હૃદય નાચી ઊઠયું. તેણે બે હાથ જોડયા: 'હા, બા! ખીલે બાંધવી પડશે — અને તે પણ જલદીથી.'

મીનલદેવીને જતી મુંજાલ જોઈ રહ્યો. એનો છાનો પ્રતાપ હજી એનો એ હતો. આજે એ મુંજાલે ઘણે સમયે ફરીને અનુભવ્યો. એણે પોતાના ભાગ્યનો ખરો ઉદય થતો હવે જોયો. જયસિંહદેવ એની સલાહ લેતો હતો, એને મહત્ત્વ આપતો હતો, છતાં હજી પણ એ અમાત્ય હતો — ને અમાત્ય ન હતો. જયસિંહદેવનો એવો વિચિત્ર પ્રતાપ એણે વારંવાર જોયો હતો. પણ હવે એને રાજમાતાની આજ્ઞા મળવાની — ને દોર એના હાથમાં આવવાનો. અથવા આવવાનો શું ? આવી ગયો છે એમ જ સમજીને ચાલવાનું.

પોતાની પરિસ્થિતિ ફેરવાવનારી આજની ઘટના ઉપર વિચાર કરતો એ ત્યાંથી ચાલી નીકળ્યો.

એ શી રીતે ટકાવવી એ એને માટે મોટો પ્રશ્ન હતો. તો એ નવું ઘર્ષણ ન જન્માવે એ જોવું એ બીજો પ્રશ્ન હતો.

અને કેટલોક — લાંબો ગણાય તેવો સમય એમ ને એમ ચાલ્યો ગયો. એ દરમ્યાન મોરચાની રચના એણે માંડી. ત્રિભુવનને તૈયાર રહેવા કહેવરાવ્યું. પરશુરામને ફરી સોમનાથ મોકલ્યો. ત્યાગવલ્લીને રવાના કરવાની યોજના કરી — પણ લક્ષ્મીદેવી, સજ્જન, ઉદયન સૌ આવે ત્યાં સુધી એ દેખીતી રીતે શાંત રહ્યો.

## ૧૮. ઉદયન આવ્યો

**પછી** એક દિવસ સોમનાથી સમુદ્રને કિનારે સ્તમ્ભતીર્થનું એક વહાણ આવીને નાંગર્યું. તેમાંથી એક આધેડ વયનો પણ જુવાન જેવો લાગતો માણસ હોડીમાં બેસવા માટે આગળ આવ્યો. તે બધી બાજુ નવા આવનારના કુતૂહલથી જોઈ રહેતો હતો.

આ તરફ તે પહેલી વખત જ આવતો હોય તેમ જણાતું હતું. એણે કાનમાં સાચ્ચાં મોતીનાં લંગર પહેર્યાં હતાં. પગમાં ખંભાતી જોડા હતા. ગોઠણ સાથે તંગ લાગે એવો ધોતિયાનો કચ્છો વાળ્યો હતો. એને માથે સુંદર નાજુક મારવાડી ઘાટની પાઘડી હતી. એના કપાળમાં કાશ્મીરી કેસરનો પીળો ચાંદલો હતો. ઉપરટપકે જોતાં એ એકદમ સામાન્ય માણસ જેવો જણાતો હતો. પણ જરાક વધારે ધ્યાનથી જોવામાં આવે તો એ સામાન્ય જેવો માણસ જુદો જ બની જતો લાગે. એનું જાડું, વ્યવહારુ, પહોળું નાક, ચોરસ જડબાં, અને ભયંકર રીતે તીક્ષ્ણ એવી ઝીણી, સામાને એકદમ વીંધી નાખે એવી બે આંખો — એનું અનોખું વ્યક્તિત્વ દર્શાવવા માટે એ પૂરતાં હતાં. એનામાં

હરકોઇને હણી નાખવાની શક્તિ રહી છે એનો સચોટ પુરાવો એમાંથી તરત મળી રહેતો. અને હણી નાખતી વખતે કોઈ ન કરી શકે એવું, પહોળું, મીઠું, સહેજ પણ લાગણી વિનાનું હાસ્ય કરી જાણવાની એની અદ્દભુત શક્તિનો પણ એ મુખમુદ્રામાંથી જ પરિચય થઈ જતો. તે ખડખડ મોટું, આખો સમુદ્ર ગાજે એવું, વારંવાર હસતો હતો. એણે હોડીમાં બેઠક લીધી — ને એની પડખે એક માણસ દૂર સંકોચાઈને બેઠો.

'અલ્યા ! શું કીધું તારું નામ ? કેવું ? ઝાંઝણ . . ?'

'હા, પ્રભુ !' ઝાંઝણે બે હાથ જોડયા.

'કેવું નામ છે ? આંહીં લોક આવાં નામ પાડતા હશે ? તું કયાંનો આંહીનો છે ? આ સામે દેખાય એ જ મંદિર છે ?'

'હા, પ્રભુ !' ઝાંઝણે કહ્યું ને પછી પહેલા પ્રશ્નનો ઉત્તર આપતો હોય તેમ ઉમેર્યું : 'હું તો વાગડ પંથકનો છું !'

'એમ ? આંહીં પછી ખેંગાર આવી ગયો કે શું થયું ? કે' છેને મહારાજે એટલા દિવસ યુદ્ધવિરામ કરાવ્યો હતો ? તું આવ્યો ત્યારે આવી ગયો હતો ?'

અનેક પ્રશ્નો કરીને સામાને મૂંઝવી નાખવાની આ વિચક્ષણ પુરુષને ટેવ લાગી. ઝાંઝણે શાંતિથી કહ્યું : 'હા, પ્રભુ ! ખેંગાર આવી ગયો. એણે લાખો દ્રમ્મનાં દાન આપ્યાં. સોલંકીના દશોંદી લાલભાટે એને ચારણીછંદે બિરદાવ્યો. ખેંગારે એનાં ગલોફાં ફાટે એટલાં રત્ન આપ્યાં — અને એ ગાજતેવાજતે — જે રસ્તે આવ્યો હતો એ જ રસ્તે પાછો

ગયો ! એણે પોતાની ચોથી પ્રતિજ્ઞા પૂરી કર્યાનો લહાવો લીધો !'

'હા ! હા ! હા ! એણે પણ ઠીક ટીખળ કર્યું. કોઈ કાંઈ બોલ્યું પણ નહિ ? પરશુરામ ક્યાં હતો ? ત્રિભુવનપાલ નહોતા ?'

'મહારાજે યુદ્ધવિરામ કરાવ્યો હતો !'

'એમ ? ત્યારે તો સિંહનાં જુદ્ધ એમ કહોને !' એણે કાંઈક ઠેકડિયાત ટકોર કરી. પછી ઉમેર્યુંઃ 'આ પેલો... સામે દેખાય એણીકોર — રા'નો ગઢ ત્યાં આવ્યો કાં ?'

'ના, પ્રભુ ! એ તો અંદરના ભાગમાં છે !'

'આપણે ક્યાં — જૂનોગઢ મોરચે જાવાનું છે ? આંહીં સોમનાથમાં કેટલીક રોકાણ છે ?'

'આંહીં સાંઢણી તૈયાર હશે, પ્રભુ ! ને આપણે સીધા જૂનોગઢ મોરચે પહોંચવાનું છે ! રાજમાતાની એવી આજ્ઞા છે !'

'રાજમાતાની આજ્ઞા છે કાં ? મહારાજ હમણાં યુદ્ધ-મોરચે હશે ?'

'ના, પ્રભુ ! મહારાજ પણ ત્યાં છે. મને તો મહાઅમાત્યજીએ મોકલેલો.'

'હાં હાં !' ઉદયને વાત ટુંકાવી નાખી. એને લાગ્યું કે રાજમાતાની નીતિ મુંજાલ દોરતો હશે. મહારાજ યુદ્ધ-મોરચે હશે. જે હોય તે — ખબર પડી રહેશે.

થોડીવારમાં હોડી કાંઠે આવી પહોંચી. હોડીમાંથી નીચે ઊતરીને એણે જમીન ઉપર પગ ઠેરવ્યા ન ઠેરવ્યા ને એણે પોતાની પડખે અવાજ સાંભળ્યોઃ 'કાકા ! જય જિનેન્દ્ર !'

આંહીં કોણ કાકા કહેનારો નીકળી આવ્યો, એમ આશ્ચર્યથી એણે ડોક પાછી ફેરવીને જોયું ત્યાં, 'એ તો હું છું, ઉદયનકાકા! હું પરશુરામ! તમે આવવાના છો એ મને ખબર પડી એટલે કીધું, મળી આવું —' એમ કહેતો એક જુવાન બે હાથ જોડીને એની સામે ઊભો રહેલો એની દૃષ્ટિએ પડ્યો. તેણે વહાલથી એના ખભા ઉપર બે હાથ લગાવ્યાઃ 'અલ્યા! તું તો મોટો સોરઠી સેનાપતિ થઈ પડ્યો છે, પરશુરામ! આંહીં ક્યાંથી? શા છે જુદ્ધના સમાચાર? મહારાજ ક્યાં છે? તારા બાપા આવ્યા?'

'આવી ગયા છે. ત્યાં વંથળી મોરચે છે!'

'વંથળી મોરચે તો તું હતો ને?'

'હું પણ છું. હમણાં આ બાજુ આવ્યો છું. મેં કહ્યું ત્યારે કોઈએ ન માન્યું, કાકા! ને હવે જખ મારીને આ બ્રાહ્મણને વશ રાખવા નીકળ્યા છે. તમને તો મુંજાલ મહેતાએ કહેવરાવ્યું હશે નાં?'

'કહેવરાવ્યું તો છે. નહિ કહેવરાવ્યું હોય તો તું ક્યાં નથી? તું કાંઈ ભત્રીજો ઊઠીને કાકાને પાંગળો તો નહિ રાખે... મુંજાલ મહેતાને મળવું હોય ત્યારે તમને ધૂળ પાપ બધી ખબર જોઈએ. અલ્યા ક્યાં ગયો ઓલ્યો?.. શું એનું વિચિત્ર નામ છે...? ઝાંઝણુ!' તેણે બે હાથે તાળી પાડી.

ઝાંઝણુ હોડીવાળા પાસે ઊભો કાંઈક વાત કરતો હતો, તે એકદમ દોડતો આવ્યો.

'અલ્યા! ક્યાં છે આપણી સાંઢણી? આંહીં તો કોઈ લાગતું નથી!'

'મેં તો આંહીં આણવાનું કહ્યું હતું. હમણાં હું હોડી-

વાળાને . . . અરે ! પણ પ્રભુ ! ' તેણે પરશુરામ ઉપર નજર પડતાં જ બે હાથ જોડયાઃ ' તમે આંહીં ક્યાંથી ? '

' તારી સાંઢણી ત્યાં ઊભી છે . . . મંદિર પાસે. દોડયો જા. નહિતર સાંઢણીવાળો પાછો ભંગેરી લાગે છે ! '

ઝાંઝણ દોડયો ગયો. ' કાકા ! તમે તો આંહીંનું સાંભળ્યું હશે ? આખો મોરચો છિન્નભિન્ન થઈ ગયો છે,' પરશુરામને વાત કરી નાખવાની ટેવ લાગી. ઉદયનને એ લાભકારક લાગી. તે મુરબ્બીવટભરેલું હાસ્ય મોં ઉપર રાખી રહ્યો:

' હમણાં વળી રાજમાતા પોતે રસ લેવા માંડયાં છે! જુદ્ધ ચાલે છે પણ બેંગાર મચક આપતો નથી ! મેં કહ્યું ત્યારે મારું કોઈએ સાંભળ્યું નહિ. હવે રસ્તો જોઈએ છીએ — ગઢમાં જવાનો — તે હવે રસ્તો કોણ કાકો આપશે ? આંહીં તો, કાકા ! સૌના દાંત ખાટા થઈ જાય એવી વાત છે. લોઢાના ચણા છે ! '

' પણ અમે તો ત્યાં બેઠા એમ સાંભળ્યું કે પરશુરામે ગજબની કરી નાખી છે ! ' ઉદયને એને જરાક ચડાવ્યો. પોતે માની લીધેલો અન્યાય પરશુરામને આગળ બોલવા પ્રેરી રહ્યો.

' ઉદયનકાકા ! તમને ખબર નથી ત્યારે — આ મહારાજ જયસિંહદેવ એ ગજબની મૂર્તિ છે,' તેણે બોલીને જરાક ગભરાટથી ચારે તરફ જોયું. ઉદયને એ દીઠું, ' કોઈ નથી. ' તેણે કહ્યું: ' કેમ ગજબની મૂર્તિ છે ? '

પરશુરામે પાસેના ઝાડ તરફ દૃષ્ટિ કરી: ' હું ને તમે આંહીં ભેગા થયા નાં — સાંજ પહેલાં મહારાજ પાસે એ

વાત પહોંચી જવાની !'

'ખરેખર ?'

'ત્યારે ? આ ઝાડ દેખાય છે એના ઉપર કોક બેઠો હોય. કોક તમારી હોડી હાંકતો હોય. કોઈ મદ્ય વેચતો હોય. અરે તમારી સાથે નાળથી રમતો હોય — ને હોય મહારાજ જયદેવનો માણસ ! આમણે તો ભારે આદરી છે. તલે તલ ને કણે કણ હકીકત એને મળી આવે !'

'ત્યારે એમ બોલને ! સો મણ તેલે અંધારું એ આનું નામ !'

'કેમ એમ બોલ્યા ?'

'જો, બહુ ઝીણવટથી જુએ, એ કાંઈ ન જુએ. જોવા જેટલું જ જુએ એને જોતાં આવડે.'

'હું શું કહેતો હતો ?' પરશુરામે માન્યું હતું કે એને વિજય મળતો મળતો રહી ગયો હતો એટલે એ વાત એ બધાને રસથી કહેતો. 'સૌને એક તાલાવેલી લાગી છે–દુર્ગમાં જવાનો રસ્તો મળે તો. પણ મેં એક નારીને દુર્ગમાંથી બહાર આવતી દીઠી — જંગલમાં જીવના જોખમે એનો કેડો પકડ્યો — આંહીં સોમનાથ મંદિરમાં પકડી પાડી — ત્યારે સોમનાથની ભક્તિ આડે આવી ! રાશિજીનું ધર્મ-અભિમાન પ્રકટ્યું. રાશિજીએ એને પાછી દુર્ગમાં પહોંચતી પણ કરી દીધી. હવે આંહીં એ નથી ! હવે સૌને દુર્ગમાં જવાના માર્ગની શોધ કરવી છે — ને માર્ગ ક્યાંય મળતો નથી.'

'ત્યારે તું — તું આંહીં એટલા માટે આવ્યો છે ?'

'મેં ન કહ્યું, કાકા ! આ મુંજાલ મહેતા,' તેણે

આસપાસ જોયું. પછી ધીમેથી ઉમેર્યુંઃ 'એને એમ છે કે એ જયસિંહદેવની કલ્પનાને બાંધી લેશે. પણ આ જયદેવને હજી અમે વશ રાખી શકીએ. બાકી, એ તો હવાઈ માણસ છે! આંહીં સોમનાથમાં એક કોઈ રાજવંશી નર્તિકા આવી છે.' ઉદયન ચમકી ગયોઃ 'આંહીં? શું કહે છે? એ વળી ક્યાંની નીકળી?'

'માલવાની કહે છે! એને વહાણમાં ચડાવીને રવાના કરી દેવી છે. કૈલાસરાશિ—ને મહારાજ જયસિંહ સિદ્ધરાજ— એની આંખમાં ધૂળ નાખીને કામ કરવું છે. એટલે હવે મુંજાલ મહેતાને પરશુરામ સાંભર્યો! ઉપરટપકે તો હું આંહીં—હમણાં આવ્યો છું—લાટનું સૈન્ય આવે, સ્તમ્ભતીર્થથી આવે— સૌને જુદેજુદે મોરચે મોકલવા માટે, પણ ખરું કામ તો આ છે. તમે તો કાકા, એટલે તમને કહ્યું. એક મોરચો એટલા માટે આ બાજુથી ઉઘાડ્યો છે!'

ઉદયને ઝાંઝણને આવતો જોયો. એણે પરશુરામની વાતની એક ખરી કડી પકડી પાડી હતી—'જેને રાશિજીએ પાછી મોકલી દીધી — એ હતી કોણ? પેલો આવ્યો...'

પરશુરામનો રણકો પકડીને એ બોલ્યોઃ 'એ મુંજાલ મહેતાનો ખાસ માણસ જણાય છે!'

'હા. કહે છે!'

'એને ખબર છે આ બધી વાતની?'

'ના, ના. આ ગોઠવણ તો હમણાં થઈ. મુંજાલ મહેતાની આંખ જરા મોડી ઊઘડી. હવે આ માલવાની નારી છે એને આંહીંથી કાઢવી એ આકાશપાતાળ એક કરવા જેવું છે. મહારાજ એને ગણે છે. રાશિ એને રક્ષે છે.

એ પોતે પણ રાજવંશી લાગે છે. ફરી બેસે તો ન જ જાય. રાજમાતા એને કાઢવા માગે છે. મુંજાલ મહેતો કાઢવા મથે છે. એમને ડર છે કે એ માલવાની નારી છે. અને હિમ્મત કોઇની ચાલતી નથી. મહારાજની સામે કોની હિમ્મત ચાલે? એ જમાનો ગયો. એટલે ટીપવામાં ભમલો ને જમવામાં જગલો એ વાળી વાત કરી છે. હવે પરશુરામ સાંભરશે! આ તમારા મુંજાલ મહેતા! કાકા! હવે વધુ બોલાવવું છે મારી પાસે?'

ઉદયન પામી ગયો. પરશુરામમાં સાહસ હતું. બુદ્ધિનું જરા દેવાળું હતું. મુંજાલ એનો લાભ લેવા માગતો હતો. આને મોટો ભા કર્યો હતો. પણ મોટા ભાને મહારાજની અવકૃપાનો એટલો જ ભય રહેતો. એટલે એક નવો મોરચો આંહીં ઊભો કરી — એને આંહીં રાખવાનો દેખાવ મુંજાલે કર્યો હતો.

'મહારાજ આંહીં આવે છે?'

'ગમે તે મોરચે જઈને પૂછો ને, મહારાજ આંહીં આવે છે — તો દરેક મોરચાવાળો કહેશે, હા. મહારાજ જયસિંહદેવને મહાઅમાત્ય જોઇએ હરિષેણ જેવો!'

'ઓત્ તારીની!' ઉદયન પરશુરામની ગાંડી મહત્ત્વાકાંક્ષા જોઇને છક્ક થઇ ગયો. આને પણ મહાઅમાત્ય થવાની લગની લાગી છે કે શું? તેણે મોટેથી કહ્યું: 'પરશુરામ! જેવો તું મહારાજને સમજી શક્યો છે એવું ભાગ્યે જ કોઇ સમજી શકે તેમ છે!'

'પણ આંહીં, કાકા! આ ગિરનારી મોરચે — પેલી નારીનો મેં પીછો પકડ્યો હતો. અને અત્યારે તો દુર્ગનો

રસ્તો જાણી લેત. હવે એ તક ગઈ!'

ઉદયન વિચાર કરી રહ્યો.

' એ નારી પાછી દુર્ગમાં ગઇ એમ તેં કહ્યું ?'

' હા.'

' મુંજાલ મહેતાને તો એ ખબર હશે નાં ? '

' ખબર હોય તોય શું કરવાનું ?' પરશુરામે પ્રત્યુત્તર વાળ્યો: ' એને તો રાશિજીએ જ ખેંગારને પાછી સોંપી દીધી. શું થયું એની પણ શી રીતે ખબર પડે ? કોઇને કાંઈ ખબર નથી. આંહી નથી એટલું ચોક્કસ ! '

' ખેંગાર સમુદ્રસ્નાન કરવા આવ્યો ત્યારે મુંજાલ મહેતા ત્યાં હશે — જૂનોગઢમાં ? '

' ના, ના, એ પણ આંહીં જ હતા ! '

' ચાલો ત્યારે — તું મળ્યો એ સારું થયું — પેલી સાંઢણી આવતી લાગે છે !' ઉદયને કહ્યું.

' હા, એ જ છે ! '

' ઠીક ત્યારે, કાકા ! હું પાછો તમને ત્યાં મળીશ ! '

' મળતો રહેજે, પરશુરામ ! મને તું મળી જાજે. આપણે કાકો ભત્રીજો ભેગા થયા છીએ, તો અનેક રસ્તા શોધી કાઢશું, ગાંડા ભાઇ.'

## ૧૯. ઉદયન અને પરશુરામ

કેટલાક માણસો સ્થિતિસ્થાપક હોય છે: એમને તમે ગમે તેટલા દબાણમાં રાખો, જરાક તક મળી કે એ પાછા હતા તેવા. બીજા કેટલાક ઝરણાં જેવા હોય છે. ગમે તેટલે ઊંડે એને ભંડારો, એ માર્ગ શોધી લેવાના. ઉદયનમાં એ બન્ને ગુણ હતા. એ સ્થિતિસ્થાપક હતો અને માર્ગશોધક પણ હતો. એને આંહીં સોરઠમાં આવવું પડ્યું એ પ્રથમ તો રુચ્યું ન હતું. સ્તમ્ભતીર્થને એણે પોતાનું માન્યું હતું. ત્યાં એણે અઢળક ધન મેળવ્યું હતું. અઢળક ધન વાપર્યું પણ હતું. ત્યાં સ્તમ્ભતીર્થમાં એ મુગટ વિનાનો રાજા હતો. આંહીં તો એની કાંઈ ગણતરી પણ ન હતી. એણે સ્તમ્ભતીર્થને અનેક જિનાલયોથી શણગાર્યું હતું. પણ આંહીં — આંહીં ગિરનાર ઉપર કેવળ પથ્થરનો વજ્જર કિલ્લો ઊભો ઊભો સૌની હાંસી કરતો હતો! આંહીં મુંજાલ મહેતાની મહાન વિજયયોજનામાં એનું એક સ્થાન હતું, પણ તદ્દન ગૌણ. ઉદયનને આ કાંઈ ફાવતું ન હતું. આ સ્થળ પણ અનાકર્ષક લાગ્યું હતું. રણક્ષેત્ર પણ જુદું જ જણાયું હતું. પરંતુ એનો ઉછેર ગરીબીમાંથી થયો હતો:

મારવાડના શુષ્ક નિર્જન પ્રદેશમાં, માથે ઘીના કુંપા લઈને ઘેર ઘેર વેચવા માટે ફરતો — એ દિવસ હજી એ ભૂલ્યો ન હતો. કોઈક તક ઝડપી લેવા માટે હમણાં તો એ મૂંગો જ બની ગયો.

થોડો સમય ગયો. એટલામાં એની વિચક્ષણ ઘ્રાણેન્દ્રિયને વાતાવરણમાં તકની ગંધ લાગી. રાજમાતાનો પ્રભાવ એણે ઘણો પ્રબળ થતો જોયો. મુંજાલને રાજમાતાની રાજનીતિનો ઘડવૈયો નીરખ્યો. મહારાજ એકદમ અચાનક પડદા પાછળ જતા જણાયા. ત્રિભુવનને સઘળું નીરસ લાગવા માંડ્યું. ઉદયનને એ નિસ્તેજ જણાયો. પરશુરામ સાહસિક ઘોડા કરનારો લાગ્યો. એણે એને થાબડીને રજેરજ માહિતી મેળવવાનો ક્રમ રાખ્યો. કાકાએ ભત્રીજાને મહાશક્તિશાળી કહ્યો, એટલે ભત્રીજાએ કાકાને ધર્મધુરંધર માન્યા. કાકો ભત્રીજો મળતા રહ્યા.

વાતાવરણમાં એકદમ ગંભીર મૌન જણાયું. તે સમજી ગયો. ઘર્ષણ નજીક હતું. જયદેવ, લક્ષ્મીદેવી, મીનલદેવી ને ત્યાગવલ્લી — એમની વચ્ચેની હવામાં ઉદયને વીજળીના આંચકા અનુભવ્યા. એ પ્રૌઢ રાજકુનેહી પુરુષ હતો. હવે એને લાગ્યું કે, પોતે ઠીક સમયસર આવ્યો છે. એણે આ વાતાવરણમાં પોતાનો અભ્યુદય દીઠો. મુંજાલને અનુરૂપ રહેવા તે બહારથી પ્રયત્ન કરતો રહ્યો — અંદરથી શિકારીની જેમ ઝડપ મારવા તૈયાર થઈને બેઠો.

એટલામાં એક ફેરફાર એની નજરે ચડ્યો. જયસિંહદેવ મહારાજ પોતે સોમનાથ ગયા. જૂનોગઢી મોરચો મુંજાલ નવેસરથી રચવા માંડ્યો. કોઈ કાંઈ — એક શબ્દ પણ

બોલ્યું ન હતું. ફેરફાર મૂંગો હતો. રાશિજીના ને ભગવાન સોમનાથના સાન્નિધ્યમાં રહેવા મળે ને સોમનાથ ભક્તિ ફળે — માટે લક્ષ્મીદેવી પણ સોમનાથ ગયાં.

ત્રિભુવનને લેવા માટે સ્તમ્ભતીર્થથી વહાણ આવી ગયું હતું. પણ મહારાજની આજ્ઞા હજી મળી ન હતી. એટલે એ રાહ જોતું સોમનાથમાં પડ્યું હતું. હરપળે એની ઊપડવાની તૈયારી હતી.

રાજમાતા ઓછું બોલતાં. પણ જ્યારે બોલતાં ત્યારે એમનો જ શબ્દ સર્વોપરિ થઈ રહેતો. એ ફેરફારે પણ ઉદયનનું ધ્યાન ખેંચ્યું.

એક યુદ્ધમંત્રણાસભા, રાજમાતાના કહેવાથી, મુંજાલે બોલાવી હતી. ઉદયનને લાગ્યું કે કટોકટીની પળ હવે આવી રહી છે. એ મંત્રણાસભા આંહીં ચાલતી હોય — બરાબર એ જ સમય — ત્યાગવલ્લીના વિસર્જન માટેનો પણ હોય, તો ના નહિ !

પણ એના મનમાં એક શંકા જન્મી. એને વિદાય કરશે સોમનાથમાંથી — કે વિદાય જ કરી દેશે — પૃથ્વીમાંથી પણ ?

એણે વાતાવરણમાં શાંતિ જોઈ, પણ તે મહાભયંકર તોફાન પહેલાંની અર્થભરી મૂંગી શાંતિ હતી. તે સાવધ થઈ ગયો. એને અનુભવ હતો કે અભ્યુદયની ખરી પળ — એ વખતે હોય છે; તોફાન આવે ત્યારે. એમાં માણસ કાં આ પાર જાય, ને કાં પેલી પાર નીકળે. તે સાહસિક હતો, ચકોર હતો; આવી કૈંક વસ્તુઓ એણે જોઈ હતી. હવે તો એ સોમનાથની રજેરજ માહિતી રાખવા મંડ્યો.

આજે આંહીં મંત્રણા હતી. એ પોતાની પટકુટિની

બહાર એકલો અશાંત જેવો ફરી રહ્યો હતો. મહારાજ આવવાના હતા. ત્રિભુવન આંહીં હતો. જગદેવ આવ્યો હતો. સજ્જન, પરશુરામ, પોતે, સૌને આમંત્રણ હતું. એ ઉતાવળે કોઈકની રાહ જોતો — આમથી તેમ ફરી રહ્યો હતો.

એની સામે ગિરનારનો અણુનમ ડુંગર પડચો હતો. પડખે ઘોર જંગલ ગાજી રહ્યું હતું. આસપાસમાંથી સૈનિકોની સાવચેતીની રણહાકો સંભળાતી હતી. ડુંગરમાળા ઉપર ઠેકાણે ઠેકાણે ચોકીદારોનાં તાપણાં ઝબૂકી જતાં હતાં.

આ સર્વ રણદશ્યો ઉપર થઈને એની આંખ સામેની ગિરિમાળાનાં ઊંચાં શિખરો ઉપર થંભી ગઈ. એકએ સુંદર દીપકમાળા ત્યાં પ્રકાશી રહી હતી. ડુંગર ઉપર કાંઈક ઉત્સવ હતો.

એનું હૃદય એ જોતાં થનગની ઊઠયું. એના મનમાં એક નવો જ વિચાર આવી ગયો:

'દંડનાયક વિમલે જેવી રીતે આબુ — અચળેશ્વર શણગાર્યાં હતાં, તેવી રીતે આ ડુંગરમાળાને શણગારી હોય તો?'

વિચાર આવતાંજ એ ઉત્સાહથી ડોલી ઊઠચો. એણે એમાં પોતાના મહાન અભ્યુદયનો આરંભ દીઠો. સજ્જન મંત્રીનો સાથ મળતો જોયો. પરશુરામને પોતાની પડખે નિહાળ્યો. મુંજાલ ભલે આજે રાચે — પણ આવતી કાલ તો એની હતી.

એનાં પગલાં વધુ વેગભર્યાં — વધુ ઉતાવળાં થઈ ગયાં. એટલામાં એણે સામેથી આવતું મશાલનું તેજ નિહાળ્યું. કોણ આવતું હશે એ વિચાર કરે છે, એટલામાં ઝાંઝણને

પોતાની સામે હાથ જોડીને ઊભેલો દીઠો: 'પ્રભુ! મહા-અમાત્યજી આવે છે!'

'કોણ? મુંજાલ મહેતો — ?' પણ તેણે તરત પોતાની ભૂલ સુધારી લીધી: 'કોણ મહાઅમાત્યજી? ક્યાં છે?'

'આ સામે આવે, પ્રભુ!'

મશાલનો પ્રકાશ નજીક આવતો જણાયો. ઉદયને બે જણને આ બાજુ આવતા દીઠા. તે સામે ચાલ્યો.

'જય જિનેંદ્ર, ઉદયન!' મુંજાલે એને જોતાં જ કહ્યું.

'જય જિનેંદ્ર, પ્રભુ! આજ તો...'

'જય જિનેંદ્ર, સજ્જન મહેતા! પરશુરામે કહ્યું તો હતું કે તમે પણ આંહીં આવ્યા છો! પણ મળવાનું તો છેક આજ થયું!'

'આપણે જવાનું છે — તને રાજમાતાએ કહેવરાવ્યું છે નાં — ?' મુંજાલ બોલ્યો. 'આ બાજુ નીકળ્યા એટલે કીધું, સૌ સાથે જઈએ. લાટ કર્ણાટકના સમાચાર પણ કાંઈ બહુ સારા નથી. ત્રિભુવનને મહારાજ ત્યાં મોકલવા માગે છે!'

'હં, સમજાયું. આ બન્ને કેમ આવ્યા છે તે —' ઉદયને મનમાં વિચાર કર્યો. 'ત્રિભુવનને મહારાજ જવા દેવા નહિ માગતા હોય. આ એને કાઢવા માગે છે. એટલે લાટ બાજુનું મહારાજ કાંઈ પૂછે, તો પોતાની રાજનીતિને અનુકૂળ કરી લેવા માટે, આ આંહીં સુધી લાંબો થયો હતો.' ઉદયને હાથ જોડ્યા: 'પ્રભુ! હું તો તૈયાર છું. પણ મારી આ ઝૂંપડી પાવન..'

'સમસ્ત કોકણાધિપતિની મહેચ્છાનો પાર નથી,

ઉદયન ! તને તો ખબર હશે નાં ?' મુંજાલ પટ્ટકુટીમાં જવા માટે આગળ વધ્યો હતો, તે એની સામે જોઈને બોલ્યો.

ઉદયન સાવધ થઈ ગયો. કોકણાધિપતિ *જયકેશી મીનલદેવીનો ભત્રીજો. મહારાજ જયદેવનો મામાનો દીકરો ભાઈ. પાટણમાં અમાત્યો મહાબળવાન હતા, ત્યારે પાટણ પહેલું ને રાજા અથવા રાજાના સંબંધો પણ પછી, એ સ્થાપિત પ્રણાલિકા હતી. આજ જયદેવે તમામે તમામ પ્રણાલિકાઓને ફેંકી દીધી હતી. એણે પોતાની જ પ્રણાલિકાઓ સ્થાપી હતી. એનાં શરૂઆતનાં વર્ષો હજી ઉદયનને યાદ હતાં, જ્યારે પાટણમાં મહારાજ સિવાય કોઈનો ગજેન્દ્ર પણ ન ફરકતો. જયદેવ સાથે અથડામણમાં આવે એવું કોઈ પગલું એ લેવા માગતો ન હતો. તેણે બે હાથ જોડ્યાઃ ' એ તો એવું છે, પ્રભુ ! એને વશ રાખનાર ક્યાં બેઠા નથી ? '

' કોણ ? '

' કર્ણાટકનો વિક્રમ. બીજું કોણ ? '

' પણ આપણે તો આપણું સંભાળવું. લાટમાં મહાસમર્થ — ત્રિભુવનપાલજી જેવા દંડનાયક હોય તો જ એ થાય ! '

' એ તો છે, પ્રભુ ! ' ઉદયનને ત્રિભુવન આંહીં રહે કે લાટમાં જાય એમાં કાંઈ બહુ રસ ન હતો. એને તો રસ રાજામાં હતો, અને હવે બીજો ગિરનારમાં હતો.

---

*આ જયકેશી બીજો, તે મીનલદેવીનો ભત્રીજો થાય. કર્ણાટકનો એ સામંત પણ હતો. વિક્રમાદિત્ય સામે એણે બંડ પોકારેલું, પણ વિક્રમે એને હરાવ્યો.

'જો, ઉદયન! સજ્જન મહેતા! આંહીં આપણે ત્રણ જ છીએ.. ઝાંઝણ! તું ત્યાં કૃપાણ કે કોઈ આવે તો ખબર કરજે!'

ત્રણે જણા પટ્ટકુટીમાં જવા માટે આગળ વધ્યા. મુંજાલે અંદર જઈને ગાદીતકિયા ઉપર બેઠક લીધી. પાઘડી નીચે મૂકી. ઉપરણાથી વા નાખવા માંડયોઃ ઉદયન ને સજ્જન મહેતા સામે બેઠા. 'શું પણ આંહીં પાણા ધગે છે! જાણે અગ્નિનો કુંડ ભર્યો!' તેની બરાબર સામે ગિરનારની ડુંગરમાળા શોભી રહી હતી. તેણે ઉદયન તરફ દૃષ્ટિ કરી. સજ્જન મહેતા સામે જરાક જોયું: 'મહેતા! જરાક આ તરફ આવો, આ જુઓ તો આંહીંથી – ત્યાંથી નહિ આંહીંથી.' સજ્જન મહેતાને મુંજાલે છેક પોતાની પાસે ખેંચીને સામેની ડુંગરમાળા દેખાડી. 'જુઓ, પેલી તાપણી ઝબૂકે, એ ઠરી ગઈ, જુઓ ફરી ઝબૂકી! મારી નજર તો, ત્યાં ઠરી છે! આ ડુંગરી કિલ્લો!'

'શું છે, પ્રભુ?' ઉદયને પૂછ્યું.

'ઉદયન! જો આ જુદ્ધ, જે મહારાજે ઉપાડ્યું છે, એમાં મળવાના પાણા ને ખોવાનાં પાટણનાં રત્નો, એવી વાત છે. રાજમાતાને ને મહારાજને બેયને ગળે વાત તો મેં ઉતારી છે. તેં ઠીક કર્યું છે, લાટની અશાંતિ વિષે કહેવરાવી દીધું છે. જગદેવ ભલે પાટણ જતો, કે એને ઠીક પડે ત્યાં જતો. એ ક્યારનો જાઉં જાઉં તો થઈ રહ્યો છે, તો એ ભલે જતો. હવે આ મોરચો આપણે સૌને સંભાળવાનો છે!'

'અને એક બીજું પણ છે, ઉદયન!' મુંજાલે સાંભર્યું

હતું કે ઉદાને સ્તમ્ભતીર્થ છોડવું રુચ્યું નથી. આજે યુદ્ધ-સભામાં એ કાંઈક ઊંધું વેતરે તો પોતાની યોજના વેડફાઈ જાય. સ્તમ્ભતીર્થ થોડો વખત છોડવામાં એને પોતાને જ લાભ છે એ એને ઠસાવ્યું હોય — અને ભય વિના બીજા કોઈને તો આ મારવાડો ગાંઠે એવો નથી — એટલે મુંજાલે મુરબ્બીવટભરેલા હેતથી, પણ એને સાવધ રાખવા માગતો હોય તેમ કહ્યું: 'અને મને પણ એ સાચું લાગે છે. તું થોડો વખત આ મોરચે હોય તો સારું. મહારાજ પાસે તારી નવાજૂની આડીઅવળી ઘણી વાતો આવી રહી છે. રાજાના કાન કાચા કહેવાય છે. પણ આ જયદેવની વાત ન્યારી છે. એની આંખ પાકી છે. બધું એ પોતે જાતે જુએ તેવો છે. ને તારી વાત તો કાંઈ ને કાંઈ આંહીં આવતી હોય! તેં ત્યાં જિનાલયો આદર્યાં છે?'

'હા, કેમ?'

'એ રાજાને રુચ્યું નથી લાગતું!'

'કેમ? એમાં શું થયું? જિનાલયો તો હું જ્યાં જાઉં ત્યાં કરું. કર્ણાવતીમાં ઉદયનવિહાર કર્યાં નથી? એમાં શું? એ કાંઈ મોટો દોષ છે? મને ભગવાને સંપત્તિ આપી છે, ભગવાનના નામે મારે એ વાપરવી છે. એમાં શું? મારું હાલે તો, આખા ભારતવર્ષમાં, હું તો પાંચપાંચ ડગલે એક એક જિનાલય ઊભું કરાવું! માત્ર શસ્ત્રના આધારે નહિ — ધર્મના આધારે પણ, માણસ ગમે તેવી સત્તાને ડારી શકે છે!'

'એ તો તારા આંબડ — આમ્રભટ્ટને પૂછીશું. પણ ગાંડાભાઈ!' મુંજાલે હેતથી કહેતો હોય તેમ કહ્યું, ને પછી ભય બતાવ્યો: 'ત્યારે આ રાજાના સ્વભાવનો

પરિચય તને હવે મળશે. એ જે ધારે તે કર્યે રહે, એવો છે. આપણે એની આંખે શું કરવા ચડવું ? એ ગાંડો છે..' મુંજાલે અત્યંત ધીમેથી કહ્યું: 'તમામ જિનાલયોની ધજા એ ઉતરાવે એવો છે !'

'એ તો, મહાઅમાત્યજી ! રાજા ગાંડો ત્યાં સુધી છે — જ્યાં સુધી આપણે ડાહ્યા નથી !' ઉદયન બોલી ગયો, પણ તે પાછો તરત સાવધ થઈ ગયો. એને લાગ્યું કે એ પોતાની વાત પ્રકટ કરી દેતો હતો. તેણે તરત વાત વાળી લીધી: 'પણ તમારી વાત બરાબર છે, પ્રભુ ! આંખે શું કરવા ચડવું ?'

'એ ડહાપણ રાખવા માટે જ, મેં તને કહ્યું. તું આંહીં હો તો સારું. આંહીં રાજા હોય, ત્રિભુવનપાલ સાથે હોય. સોમનાથનું મંદિર હોય, રાજમાતાની ભક્તિ હોય — અને જો તને કહું — પેલા રાશિની પણ કાંઈ ને કાંઈ જુક્તિ હોય — એ બધું એકસાથે આંહીં હોય — એમાં કાંઈ સાર નહિ. આપણે આજ ભેગા થાઈએ ત્યારે એ સંભાળવાનું બીજું શું ? રાજાનો વિશ્વાસ શો ? આજ તને સ્તમ્ભતીર્થથી કાઢે, કાલ મને પાટણમાંથી કાઢે ! આપણે પાછો દોર હાથ ધરવાનો છે. ઉદયન ! બીજું તો ઠીક હવે !'

ઉદયનની ઝીણી આંખ વધારે ઝીણી થઈ ગઈ. વાત મુંજાલની સાચી હતી. પણ એણે જયદેવનો સ્વભાવ ક્યાં જોયો ન હતો ? દોર હાથ કરનાર પોતે જ ઊંધે કાંધ પડે, જો જરાક ગફલત બતાવે તો. એટલે એણે માત્ર ડોકું ધુણાવ્યું.

એટલામાં ઝાંઝણે પ્રવેશ કર્યો: 'પ્રભુ ! કૃપાણ આવેલ છે !'

'ચાલો ત્યારે, ઉદયન ! સજ્જન મહેતા ! પરશુરામ તો ત્યાં આવી ગયો હશે. બોલાવ્યો તો છે — વળી કહેવરાવ્યું છે કે સૈનિકોની વ્યવસ્થાને હાનિ ન પહોંચે તો જ આવવું! એને પણ હમણાં ધડ ઉપર માથું — '

'ત્યારે તો વખતે નહિ આવે?'

'મને પણ લાગે છે, વખતે નહિ આવે!'

ઉદયન વિચાર કરી રહ્યો: 'આનો એક યોજના લાગે છે—પેલીને વહાણમાં કાઢી મૂકવાની. રાજા જાણશે ત્યારની વાત ત્યારે — રાજમાતાની આજ્ઞા હતી—એવી વાત થશે. પણ જો કોઈ એ વસ્તુ અત્યારે સાચવી લે, તો એનો બેડો પાર પડે. પરશુરામ અત્યારે આંહીં હોય એમ ઉદયન ઇચ્છી રહ્યો. એણે એને આવવાનું કહેવરાવ્યું તો હતું. પણ હજી એ આવ્યો હોય તેમ જણાયું નહિ. મુંજાલ આવ્યા પહેલાં એ એની જ રાહ જોતો હતો.

આખું મંડળ થોડીવારમાં મહારાજના મંત્રણાગૃહમાં પહોંચ્યું. ત્યાંનો દેખાવ આજે જુદો હતો. સશસ્ત્ર સૈનિકોની ચારે તરફ ચોકી હતી. ખૂણામાં દીપિકાઓ જળી રહી હતી. એક બાજુ રાજમાતા પોતે સાંગામાચી ઉપર બેઠાં હતાં. સામે પરમાર જગદેવ હતો. પડખે ત્રિભુવન બેઠો હતો. મુંજાલ અને સજ્જને અંદર પ્રવેશ કર્યો. ઉદયન અંદર પ્રવેશ કરવા જતો હતો, ત્યાં કોઈ એને સામેથી નિશાની આપતું લાગ્યું. તે જરાક પાછળ થોભી ગયો. નિશાની આપનાર થોડીવારમાં જ ઉદયન પાસે આવ્યો: ઉદયને એને તરત ઓળખ્યો: તે આશ્ચર્યમાં તેની સામે જોઈ રહ્યો: 'કેમ પૃથ્વીભટ્ટ ! શું છે?'

પૃથ્વીભટ્ટે નાક ઉપર આંગળી મૂકીઃ 'પરશુરામ આવેલ છે, પ્રભુ! પણ એ છતો થવા માગતો નથી. તમને મળવા માગે છે!'

'ક્યાં છે?' ઉદયન વિચારમાં પડી ગયોઃ પોતે ધારતો હતો તેમ આજે જ કટોકટીની પળ આવી ગઈ કે શું?

'ત્યાં પેલા ખાખરાની પાસે ઊભેલ છે. એને પાછું સોમનાથ જવાનું છે!'

'કેમ? આંહીં — આ મંત્રણામાં એ નથી આવવાનો કે શું?'

'આંહીં અત્યારે એ હોવાનું જ કોઈએ ધાર્યું નથી. એને તો જુદું જ કામ સોંપાઈ ગયું છે!'

પૃથ્વીભટ્ટે બતાવી હતી એ દિશામાં ઉદયન ગયો. ખાખરાના ઝાડ પાસે એક માણસને ગુપચુપ ઊભેલો એણે જોયો. ઉદયનને જોતાં જ એ બોલ્યોઃ 'કાકા! આમ આવતા રહો — આપણા ઉપર કોઈની નજર પડશે. આ તરફ નજરચોકી પૃથ્વીભટ્ટની છે. ને એ આપણો સામેલ છે. એટલે વાંધો તો નથી — તો ય ચેતતા સારા!'

ઉદયન એની પાસે સર્યોઃ 'કેમ? શું છે, પરશુરામ?'

'કાકા! તમે કહ્યું હતું તે યાદ છે? આપણે કાકો-ભત્રીજો ભેગા થઈને રસ્તો કાઢીશું તે?'

'શાનો? તું શાની વાત કરે છે?'

'મારો ને તમારો બેયનો બેડો પાર પડે તેવું કામ આજે માથા ઉપર છે. તમને ખબર છે નાં, પેલી સોમ-નાથમાં રાજવંશી નારી આવી છે તે?'

'હા. એનું શું છે?'

'એણે મહારાજને ભવ્ય સ્વપ્નથી ભરી દીધા છેઃ પાટણની — અવંતી જેવી વિદ્યાસભા, ભારતવર્ષવિખ્યાત વિદ્વાનો, એકચક્રી મહાશાસન, અને તુરુષ્કોને વલ્લમંડલની પેલી મેર જ રાખનારું સામંતચક્ર. એટલે મહારાજને આ નાનકડું બહારવટા જેવું નિષ્ફળ જુદ્ધ હવે ગમતું નથી. એમને સંધિ કરવી છે. ખેંગાર જેવો બહાદુર નર પાટણનો સામંત હોય એમાં પાટણની શોભા છે!'

'પરશુરામ! ગાંડો થા મા. એ દીકરો તા' નવઘણનો છે. એનું માથું મળે, એની સામે વિજય ન મળે. બીજું કાંઈ તારે કહેવું છે?'

'હા, કાકા! આ ત્યાગવલ્લી — એણે મહારાજને ફેરવી જ નાખ્યા છે. લક્ષ્મીદેવી એને તત્કાળ કાઢવા માગે છે. રાજમાતા વિદાય કરવા માગે છે. મહારાજ રાખવા માગે છે. રાશિ રક્ષવા માગે છે.'

'પણ તું — તું શું કરવા માગે છે?'

'મેં તો મુંજાલને કહ્યું છે કે વહાણમાં રવાના કરું છું. મહારાજને કહ્યું છે કે ત્રિભુવનપાલજીને સોંપું છું. લક્ષ્મીદેવીને કહ્યું છે કે વહાણમાં સાથે કુટવટાવ કરવાવાળા જાય છે. રાજમાતાને કહ્યું છે કે લાટથી માળવા જશે— એટલે પત્યું!'

પરશુરામ ધીમેથી પાસે સર્યોઃ 'વાત જાય નહિ હો. કાકા! કોઈને કહેતા નહિ, પણ આ ભુવનેશ્વરીનો ઇતિહાસ — એ મને તો ફરી દુષ્યંત શકુંતલાના ઇતિહાસ જેવો થાય તો ના નહિ, એમ લાગે છે. મહારાજ કોઈ પ્રકારે એને રક્ષી લેવા મથે છે —ને લક્ષ્મીદેવી, એ તો રાશિ હોય નહિ ને

એ જીવતી રહે નહિ, એવી વાત છે!'

'હેં! ખરેખર?'

'જોજો — કાકા! વાત જાય નહિ હો — આ તો ઊડતી વાત પકડી છે. ખોટી સાચી ભગવાન જાણે! આ પૃથ્વીભટ્ટ પહેલાં તો આડાઈ કરતો. હમણાં આ બાજુ ઢળ્યો છે. એ મહારાજનો જમણો હાથ છે. એટલે વાત તો સાચી હશે – પણ ક્યાંય જાય નહિ, કાકા!'

'પરશુરામ! ત્યારે તને તો એક તક મળી છે, ગાંડાભાઇ! તું એ ગુમાવતો નહિ. જેટલું મને પેટમાં બળે એટલું કોઇને ન બળે. મુંજાલ મહેતો તને આમાં બનાવી જશે. તું ઘોડા કરીશ. સૌની આંખે થઈશ. સૌ તારી વાત ખોટી સમજશે. ડાળા મૂકીને થડને જ સંભાળને, ભલા! મહારાજ પોતે શું ઇચ્છે છે?'

'ત્યાગવલ્લીને ક્યાંક સુરક્ષિત સ્થળે રાખવાનું!'

'ત્યારે એ વાત સોળ વાલ અને એક રતી. બીજી બધી જવા દે. મોકલી દે આપણે ત્યાં સ્તંભતીર્થમાં. મોટો ચક્કરવર્તી આવે તોય એનો વાળ વાંકો નહિ થાય! મહારાજ કહેશે, ત્યારે હાજર કરી દેશું!'

'પણ, કાકા! મુંજાલ મહેતા, લક્ષ્મીદેવી, રાજમાતા—'

'અલ્યા તું હું કહું એમ કરને. સૌ સૂતાં રહેશે.'

'વાત તો સાચી છે!'

'સાચી છે નહિ — તારા હાથમાં શું છે, એની તને પોતાને ખબર નથી! તારા હાથમાં આ સૌની — મુંજાલ-મહેતાની, મહારાણીની, રાજમાતાની અને રાજાની પણ — ચોટલી છે! આ તે કાંઈ ગાંગલી ઘાંચણની વાત છે?

મહારાજ શું સમર્થ નથી એને રાખવા માટે ? પણ ના, એ થોડા વખત પછી જોઇતું બળ મેળવી લેશે. ત્યાં સુધી તું જશ લઇ લે ! ને એમાં તેં કહ્યું તેમ હશે—'

'એમ જ લાગે છે, કાકા ! એટલે તો કોઈ વાતમાં હાથ મૂકી શકતું નથી —'

'આપણે મૂકો — હું કહું છું ને !'

'પણ મુંજાલ મહેતા જાણશે એનું શું ? રાજમાતા, લક્ષ્મીદેવી—'

'તેં કહ્યું નાં કે જયદેવ મહારાજ સમર્થ છે. જાણશે ત્યારે જોઇ લેવાશે. દ્વીપમાં એક શ્રેષ્ઠી છે—મારો ઓળખીતો. હમણાં ને હમણાં કોઇને સંદેશો લઇને ઝડપી સાંઢણી મોકલી દે — સવારે તો એ સોમનાથમાં હાજર થઇ જશે. ત્રિભુવનપાલ વહાણમાં જાય બરાબર તે સમે એક હોડકું હાજર રાખવું. દ્વીપ પહોંચાડી દેવી. પછી ત્યાંથી તાલધ્વજ. ને ત્યાંથી સ્તમ્ભતીર્થ. સ્તમ્ભતીર્થ ભેગી કરવી મારે માથે ! બસ ! એક વખત સ્તમ્ભતીર્થમાં બેસે એટલે ભગવાનને ખોળે !'

'પણ એ માનશે ?'

'કોણ ?'

'ભુવનેશ્વરી !'

'નહિ માને તો ? આંહીંથી શું કોઈ એને જવા દેશે, કે એ જઇ શકશે ? એને હું મનાવી દઉં — ત્રિભુવનપાલ જવાના હશે ત્યારે હું આવી જઇશ. ગાંડાભાઈ ! એના હાથમાં તો અત્યારે પાટણનું રાજ છે એમ કહેવાય — જો તેં કહી એ વાત હોય તો. એને કાંઈ આપણે હાથમાંથી

જવા દેવાય ? આ તો એક જબરજસ્ત તક છે. પરશુરામ ! સંભારને પાટણની પ્રણાલિકા. કોણ જાશે દ્વીપમાં ?'

'એક છે — ધુબાકો !'

'વિશ્વાસુ છે ?'

'મહારાજનો અંગત માણસ છે. મહારાજ મને એનો અંગત ગણે છે. એ રીતે વિશ્વાસુ !'

'ત્યારે એને કહેજે — આંહી ઊભો રહે. તું ત્યાં યુદ્ધસભામાં આવવાનો છે ?'

'ના. હું અત્યારે ભુવનેશ્વરીને વિદાય આપી દઈશ, એમ સૌ માને છે. કાલે જોશે કે નથી આપી — એટલે પાછી હવામાં ચમકારી આવશે. લક્ષ્મીદેવી તો એને તત્કાલ કાઢવા માગે છે !'

'એ તો સૌ કાઢવા માગે. પણ આપણે મહારાજને પકડો. નહિતર મુંજાલ તો મહારાજની આંખે ચડાવીને તને પણ રવાના કરી દેશે—આ મોરચેથી જ. ત્રિભુવનપાલને જવું પડ્યું નાં ?'

'એનું તો કારણ છે, કાકા !'

'શું ?'

'તમને તો ખબર હશે નાં ?'

'ભૈ ! હું તો આંહી નવોસવો. આંહીનો મુત્સદ્દી ગણો કે જે ગણો તે તું. મેં તો બર્બરકનું એને રુચતું નથી, એટલું જાણ્યું છે !'

'આ તો બીજું છે, કાકા ! ભારે થઈ છે. મહારાણી મીનલબાને ત્રિભુવનનું મોં જોવું પણ હવે ગમતું નથી !'

'હેં ! ખરેખર ? કેમ ? એવું શું થયું છે ? મહા-

રાજાને તો એ પૂજે છે — ત્રિભુવન.'

'હજી કોઇને ખબર નથી. પણ સોમનાથમાં એક નૈમિત્તિક આવ્યો હતો. દક્ષિણાપથનો હતો. રાજમાતાને એણે કહ્યું કે પાટણની ગાદીએ હવે ભવિષ્યમાં રાજા પછી રાજપુત્ર એમ કોઈ નહિ આવે. એ રીતે નજીકમાં નજીક રાજવારસ સંબંધી ત્રિભુવનપાલ રહ્યા. ત્યારથી રાજમાતાનું મન ખાટું થઇ ગયું છે! આ ભુવનેશ્વરી વિષેનો ઉપાડો પણ એમ વધ્યો છે! કોઈને કહેતા નહિ, કાકા!'

'એમ છે? ત્યારે તો, પરશુરામ! તું ગાંડો થતો નહિ! એમને પણ કાને વાત આવી હશે નાં?'

'એ તો કોણ જાણે? પણ ત્રિભુવનપાલદેવ ઝાંખા પડી ગયા છે. એ તો મહારાજને નામે દેહ આપનાર રણ-જંગી જોદ્ધો છે. આજ આ જુદ્ધ છોડી જવું પડે એ એના જેવા રજપૂતીના નામધારીને તો લાગી આવે — પણ શું કરે? મહારાજની ઇચ્છા નથી. ને રાજમાતાની ઇચ્છાનું કોઈ ઉલ્લંઘન કરી શકે તેમ નથી! મહારાજ એટલા માટે તો આ જુદ્ધ જ પૂરું કરી નાખવા માગે છે.'

'ત્યારે તું એમ કરને — અત્યારે ધુબાકો ક્યાં હશે?' એટલામાં પૃથ્વીભટ્ટ કાંઇક ચેતવણી આપવા માટે આવતો જણાયો. પરશુરામે એને ધીમેથી બોલાવ્યો: 'ધુબાકો ક્યાં છે, પૃથ્વીભટ્ટ?'

'આ રહ્યો — તમારી પછવાડે એની ચોકી છે!'

થોડીવારમાં જ ધુબાકો આવ્યો. ઉદયને એક વીંટી કાઢી: 'તારે દ્વીપ જવાનું છે, અલ્યા! ત્યાં જવું, શ્રેષ્ઠીનું નામ છે નૃપનાગ. એને આ વીંટી આપજે. અને એક વસ્ત્રલેખ

આપજે! પરશુરામ! તું એને લખી આપજે — ક્યારે ને ક્યાં હોડી આવે — ને શા નિશાની એટલું. એટલે એ પ્રમાણે આવી જ જશે! ધુબાકાને હમણાં જ રવાના કરજે!'

પરશુરામે થોડીવાર પૃથ્વીભટ્ટના કાનમાં કાંઈક વાત કરી. પછી તે ઉદયન પાસે આવ્યોઃ 'ધુબાકો જાય છે!'

'થયું — ત્યારે, મેં તને કહ્યું — પરશુરામ! એ તું સમજી ગયો છે કે?'

'એ તો હું સમજ્યો, કાકા!'

'આ શંખનાદ થયો — મહારાજ આવ્યા લાગે છે — પછી હું સોમનાથમાં મળીશ.'

## ૨૦. બે મુત્સદ્દીઓ

ઉદયન અંદર આવ્યો ત્યાં યુદ્ધસભા શરૂ થવાની તૈયારી હતી. મહારાજ આવી પહોંચ્યા હતા. એ ઉતાવળે અંદર આવ્યો. મહારાજને પ્રણામ કર્યા. એક બાજુ પોતાની જગ્યા લીધી.

'આ કોણ — ? મુંજાલ ! ઉદો છે ? ઉદા ! તું ક્યારે આવ્યો ?' મહારાજે પ્રશ્ન કર્યો અને તેની સામે જોઈ રહ્યા. ઉદયન ક્ષોભ પામ્યો. ઉત્તર આપવામાં એણે સંકોચ અનુભવ્યો.

'મહારાજ ! હું તો હમણાં આંહીં છું !' તેણે બે હાથ જોડ્યા.

'કેમ ?'

'પ્રભુ ! રાજમાતાએ મને બોલાવ્યો હતો.'

'જયદેવ ! એને મેં બોલાવરાવ્યો છે,' મીનલે કહ્યું: 'આપણે સોરઠી જુદ્ધ લંબાવવું નથી. ઉદયન આંહીં ઉપયોગી થઈ પડશે !'

જયદેવ કાંઇ બોલ્યો નહિ. તેણે એક બગાસું ખાધું. હાથ લંબાવ્યા. ઉદયને એ જોયું. રાજમાતાનો પ્રભાવ

સર્વોપરિ હતો — એ એ સમજી ગયો. પણ રાજા બુદ્ધિશાળી હતો. તેણે આ દેખીતી અવગણનાની વાતને નવો વળાંક આપી દીધો: 'હાં હાં . . એ તો ત્યાંના છેલ્લા સમાચાર મેળવવા માટે. શું કરે છે કોકણચક્રવર્તી ? એ બિરુદ ધારણ કર્યું છે નાં, મા ? '

'કોણે, જયકેશીએ નાં ? હા. સમસ્તકોકણચક્રવર્તી. સમસ્ત કોકણમાં તારી નવસારિકા પાસે એનાં ઘોડાંની ધૂળ ઊડશે, જયદેવ ! પૂછી જો ઉદાને. '

' અને એ ત્યાં બેઠો જોયા કરશે, એમ ? કેમ ઉદયન ! તું શું માને છે ? જયકેશી શાંત રહેશે ? ' વાત સિદ્ધરાજે ઉપાડી લીધી.

' એનો આધાર, મહારાજ ! આંહીંના યુદ્ધ ઉપર છે. આંહીં યુદ્ધ પૂરું થવું જોઈએ ! '

' જયદેવ ! સાંભળ્યું ? અને તું તો . . ' રાજમાતા વાક્ય ગળી ગયાં. પણ વાતાવરણ ગંભીર થઈ ગયું.

' મા ! લાટનો મને ભય નથી. ત્રિભુવનને ત્યાં મોકલવાની વાત મને ગમતી નથી ! મેં તમને એ કહી પણ દીધું છે. હવે તમને ગમે તે કરો ! ' રાજાએ સ્પષ્ટ વિરોધ કર્યો.

' મહારાજ ! ' ત્રિભુવને હાથ જોડચા: ' રાજમાતાની વાત બરાબર છે. આપણે ગફલતમાં રહેવું નથી. ભય હોય કે ન હોય. હું ત્યાં જ હોઉં એ ઠીક. અત્યારે પરિસ્થિતિ પણ એવી છે, કાકા ! '

'ત્રિભુવન ! તારા મનમાં શું છે એ હું તને કહી દઉં. તેં દેવુભાને શું કહ્યું'તું ? તને બર્બરકની મદદ લેવામાં

નામોશી લાગે છે. મારે એ મદદ ન લેવી, બસ — ભગવાન સોમ . . .'

'પણ ! પ્રભુ ! પ્રભુ ! મહારાજ ! મારી એક વિનતિ સાંભળો,' ત્રિભુવન બોલ્યો. એના અવાજમાં એ જ ભક્તિ હતી: 'હું દીકરો દેવપ્રસાદનો. મારો બાપ પાટણમાં બળી મૂઓ—મહારાજ કર્ણદેવનો વિયોગ એનાથી સહન ન થયો માટે. મને આંહીંથી — આ જુદ્ધમાંથી — મહારાજની પડખેથી ખસવું મીઠું લાગતું હશે ?'

'એ તો કોઈ ને મીઠું ન લાગે, ત્રિભુવન !' મીનલ બોલી: 'પણ ખસવું પડે. રાજધર્મ કોને કહે ?'

ઉદયન સાંભળી રહ્યો હતો. મુંજાલે ઉદયન તરફ જરાક નિશાની કરી બોલવાની: પણ ઉદયન નીચે જોઈ ગયો. મહારાજ ને મીનલદેવીના સંવાદમાં એ કાંઈક વધારે જોઈ રહ્યો હતો. એને એમાં પડીને એક કે બીજો પક્ષ લેવો ન હતો.

'જુઓ, ત્રિભુવનપાલજી !' મુંજાલ બોલ્યો: 'સમય પ્રમાણે ફેરફાર તો કરવા પડે. કાલે મારે ઊઠીને દોડવું પડે. મહારાજનું સાન્નિધ્ય જ એવું — કે કોઈ ને ખસવું ન ગમે, શું તમને કે શું મને કે શું ઉદયનને. કેમ ઉદયન ?'

'હા, પ્રભુ ! એ તો એમ જ !' ઉદયને જોઈ એ એટલો જ જવાબ વાળ્યો. પણ મુંજાલે એને આગળ ધર્યો.

'ઉદયન તો કાંઈક બીજું કહેતો હતો. વહેલેમોડે જયકેશી આ બાજુ ઢળશે જ. કેમ ઉદયન ?'

'એને કર્ણાટકે બે બંધન નાખ્યાં છે, પ્રભુ ! એક પ્રેમનું, બીજું ભયનું. એક તોડે તો બીજું ઊભું જ છે ! એ હવે ક્યાં જાય ?' ઉદયને પ્રત્યુત્તર વાળ્યો.

‘ પણ એનો સ્વભાવ ઉત્પાતિયો, ઉદા ! એ કાંઈ જાય ? હું એને ઓળખું તો — ઉત્પાત હજી એનો એ હશે ? ’

‘ હા, બા ! ’ ઉદયને હાથ જોડયા. પણ એકે શબ્દ ઉમેર્યો નહિ. એને ત્રિભુવન રહે કે જાય એમાં કાંઈ ખોટ ન હતી. મહારાજ એને અત્યારની પરિસ્થિતિમાં કોઈ પણ પક્ષમાં ન ગણે, એ એને સંભાળવાનું હતું.

‘ શું કીધું તેં બંધનનું, ઉદા ? એ બંધન એ શું ? ’ મહારાજે પૂછ્યું.

‘ પ્રભુ ! વિક્રમાંકદેવે એની પુત્રી મૈમલદેવી એને પરણાવી, એ પ્રેમનું બંધન. મૈમલદેવી સાથે લક્ષ્મણરાજને ત્યાં મોકલ્યો એ ભયનું બંધન ! ’

‘ કોણ ? લક્ષ્મણરાજ ત્યાં છે ? જયકેશીને ત્યાં ? ’

‘ હા, બા ! ’

‘ ત્યારે તો, જયદેવ ! તું એને ન ઓળખે. હું એની રગેરગ જાણું. આ લક્ષ્મણરાજ ભયંકર સેનાનાયક છે. જયકેશી કાંઈ એને વીણાવાદન કરવા માટે લાવ્યો નહિ હોય. તારા ઉપર યુદ્ધ આવી રહ્યું છે. ત્રિભુવન ! તું તૈયાર થા — બેટા ! ’

‘ બા ! હું તો તૈયાર જ છું — મહારાજ આજ્ઞા આપે એટલી જ વાર ! ’

‘ આ લક્ષ્મણરાજ આવ્યો છે — સ્થાનક સુધી તો એને વધ્યો જાણો ! ’ મીનલદેવીએ કહ્યું: ‘ મારા ભત્રીજા જયકેશીને હું ઓળખું તો ! એ કોઈ ને કોઈ રીતે મુલક પારકો દબાવવામાં જ માને છે ! ’

‘ પણ આપણી સામે જયકેશી લડશે, મા ? ’

'કેમ ન લડે, જયદેવ? વિક્રમાદિત્ય દોરીસંચાર કરે, તો લડે પણ ખરો. અને એણે તો ક્યારનો દોરીસંચાર કર્યો પણ હશે!'

'કર્યો છે!' મુંજાલે કહ્યું.

'લે.. જો..!'

'શો કર્યો છે, મુંજાલ?'

'મહારાજ! આપણી અને કોકણની વચ્ચે સ્થાનકના શિલાહાર હતા. છેલ્લો મર્યો ત્યાર પછી સ્થાનક પણ જય-કેશીના પ્રદેશમાં ભળી ગયું છે. અને વિક્રમ એને હવે આગળ ધકેલશે. નવસારિકા પાસે જયસિંહનો છોકરો વસ્યો છે, એ વસ્તુ પણ નોંધવા જેવી છે!'

'જયસિંહનો છોકરો?'

'વિજયસિંહ.'

'વિક્રમાદિત્યનો ભાઈ જયસિંહ,' મીનલદેવી બોલી.

'હા, મહારાજ! એ. એણે વિક્રમ સામે જુદ્ધ કર્યું. હાર્યો. નાઠો. રખડી રખડીને આંહીંનાં *ગાઢ જંગલમાં કાંઈક સ્થિર થયો. એનો પુત્ર વિજયસિંહ. એણે ત્યાં મંગલ દુર્ગ રચ્યો છે. પણ વિક્રમને તો એ હંમેશનું શૂળ થયું નાં? એ કાંઈ હાથ લંબાવ્યા વિના રહેશે? એનો દોરીસંચાર થવાનો!'

'અને આપણે સૂતા રહીશું એમ?'

મુંજાલે તરત પ્રત્યુત્તર વાળ્યો: 'એટલે તો, મહારાજ! ત્રિભુવનપાલજી જેવા ખરા સમર્થ સેનાનીને ત્યાં મોકલીએ છીએ — લાટમાં. આપણે પણ જાગતા છીએ એટલું એ

*વ્યારા સોનગઢ પાસે. કર્ણાટકની એક ચૌલુક્યશાખા ત્યાં સ્થપાઈ હતી — આ સમયમાં જ.

જાણે, તો હજાર વખત વિચાર કરે. કેમ ઉદયન ?'

'હા, પ્રભુ ! ત્રિભુવનપાલજી ત્યાં હોય તો ફેર પડે !'

પણ મહારાજના દિલમાં હજી અટક હતીઃ 'પણ ત્રિભુવનને એ ગમે છે ?'

'જયદેવ !' મીનલદેવીએ ત્વરાથી કહ્યું, 'આમાં ગમવા ન ગમવાની વાત નથી. આ તો રાજધર્મ છે. તું આજ્ઞા આપે તો મુંજાલને પણ જવું પડે ! અને ગલઢેગઢપણ મારે પણ નીકળવું પડે. આ તો રાજધર્મ છે, જયદેવ !'

'કાકા !' ત્રિભુવન બોલી ઊઠયો. એના ભાવભીના અવાજે ઉદયન ચોંકી ઊઠયો. એણે જોયું કે એ 'મહારાજ !' પણ કહી શકયો ન હતો. 'કાકા ! મારે તો તમારે ચરણે ગમે ત્યાં દેહ પાડવો છે. આંહી ગિરનારની છાયા છે. સોમનાથનું ક્ષેત્ર છે. ત્યાં રેવાજીનો કાંઠો છે. તમે આજ્ઞા આપો, મહારાજ ! મારો ઘોડો પણ બહાર તૈયાર ઊભો છે !'

'ત્રિભુવન !' જયદેવને એના સ્વરની ભીનાશ સ્પર્શી ગઈ. 'એક વખત ચાલ તો, તું મને મળી લે — જગદેવજી !'

જયદેવ ઊઠીને ઊભો થયો. તે અંદરના ખંડમાં ગયો.

ત્રિભુવન અને જગદેવ એની પાછળ ગયા.

'ઉદા ! તને લાગે છે, લાટ આજુ પણ સળગે ?' મીનલદેવીએ એ ગયા કે તરત પૂછયું.

ઉદયને બે હાથ જોડયાઃ 'હા, બા ! સળગશે તો તો ખરું — વહેલે કે મોડે — એ સવાલ છે !'

મુંજાલ એની સામે જોઈ રહ્યોઃ 'તો પછી, ઉદયન ! ત્રિભુવનપાલજી ત્યાં હશે તો ફેર પડશે !'

'એ તો એવું છે, પ્રભુ ! એક સમય એવો હતો —

સ્તમ્ભતીર્થ આપણું દક્ષિણદ્વાર હતું. પછી ભૃગુકચ્છ હતું. હવે તો નવસારિકા છે. ભૃગુકચ્છમાં ત્રિભુવનપાલજી હોય, સ્તંભતીર્થમાં હું છું, ને નવસારિકામાં કોઇ પરમાર જેવો હોય — એમ ત્રણ થાણાં ત્યાં માંડે એટલે થઇ રહ્યું — કર્ણાટક, કોંકણ કે દેવગિરિ કોઇ નામ ન લ્યે. માલવા ઉપર શેહ પહોંચશે. સૌરાષ્ટ્રને પણ એ પ્રભાવની જાણ રહે !'

'આણે તો પોતાનું લાકડું વધાર્યું !' મુંજાલે વિચાર કર્યો. 'એ ય થશે, ઉદા ! જયદેવને ચક્રવર્તી થવાના કોડ છે ને એ ય કરવું પડશે !' મીનલ બોલી.

'હા, બા !' ઉદયને પાછા હાથ જોડયા: 'નૈમિત્તિક એક સ્તમ્ભતીર્થમાં આવ્યો હતો !'

'નૈમિત્તિક ?' મીનલ ચમકી ગઇ. ઉદયન સમજી ગયો. તેણે તરત જ પૂરું કર્યું.

'એ કહેતો હતો, પાટણની ગાદીએ વીર વિક્રમ જેવો ચક્રવર્તી થાશે — ને મહારાજની બરાબર એ જ વાત છે !'

મીનલદેવી સ્વસ્થ થઇ: 'એમ ? તમે સૌ છો — એને પણ મોટાં સ્વપ્નાં છે. આનો છોકરો, ઉદા ! એ બાજુ ક્યાંક રખડતો'તો ને ?'

'કોની વાત કરી, બા ?' મુંજાલે બે હાથ જોડયા.

'એ તો ત્રિભુવનનો — નાનકડો કુમારપાલ !'

ઉદયન એક ક્ષણ તો સ્તબ્ધ જ થઇ ગયો. વાત પરશુરામની સોએ સો ટકા સાચી હતી. મીનલદેવીના અંતરમાં એક ઘેરા વિષાદનો પડછાયો પડેલો એણે જોયો. એ પડછાયામાં ત્રિભુવન આવી ગયો હતો. કુમારપાલ થોડો વખત થયાં કેમ અચાનક રખડવા માંડ્યો, એનો

ભેદ હવે એને મળ્યો. પણ તરત તે સ્વસ્થ થઇ ગયો: ' એ તો — બા ! ચારે તરફ રખડતો લાગે છે ! '

' ક્યાં છે હમણાં ? '

ઉદયને એને જોયો હતો. આટલી વયમાં પણ એનામાં અદ્ભુત દયા વસી રહી હતી. તેણે બે હાથ જોડયા: ' હમણાં તો વળી કઇ બાજુ છે — એ ખબર નથી, બા ! પણ એનું શું ઠેકાણું ? કેમ મુંજાલ મહેતા ? '

મુંજાલને એમાં કાંઇ મહત્ત્વ લાગ્યું હોય એમ જણાયું નહિ.

' એમાં કાંઇ નથી, બા ! એ તો પાટણ, સ્તમ્ભતીર્થ, વટપદ્ર, સ્થાનક, એમ રખડયા કરે છે. ત્રિભુવનપાલજી ભૃગુકચ્છ જશે, એટલે ભૃગુકચ્છ આવશે ! '

ઉદયને મુંજાલ તરફ જોયું. એને છેલ્લું વાક્ય આકસ્મિક હતુ કે હેતુપૂર્ણ એ કાંઇ સમજાયું નહિ. તેણે મીનલદેવી તરફ દૃષ્ટિ કરી. તે કાંઇક ચિંતામાં પડી હતી:

' મુંજાલ ! હવે તો આ જુદ્ધ પૂરું થાય — મારે સિદ્ધરાજ પાસે સોમનાથની જાત્રા કરાવવી છે ! '

' અત્યારે આ જાત્રા જ છે નાં, બા ? '

' એમ નહિ — છેક પાટણથી ચાલતો આંહીં આવે, ગંગાજળની કાવડ ખભે લઇને, ભગવાન સોમનાથને સ્નાન કરાવે.'

' બધું થશે, બા ! અત્યારે તો આ જુદ્ધ — અને વળી આ નવું . . ' મુંજાલ વાક્ય ગળી ગયો.

ઉદયને જાણુતો ન હોય તેમ શાંતિથી એની સામે જોયું, ' મુંજાલ મહેતા ! આ નવું જુદ્ધ હવે લંબાશે, તો

પાટણ ઉપર ધા પડી જશે!'

'એ જ વાત છે — ભે! હમણાં મહારાજ આવે એટલે હલ્લાની યોજના આપણે મૂકીએ!' મુંજાલે પ્રત્યુત્તર વાળ્યો.

'હલ્લો કયે ફાવીશું, મહાઅમાત્યજી?'

મુંજાલ એની સામે જોઇ રહ્યોઃ 'ત્યારે?'

'મહારાજ શું કહે છે?' ઉદયને પોતા પાસેનું અનુમાન ન આપવાની સાવચેતી રાખી. એટલામાં જયદેવનો અવાજ સંભળાયો. સૌ આવી રહ્યા હતા.

## ૨૧. જગદેવ વિદાય લે છે !

ત્રિભુવનપાલ અને જગદેવ બન્ને અંદરના ખંડમાં જયસિંહદેવ સાથે ગયા હતા. અંદરનો ખંડ વટાવી રાજા બહાર નીકળ્યો. બન્ને જણા તેની પાછળ પાછળ ચાલ્યા.

બહાર મોટું મેદાન હતું. મેદાનની ચારે તરફ ઊંચાં ઘાટાં વૃક્ષો આવી રહ્યાં હતાં. મેદાનમાં શું છે એ બહારથી ખબર પડે તેવું ન હતું. મેદાનને છેડે, સામે, ઝૂંપડા જેવું કાંઈક દેખાતું હતું. એ તરફ બોલ્યાચાલ્યા વિના રાજા આગળ વધ્યો.

ઝૂંપડા પાસે સૌ પહોંચ્યા. ત્યાં આગળ એક મોટી લાંબી શય્યા ઉપર કોઈક સૂતેલું લાગ્યું. રાજાને દેખીને શય્યા ઉપરથી, અંધારામાં, એક મોટી, જાડી, ઊંચી ભયંકર આકૃતિ ઊભી થતી જણાઈ.

'બાબરો છે, ત્રિભુવન!' સિદ્ધરાજે કહ્યું.

બાબરો ઘણુંખરું પાણુખાણુમાં રહેતો. હમણાં આંહીં આવ્યો હોય તેમ લાગ્યું. ત્રિભુવન એની સામે જોઈ રહ્યો. કોઈ શૂન્ય સ્થિર યંત્ર ઊભું હોય એમ એ ઊભો હતો. દેખીતી રીતે આ નિવાસ એને રુચતો હોય તેમ લાગ્યું

નહિ. પણ એનામાં પોતાની ઇચ્છા જેવી કોઈ વસ્તુ રહી ન હોય એમ જણાયું.

'બાબરા! ક્યાં રાખેલ છે તેં? થઇ ગયું?' સિદ્ધરાજે એને પૂછ્યું.

બાબરો જવાબમાં યંત્રવત્ નીચો નમ્યો. પછી તેણે ઝૂંપડાની પાછળ જવાની નિશાની કરી.

જયદેવ ઝૂંપડાના પાછળના ભાગ તરફ ગયો. જગદેવ અને ત્રિભુવન તેની પાછળ પાછળ ચાલ્યા.

ઝૂંપડાની પાછળ એક ગોખલામાંથી સાદો દીવાનો પ્રકાશ આવી રહ્યો હતો.

જયદેવ ને ત્રિભુવન જોઈ રહ્યા. જયસિંહ એક ઘડીભર ન માનતો હોય તેમ આશ્ચર્યમાં ત્યાં સ્થિર ઊભો રહ્યો. એના ચહેરા ઉપર એક ક્ષણભર ઊંડો આત્મસંતોષ દેખાયો: એની પાસે પગ આગળ હંસવિમાન પડયું હતું. પોતે ઊડયો હતો એમાં અનેક નવી રચના કરી બાબરાએ એને અદ્ભુત બનાવ્યું હતું.

'ત્રિભુવન! આ જોયું? હંસવિમાન?'

ત્રિભુવન અને જગદેવ બન્નેએ હાથ જોડયા: 'મહારાજ! અમે સાંભળ્યું હતું, માનતા ન હતા.'

બન્નેમાંથી એકેને જયદેવે આમાં ખાસ રસ લેતા જોયા નહિ. એ વાત એમને રુચી નહિ એ સિદ્ધરાજ સમજી ગયો. પોતે પણ પડેલી લાગણી શમી જતાં કાંઈ વિચારમાં પડી ગયો.

મેદાનમાં થતા અવાજે, ચારે તરફ ઝાડની ઘટામાં છુપાયેલા ચોકીદારોને, જાગ્રત કરી દીધા લાગ્યા. પણ

મહારાજે એક તાળી પાડી ને તરત બધે શાંતિ પથરાઇ ગઇ. જયદેવ એક પળભર સ્તબ્ધ બનીને આ વસ્તુને જોઇ રહ્યો. આ સિદ્ધિ આંહી હતી. એના સુભટ ત્રિભુવનપાલને અને બીજા અનેકને એમાં નિર્બળ રજપૂતીનો ધ્વંસ જણાતો હતો. એ સાચું કે ખોટું ? એના મનમાં ઘડીભર ગડભાંગ થઇ રહી. આ મહાન સાધન — કદાચ ભવિષ્યમાં આ સાધન મહાન રહે — ને પોતે કાંઇ જ ન રહે, એમ એમાંથી ન થાય ? ત્રિભુવન પણ રજપૂતીનો રંગ ઊડી જાશે એમ કહી રહ્યો હતો—એનો આ જ અર્થ હતો નાં ?

'ત્રિભુવન !' અચાનક સિદ્ધરાજે એના ખભા ઉપર પ્રેમથી હાથ મૂક્યો: 'તારા અંતઃકરણમાં શું થાય છે એ હું સમજી શકું છું !'

પણ ત્રિભુવન તો એ સાંભળીને ચમકી ગયો. મહારાજ શા વિષે બોલી રહ્યા હતા એ તરત એ સમજી શક્યો નહિ. મીનલદેવી જે માટે થઇને એના તરફ કાંઇક સ્વભાવપરિવર્તન બતાવી રહી હતી, જેની આછી ગંધ એને આવી ગઇ હતી, એ વિષે જ આ હશે ? તો શું મહારાજ પણ વાત જાણતા હતા ? એના મનમાં પ્રશ્નપરંપરા ચાલી. તેણે એ હાથ જોડ્યા: 'મહારાજ ! કેમ એમ કહ્યું ?'

'કારણ કે તું અત્યારનો સર્વશ્રેષ્ઠ પટ્ટણી છે, ત્રિભુવન ! મારા કરતાં પણ વધુ પ્રેમથી તેં પાટણને ચાહ્યું છે. એનો પ્રેમ તારા રોમરોમમાં ભર્યો છે. પાટણની પરંપરા તૂટે એ તું ન જ સહી શકે. તું શું ઇચ્છી રહ્યો છે, એ હું જાણું છું. તું શા માટે યુદ્ધભૂમિ તજી — લાટ જવાનું ઇચ્છે છે, એ પણ હું સમજુ છું !'

ત્રિભુવન અકળાયો. મીનલનો અવાજ હજી એના કાનમાં રમી રહ્યો હતો. મહારાજ શું એ જ અનુસંધાનમાં આ કહી રહ્યા હતા ? કે આમાં કાંઇ જુદો જ અર્થ હતો ? તેણે નમન કર્યું, 'મહારાજ ! મને ક્ષમા કરો. હું તો સર્વશ્રેષ્ઠ પટ્ટણી પણ નથી, ને એની પરંપરાનો રક્ષક પણ નથી. હું તો મહારાજનો એક સૈનિક છું. સૈનિકને પોતાની આબરૂ હોય છે. એ આબરૂ સહિત મહારાજની સેવામાં મારો દેહ પડે — એટલે બસ. એથી વધુ કાંઇ જ મારી ઇચ્છા નથી.'

'પણ રજપૂતી — તારી રજપૂતીની આરાધના, ત્રિભુવન ! મને પણ એ આકર્ષે છે હો. એ કાંઇ મારાથી અજાણી છે ?'

ત્રિભુવન અસ્વસ્થ થયો: 'મહારાજ ! બીજા તો ઠીક — તમે ઊઠીને પણ — ?'

'તારી મશ્કરી કરું છું એમ ?' સિદ્ધરાજે ઉતાવળે જવાબ વાળ્યો: 'ના, ના, ના, ત્રિભુવન ! ના. તને ખબર નથી ત્યારે, હું તને ઓળખું છું . . . તું . . .'

'મહારાજ ! આ જગદેવજી રહ્યા. આંહીં આવ્યા ત્યારથી એ મારી રજેરજ હકીકત જાણે છે . .' ત્રિભુવને સ્પષ્ટતા કરવા માંડી: 'એમને પૂછો, પ્રભુ ! મારી મહેચ્છા શું છે તે.'

'મહારાજ ! ત્રિભુવનપાલજી રજપૂતીના અટંકી ઉપાસક છે ! શુદ્ધ રજપૂતીની પરંપરા એ જાળવવા ઇચ્છે છે — બીજું કાંઈ જ નથી !' જગદેવ સમજ્યો હતો કે મહારાજના આ હંસવિમાન વિષે રુચિભેદનો પ્રશ્ન લાગે છે.

એટલે એ એવી રીતે બોલ્યો.

'અને મને શું એ ઇચ્છા નથી ? ત્રિભુવન ! તારા વિષે મારા મનમાં લેશ પણ શંકા . .'

'મહારાજ ! પહેલી વાત તો આ છે. આવી વસ્તુઓ સોએ સો ટકા સાચી હોતી નથી !'

ત્રિભુવને મીનલની વાતનો ઉદ્દેશ મનમાં રાખીને કહ્યું હતું. જયદેવ એ વિમાન વિષે સમજી રહ્યો હતો.

'અને મહારાજના મનમાં મારે વિષે શાની શંકા હોય ?' ત્રિભુવને આગળ ચલાવ્યું: 'મહારાજે મને નાણી જોયો છે — આ તો રાજમાતા . .'

'રાજમાતા ? શાની વાત તું કરે છે ત્રિભુવન ?' જયસિંહદેવે પૂછ્યું. એને લાગ્યું કે ત્રિભુવન કાંઈક જુદી જ વાત કરી રહ્યો છે. ત્રિભુવન સમજી ગયો — કાંઈક કાચું કપાયું છે. જયદેવમહારાજને મીનલદેવીવાળી કાંઈ વાતની ગંધ હજી આવી નથી. એમનું મન સ્વચ્છ જણાય છે. પણ જયદેવને શંકા થઈ, ભુવનેશ્વરી વિષે કાંઇક ચડભડ ચાલતી લાગે છે. ત્રિભુવને એકદમ વાતને બદલી નાંખી: 'રાજમામા પણ એ જ કહેતા હતા.'

'*રાજમામા ? કોણ ઉદો ?'

'હા.'

'શું ?'

'એમ કે તમે છો, જગદેવ પરમાર છે, અને મહારાજ.'

'બર્બરકનો ઉપયોગ કરવા માગે છે એમ ?'

'હા, પ્રભુ !'

*સિદ્ધરાજ ઉદયનને રાજમામા કહીને બોલાવતો.

'ત્યારે જો..' વાત કાંઈક ઠેકાણે આવતી લાગી: 'તને એમ લાગે કે રાજા મને કાઢીને આપણી પાટણની રજપૂતીની પરંપરાને હાનિ પહોંચાડશે, પણ હું ભગવાન સોમનાથના શપથ લઈને કહું છું કે, તારું મન દુભાય..'

'અરે! પણ મહારાજ! મહારાજ!'

'સાંભળી લે. તારું મન લેશ પણ દુભાય, એવું મારે કરવું નથી. હું આ વાપરું, આ જુદ્ધમાં, તો તેં કહ્યું હતું નાં દેવુભાને—તારા સાત જનમારા અફળ જાય, પણ ભગવાન સોમનાથ મને ઉપરાઉપરી ચૌદ જનમારા અફળ આપે—જો હું આ વાપરું તો!'

ત્રિભુવનને હવે માર્ગ સ્વચ્છ દેખાયો. એનો જયદેવ હજી એનો એ હતો. વાત તો બર્બરક વિષેની જ હતી. તે રાજાની સ્વચ્છતા જોઈ રહ્યા. એટલામાં એની પડખેથી જગદેવ આગળ આવતો દેખાયો: 'મહારાજ! તમે આ દાખવીને તો રજપૂતી ઉજ્જવલ કરી બતાવી. આ સાધન—વિક્રમી સાધન છે. સંસ્કાર હોય, વિદ્યા હોય, હેતુ કે શુભ અર્થ હોય, તો એ દૈવી; નહિતર દૈત્યની શક્તિ. તમે આંહીં આ વાપર્યું હોત — તો એમાં નામર્દીની ને નામોશીની પરિસીમા હતી. મારું માનો તો, પ્રભુ! એનો નાશ જ કરી નાખો.' ત્રિભુવનપાલને મહારાજની મહેચ્છાની ખબર હતી: કોઈનું પણ દુ:ખ પહેલું પોતે જાણી લે—અને ત્યાં દોડીને એને મદદ કરે—એવી ઘરઘરની દુ:ખકથા—મહારાજનો એ જીવનમર્મ હતો. કેવળ પોતાના તરફ પ્રેમથી દોરાઈને એમણે આ વાત કરી હતી. ત્રિભુવનને જગદેવની વાત રુચી નહિ. 'પરમાર! જુદ્ધ અને જશ તો ઠીક, લોકોના ઘરઘરમાં

વિક્રમનું જે સ્થાન છે — મહારાજની એ મહેચ્છા છે. આ સાધનનો નાશ ન હોય!'

'તો તેમ – પણ ત્રિભુવનપાલજી! બળવાનમાં બળવાન મનુષ્ય પણ નિર્બળ છે. આજે એ માટે રહેલું સાધન —એક સમય એવો આવશે કે મહારાજ માટે કલંકરૂપ થશે!'

'ત્યારે?'

'એનો તો નાશ જ ઘટે, ત્રિભુવનપાલજી! હું જે કાંઈ સમજ્યો છું તે તો આમ છે. પહેલી સાધના, પછી સાધન. વીરવિક્રમ અમરફળ શોધવા નીકળ્યાની દંતકથા ક્યાંય નથી. એને અમર રાખવા ઇચ્છનારા — એની પાસે અમરફળ આપવા આવે છે. એટલી એ દંતકથા — સાચી, ખોટી કે અરધીપરધી જે હોય તે — વિક્રમજીવનનો સમગ્ર ખ્યાલ હરકોઈને આપે તેમ છે! વિક્રમ જો આ ભૂમિમાં શક્ય હશે — તો સાધન કાંઈ છાનાં રહેશે?'

ત્રિભુવન કાંઈ જવાબ વાળે તે પહેલાં તો સિદ્ધરાજે તાળી પાડી. જવાબમાં બાબરો દોડતો આવ્યો.

'મહારાજ!' ત્રિભુવનને એનો ઉદ્દેશ સમજાયો નહિ.

'બાબરા! આનો નાશ કરી નાંખ!' સિદ્ધરાજે એકદમ દૃઢતાથી સ્પષ્ટતાથી કહ્યું.

'અરે! પણ મહારાજ!...'

'હેં ... એ .. એ ... એનો નાશ? આનો નાશ?' બાબરો બોલ્યો.

'તેં પોતે કહ્યું હતું તે તું ભૂલી ગયો? તું રાક્ષસ નથી. કેવળ રાક્ષસ હોય એ જ રાક્ષસી સાધન રાખે!'

'પ્રભુ!' ત્રિભુવને બે હાથ જોડ્યા: 'એનો નાશ

ન હોય, મહારાજ!'

'ત્રિભુવન! પરમારની વાત સાચી છે. બાબરા! આનો નાશ કર. તેં જ નહોતું કહ્યું કે એનો ઉપયોગ કરવાવાળામાં વિક્રમી ગુણ જોઈએ?' સિદ્ધરાજ બોલ્યો. એના અંતરમાં ત્યાગવલ્લીના શબ્દો સંભળાતા હતાઃ 'આ ભૂમિમાં હવે નહિ આવે . . . વિક્રમ . . .' અને જગદેવ પણ એ જ કહી રહ્યો હતો.

'પ્રભુ! . . . પણ . . . પણ . . . પછી આ વસ્તુ થાતી થાશે!'

'મહારાજ!' ત્રિભુવને બે હાથ જોડયાઃ 'તમે એક દિવસ એ નહિ મેળવો?'

'શું?'

'વિક્રમી યશ!'

'ત્રિભુવન! ત્યારે ભારતભરમાંથી કોઈ ને કોઈ મારે આંગણે આવીને મને એ આપી જાશે. આ ચીજ એ રીતે આવશે. આ રીતે નહિ. એ હશે તો હરકોઈ ટકોર કરશે કે એ તો પેલું ઊડણખાટલું હતું એટલે! બાબરા! એની કરચે કરચ ઉડાડી દે!'

બાબરાએ એક મક્કમ પગલું આગળ ભર્યું. તેણે પોતાનો લોહદંડ જેવો હાથ ઊંચો કર્યો. એક વજ્જર મૂઠી વિમાન ઉપર પડી — તેની સાથે જ અંદરની રચના તૂટી પડી. બાબરાએ પાસેની શલ્યા ઉપાડી.

રાજા ત્યાંથી તરત આઘો ખસી ગયો. ત્રિભુવન ને જગદેવ પણ પાછળ ચાલી નીકળ્યા. ત્રિભુવનનું અંતર આજે અનેક ભાવથી ભર્યું હતું. એણે સિદ્ધરાજને એના શુદ્ધતમ

સ્વરૂપમાં અત્યારે દીઠો. પોતાના પરાક્રમથી જ એક પરંપરા સ્થાપવી — ને એ પરંપરા ટકાવવી — એ જ જાણે કે એનો જીવનમર્મ હતો. પણ રાજસિંહાસન વિષે જે વાત નૈમિત્તિકે મીનલદેવીને કહી હતી એ એને અત્રે સાંભરી આવી. એ રાજભક્ત હતો. એ ઝાંખો પડી ગયો.

એટલામાં એણે પોતાના ખભા ઉપર કોઇનો હાથ દબાતો અનુભવ્યો. એ અટકી ગયો. જગદેવ પરમાર એને કાંઈક કહેવા માટે રોકી રહ્યો હતો. સિદ્ધરાજ એકલો આગળ ચાલતો રહ્યો.

'હેં!...' ત્રિભુવનના કાનમાં જગદેવે કાંઈક કહ્યું, ને એ તો સ્થિર જડ બની ગયો. તે આગળ વધી શક્યો નહિ. કે પાછળ પણ જઈ શક્યો નહિ. તેનાથી આશ્ચર્યમાં અવાજ નીકળી ગયો: '' અરે! હેં! ખરેખર? પરમાર! પણ ત્યારે તમે આજ દિવસ સુધી બોલ્યા નહિ..? અરે! પરમાર! તમે તો અમારી પાટણની આબરૂ લીધી— ભારે કરી! હવે?' તે સ્તબ્ધ જેવો ઊભો રહી ગયો.

'હું તો જવાનો હતો.. આજે જ ... પણ રજપૂતીને ઉજ્જવલ રાખવા, જેમણે આવી હાથ ચડેલી સિદ્ધિ કાંઇ ન હોય તેમ ફેંકી દીધી — હવે એની પાસે પ્રકટ થયા વિના હું જાઉં — તો એમાં મારું ભૂષણ શું? રજપૂતીને જોવી ને એમાં રાચવું એ તો મારો જીવનધર્મ છે. એટલે મેં તમને આ કહ્યું. અને સાથે જ મારી એક તમારી પાસે હવે યાચના પણ છે!'

'શી?'

'આજની જુદ્ધમંત્રણાને અંતે તમે લાટ જવાના છો

એ વાત તો મને મળી હતી — મને આંહીં બીજો રસ તો કાંઇ હતો નહિ. સર્પ જેમ કાંચળી તજે તેમ મેં જે તજ્યું એ તો તજ્યું જ છે — એટલે મારે તો આંહીંથી જવું હતું હિમાળો — કેદારજાત્રાએ. વચ્ચે એક થાનક છે — વિજયપાલ ચુડાલાનું. એ પણ જોવું છે! એટલે તો હવે આંહીંથી જ મહારાજની વિદાય રજા લઉં — એ મારી યાચના છે. હવે હું ત્યાં જુદ્ધમંત્રણામાં નહિ આવું!'

'પરમાર! તમે તો..' ત્રિભુવનપાલને શું કરવું તે સમજણ પડતી ન હતી. તેણે આગળ ચાલ્યા જતા મહારાજની પાછળ દોટ મૂકી.

'મહારાજ! મહારાજ!' તે ઉતાવળો શ્વાસભેર બોલ્યો.

'કેમ? શું છે ત્રિભુવન? શું થયું છે?'

'પ્રભુ! જગદેવજી પરમાર, પરમાર જગદેવજી, પ્રકટ થઈને — જવા માગે છે!'

'પ્રકટ થઈને જવા માગે છે એટલે? તું શું કહે છે, ત્રિભુવન! ક્યાં ગયા જગદેવજી પોતે?'

'મહારાજ! એ તો માલવાના *લક્ષ્મદેવ છે!'

'હેં! હેં! ત્રિભુવન! શું? કોણે કહ્યું? એ લક્ષ્મદેવ છે? માલવાના આંહીં? કાંઈ ગાંડો થયો છે? લક્ષ્મદેવ તો ક્યારના સિધાવી ગયા છે!'

'ના, પ્રભુ! ના, એ પોતે જ છે. એમણે પોતે કહ્યું ને. આવી અનુપમ સિદ્ધિ આમ ચપટી વગાડે એમ મહારાજે છોડી દીધી, શુદ્ધ રજપૂતીનો રંગ જાળવવા, એ જોઈને

*આને માટે 'રાજકન્યા' તથા 'જયસિંહ સિદ્ધરાજ'માં આવ્યું છે.

એ પોતે ડોલી ગયા! એટલા માટ એ મહારાજને મળીને વિદાય લેવા માગે છે..! મહારાજ પાસે પ્રકટ થયા વિના જવું એમને હવે આકરું લાગ્યું. આ આવે પ્રભુ!..'

સિદ્ધરાજને એક વિચાર આવ્યો તેવો જ ઊડી ગયો. કેટલાક પુરુષો બીજું ગમે તે કરે, પણ આ તો ન જ કરે એવી એમની છાપ પડી જાય છે. જગદેવ એવાઓમાં હતો. તે સાહસ કરે, દગો નહિ કરે. માલવાનો તો હશે જ — છે — ને લક્ષ્મદેવ મરાયો કહેવાતો, તે હોય તો ના નહિ!'

એટલીવારમાં તો જગદેવ આવી ચડયો. સિદ્ધરાજે એની સામે જોયું. તે બે ડગલાં સામે ચાલ્યો: 'અરે! માલવરાજ! અવંતીનાથ! અમને આમ છેતરાય? હવે અમારે તમારી ક્ષમા પણ શી રીતે માગવી? તમે ઊઠીને.. અમને શંકા તો ક્યારેક ઊઠતી..' સિદ્ધરાજ એને બે હાથે ભેટી પડયો.

'પ્રભુ! હું માલવરાજ નથી,' જગદેવ કહ્યું: 'અવંતી-નાથ પણ નથી. માલવાનો પણ રહ્યો નથી. હું તો રજપૂત છું. મેં પહેલેથી જ એ કહ્યું હતું. આજ તો આપની આ રજપૂતી જોઈ ને મન ડોલી ઊઠયું! મળ્યા વિના જવાનું મન જ ન હાલ્યું! ને મળ્યા ત્યારે સાચા મળીએ એમ અંતર બોલી ઊઠયું. પણ એ વાત જ જાણે જવા દો, મહારાજ!'

'તે ભલે, પણ હવે તમને આંહીંથી જવા કોણ દેશે, જગદેવજી? તમને હવે કાંઈ જવા દેવાય?'

'મહારાજ! મારો વખત તો હિમાચળે જવાનો ક્યારનો ભરાઈ ગયો છે. વચ્ચે એક તીર્થ છે એ કરતો જાઈશ! ને

ચાલ્યો જઈશ ! હું તો જાત્રાળુ છું ! મહારાજને મળ્યો ત્યારે મેં એ જ કહ્યું હતું, સિદ્ધરાજ એની સામે જોઈ રહ્યો: 'જગદેવજી ! પણ ત્યારે તમે તો પાટણને . . .'

'પ્રભુ ! એટલે તો હું આંહીંથી જ વિદાય લેવા માગું છું. ઘોડો પણ મારો તૈયાર છે ! નહિતર પણ આજે ત્રિભુવનપાલજી વિદાય લે એટલે હું જવાનો હતો !'

જયસિંહને એક ક્ષણ તો શો પ્રત્યુત્તર આપવો એની સમજણ પડી નહિ. ત્રણે જણા એવા વાતાવરણમાં હતા કે બીજો કોઈ વિચાર તો તેમાં સ્થાન મેળવે તેમ ન હતો.

'જગદેવજી ! હવે થોડા દી થોભી જાઓ, ત્યારે !' સિદ્ધરાજ બોલ્યો.

'ગૂર્જરેશ ! કેટલાકને એમનો નિર્માણકાલ હોય છે. મારે હવે જવું જોઈએ ! ને મહારાજને તો આવતી કાલથી જુદ્ધે ચડવું પડશે !'

'પણ બધાને એક ચમત્કાર લાગશે !'

'આંહી જે મહારાજે જાણ્યું, તે મહારાજ માટે જ છે. મારે કેદારતીર્થ બાકી રહ્યું છે. અને વચ્ચે એક મહાન રજપૂતી તીર્થ છે. મારે એ જોવાની ક્યારની ઇચ્છા પણ છે ! ત્રિભુવનપાલજી ! તમને તો ખબર હશે ?'

'શાની ?'

'જેમ નદીકાંઠો, પર્વતમાલા, વનરાજિ, ઝરણાં, એ સઘળાં તત્ત્વજ્ઞો માટે ને કવિઓ માટે તીર્થો છે, તેમ પાળિયા, રણક્ષેત્રો, ખંડેરો, સતીશૂરાનાં થાનક, એ રજપૂતી રંગને જીવંત રાખવા માટેનાં તીર્થો છે. એવું તીર્થ ત્યાં છે — વલ્લમંડલના રેતીપ્રદેશમાં. ત્યાં એક થઈ ગયા—વિજયપાલ સુકાલા !'

'વિજયપાલ ચુડાલા ?'

'મહારાજ ! એને માતાની ઉપાસના હતી. હાથમાં ચુડલો રહેતો. એણે માતાની સમક્ષ એક પ્રતિજ્ઞા કરી. દેશ ઉપર, એક વખત, મહારાજ ભીમદેવના સમયમાં આવી હતી તેવી, આપત્તિ આવી; ધાડાં ને ધાડાં પરચક્રીઓ આવ્યાં. ચુડાલાએ એ વખતે રજપૂતી રંગ રાખ્યો. માતાને એણે વેણુ આપ્યું કે હે મા ! બીજું તો શું ? જો આ પરચક્રીઓને હરાવું તો મારું પોતાનું શીશ માને ચરણે ધરાવું ! વિજય — વિજયનું એક મોટું લાંછન છે, મહારાજ ! વિજય મેળવ્યા પછી સત્તાનો શોખ જાગે. કીર્તિનો મોહ થાય. પણ યુદ્ધ — ધર્મયુદ્ધ હોય, તો રજપૂત એમાં ખપી જાય એટલે બસ. એનું કામ પૂરું થાય. ચુડાલો તો માને નામે જુદ્ધે ચડયો. પરચક્રીઓને એણે હરાવ્યા. પછી અરધી રાતે વિજયપાલ માને શીર્ષસમર્પણ કરવા એકલો જાય છે — અને માએ પોતાનું સુવર્ણકંકણ પોતાને સ્વહસ્તે વિજયપાલના હાથમાં પહેરાવ્યું છે — ત્યારથી એ વિજયપાલ ચુડાલો કહેવાયો, એવી વાત છે. એ તીર્થ મારે, મહારાજ ! કરવાનું છે !'

વિજયપાલની વાતે જયસિંહદેવ એક ઘડીભર ઊંડો ઊતરી ગયો. એને પોતાને જગદેવનો હિંગળાજ ચાચરનો અનુભવ સાંભરી આવ્યો. ત્યારે પણ ત્રિભુવન, પોતે ને જગદેવ ત્રણ હતા. આજે પણ એ જ ત્રણ હતા.

જગદેવ આગળ વધ્યો: 'મહારાજ ! હવે તો મળીએ ત્યારે ! પણ કોઇ દી કોઈ સંભારે તો કહેજો કે એક જગદેવ પરમાર આંહીં આવ્યો હતો ! પેલું નામ — એ તો મરણ

પામ્યું છે — ત્રિભુવનપાલજી! મને મહારાજ! હવે વિદાય દ્યો!' જગદેવે બે હાથ જોડયા.

એ ઘડી હૃદયનો ભાર અનુભવતા સૌ ત્યાં શાંત ઊભા રહ્યા. થોડીવાર પછી જગદેવે શીર્ષ નમાવ્યું: 'મહારાજ!' એણે વિદાય માગી.

ત્રિભુવનપાલ ને સિદ્ધરાજ બન્નેનાં શીર્ષ એકસાથે જગદેવને નમ્યાં. એમને લાગ્યું કે એક ખરો રજપૂત ધર્મ-પુરુષ એમને આંગણેથી ચાલ્યો જાય છે: પણ એને રોકી શકાય તેમ ન હતું.

એને જતો બન્ને જોઈ રહ્યા. એ અદૃશ્ય થયો કે સિદ્ધરાજે ત્રિભુવન તરફ જોયું. 'ત્રિભુવન! એમ લાગે છે, જાણે કોઈ માણસ નહિ, પણ વાતાવરણ ચાલ્યું ગયું! એની પાસે રજપૂતી હતી! અને વાત તદ્દન સાચી છે એની — તમારાં શસ્ત્ર અસ્ત્ર ખરાં, પણ તમારી માની સાચી ઉપાસના જ, તમને શક્તિ આપે છે. બીજું બધું પછી.'

'એટલે તો મહારાજ! આજ છેલ્લી પળે પ્રકટ થયા વિના એ જઈ શકયો નહિ! રજપૂતીની ઉપાસના — આપણને પણ લાગે છે કે, એ માલવાનો ન હતો. ભારતવર્ષનો પણ ન હતો. એ તો અણિશુદ્ધ રજપૂતીનો વારસ હતો. એ જ્યાં હોય ત્યાંનો જગદેવ! પછી એ પૃથ્વીનો ગમે તે ખૂણો હોય!'

ત્રિભુવન અને સિદ્ધરાજ બન્ને મંત્રણાસભામાં પાછા ફર્યા. બેમાંથી કોઈ કાંઈ બોલ્યું ન હતું. બન્નેને જગદેવ પરમારની રજપૂતીની ઉપાસનાએ વિચારતરંગમાં મૂકી દીધા હતા.

એમણે પ્રવેશ કર્યો. ઉદયન, મુંજાલ અને મીનલદેવીએ તેમની સામે જોયું. સૌને લાગ્યું કે કાંઈક અવનવું બન્યું છે. ત્રિભુવનના ચહેરા ઉપરથી ઉદયને અનુમાન કર્યું કે એના અંતરમાં ઊંડો જખમ થયો છે. એટલામાં મીનલદેવીએ પૂછ્યું:

'પરમાર ક્યાં ગયા, જયસિંહદેવ?'

'એમને, મા! મેં અગત્યના કામે મોકલી દીધા છે. હવે એ આ મોરચે નહિ હોય.'

'નહિ હોય!'

'ના. અને ત્રિભુવન પણ લાટ જાય છે!'

'હેં બેટા! ત્રિભુવન! જાય છે તું?' મીનલદેવીએ હેતથી કહ્યું. ત્રિભુવન ઇચ્છી રહ્યો કે એને આ હેતાળ શબ્દો કરતાં મીનલદેવીએ બે તમાચા માર્યા હોત! તે મીનલદેવીને પ્રત્યુત્તર આપી શક્યો નહિ. માત્ર હાથ જોડીને તેણે તેને નમન કર્યું. પછી તે આગળ વધ્યો: ને જયસિંહદેવની સમક્ષ પોતાનું શીર્ષ નમાવીને એક ક્ષણભર ઊભો રહ્યો.

તે બોલ્યો ત્યારે એનો અવાજ રૂંધાતો હતો: 'કાકા!' તેના સ્વરમાં કરુણતા હતી: 'મારી એક જ માંગણી છે. મારા બાપનું પરંપરાનું તેજ મને જાળવવા દેજો. મહારાજને ગમે તે ક્ષણે, ગમે ત્યાં, ને ગમે તે જોખમમાં મારો ખપ પડે, ત્યારે મને સંભાર્યા વિના ન રહે—એટલી જ મારી યાચના છે. હું હવે જાઉં છું, કાકા! બા!'

તેણે બે હાથ જોડીને મીનલને પ્રણામ કર્યા. તે બીજા કોઈની સામે જોઈ પણ શક્યો નહિ. તે ઝડપથી ત્યાંથી સરી ગયો. અને થોડીવારમાં જ એના ઘોડાના ડાબલાનો અવાજ સૌને કાને પડ્યો.

'હવે શું કરવું છે, જયદેવ?' મીનલે એ અવાજ શમી જતાં તરત પૂછ્યું.

'શાનું, મા?'

આ તેં ઉપાડયું છે એનું?'

સિદ્ધરાજે મીનલદેવીના દ્વયાશ્રયી અર્થને એકદમ પકડી પાડ્યો. તેણે પણ એવો જ પ્રત્યુત્તર વાળ્યો: 'જુઓ, મા! હું કોઈ કામની શરૂઆત વગર વિચાર્યે કરતો નથી. કામ શરૂ કર્યા પછી એમાંથી પાછો ફરતો નથી!'

'પણ માલવાનો વિચાર કર્યો?'

'મેં તમામ વિચાર કર્યો છે, મા! માલવાનું કુદરતી સ્થાન ભારતવર્ષના નેતૃત્વનું છે. એ સ્થાન હવે ગુજરાતને મળે—એ માટેનો આ પ્રયત્ન છે.'

'પણ, મહારાજ! આ જુદ્ધ વિષે પહેલાં વિચાર કરોને. એનું શું કરવું છે?'

'આપણે સૌ એ વિચાર કરીએ. મને લાગે છે કે જ્યાં સુધી દુર્ગ છે ત્યાં સુધી ખેંગાર અજિત છે.. અને રાણક છે....' સિદ્ધરાજનું વાક્ય એના મોંમાં જ રહી ગયું.

સામેથી કૃપાણ ઉતાવળો ઉતાવળો આવી રહ્યો હતો.

## ૨૨. કેશવનું વિષપાન !

કૃપાણ આવ્યો. દેખીતી રીતે તેની પાસે અતિ અગત્યના સમાચાર હોય તેમ લાગતું હતું. તે મહારાજને પ્રણામ કરીને બોલ્યા વિના જ ઊભો રહી ગયો. મહારાજે એની સામે જોયું :

'મહારાજ !' કૃપાણ એક ક્ષણભર બોલવું કે ન બોલવું તેનો વિચાર કરી રહ્યો. મુંજાલ એના સામે જોઈ રહ્યો હતો. ઉદયને એની દ્વિધાવૃત્તિમાં કાંઈક ભેદ દીઠો. મહારાજના આજ્ઞાદર્શક સ્વરે એણે બે હાથ જોડીને માથું નમાવ્યું અને પછી કાંઈક અપ્રિય વસ્તુ કહેતો હોય તેમ ધીમેથી ઉમેર્યુંઃ 'મહારાજ ! કેશવ નાયક આવેલ છે !'

કાંકરી પડે તો સંભળાય એવી ગંભીર શાંતિ એક ક્ષણભર વ્યાપી ગઈ. કેશવ નાયકને મહારાજે ગોધ્રકમંડલ-માં મોકલી દીધો હતો એ સૌને ખબર હતી. કેશવ નાયક સોરઠી મોરચે આવે એ મહારાજની ઇચ્છા વિરુદ્ધની વાત હતી. જાણે સાંભળતો ન હોય તેમ મુંજાલ શાંત બેઠો રહ્યો. ઉદયન આ ભેદને પામવા પોતાની તીક્ષ્ણ દૃષ્ટિને વધુ સતેજ કરી રહ્યો. જયદેવ મહારાજનો ચહેરો

પહેલાં જરાક સખ્ત થયો — પછી ધીમે ધીમે એમાં કુમાશ પ્રકટી.

'ક્યાં છે ?' તેણે ધીમેથી કહ્યું.

'મહારાજ ! બહાર ખડા ઊભેલ છે. પાટણથી ઘડિયા જોજની ઓઢી એમને લઈને આવ્યો છે !'

'કોણ છે ઓઢી ? ધાંધલ કે ઓઢલ ?'

'ઓઢલ !'

'આવવા દે . . . એને, જા !'

કૃપાણ બહાર સર્યો. પણ પછી કાંઈક શંકા પડી હોય તેમ એ ધીમે પગલે પાછો આવ્યો.

'મહારાજ ! કોને આવવા . . .'

'કેશવ નાયકને આંહીં મોકલ . . . મેં ન કહ્યું ? મારે એની સાથે થોડી એકલા વાત પણ કરવાની છે !'

હકડુ કરતું મંત્રીમંડળ મહારાજના શબ્દે ઊભું થયું. મુંજાલને એ રુચ્યું લાગ્યું નહિ. રાજમાતા ધીમેથી ઊભાં થયાં. થોડીવારમાં જયદેવ મહારાજ એકલા ત્યાં રહ્યા.

બે પળ ગઈ ને પ્રણામ કરતો કેશવ નાયક ત્યાં આવીને ઊભો રહ્યો. તેનો ચહેરો કાંઈક શ્યામ થયો હતો. તેજસ્વિતા સહેજ ઝંખવાઈ ગઈ હતી. પણ એનો દૃઢ શરીરબંધ હજી પણ એટલો જ આકર્ષક લાગતો હતો. અદ્‌ભુત સૈનિકની એની પ્રણાલિકા હજી જળવાઈ રહી હતી.

એને જોઈને, આ આખું યુદ્ધ આને લીધે જન્મ્યું છે એ વિચાર રાજાને આવ્યો. એના ચહેરા ઉપર આવતું ઝાંખું સ્મિત તરત કઠોરતામાં છુપાઈ ગયું. તેણે બાલપણનાં સંસ્મરણોને ભૂલી જવાનો પ્રયત્ન કર્યો. કેશવ એ કળી ગયો.

'કેમ ?'

રાજાએ 'કેશવ' કે 'નાયક' એમાંથી એકે સંબોધન વાપર્યું ન હતું. કેશવનું હૃદય હૃદયમાં બેસી ગયું. પણ એણે સૈનિકની દૃઢતાથી — પોતાનો એક જ ધર્મ — રાજધર્મ — એને ચોંટી રહેલા સૈનિકની અડગતાથી — જવાબ વાળ્યો:

'મારી વાત આપને એકને માટે જ છે!'

'આંહીં બીજું કોઈ નથી,' રાજાએ ટૂંકો ભાવહીન પ્રત્યુત્તર વાળ્યો. રાજાના પોતાના પ્રત્યેની હજી એવી જ તીવ્ર અપ્રસન્નતાનું કેશવનું વધારે ભાન થયું. પણ એણે એ જ સ્વરમાં વાત આગળ ચલાવી: 'મહારાજ! હું તો રાજસિંહાસનને દ્વારે ઊભેલો ખડો ચોકીદાર છું—મારા મનથી—એટલે તો અચળ આત્મશ્રદ્ધાથી. માલવાની તૈયારી પૂર્ણ થઈ ચૂકી છે. હવે એ હરકોઈ પળે આવશે. એની બન્ને પાંખ — કર્ણાટક ને ચેદિ અત્યારે મિત્રતાભરી છે. ગુજરાત ઉપર એની નજર ક્યારની છે. જે પળ જાય છે — એ હરેક પળ અમૂલ્ય છે. સાંતૂ મહેતાને આ ખબર આપવા, મહારાજ! હું પોતે પાટણમાં આવ્યો હતો. ત્યાંથી વસ્તુનું મહત્ત્વ મહારાજને જ નજર કરવા આંહીં આવ્યો છું!'

'ગોદ્રકમંડલ કાંઈ નહિ કરે?'

'ગોદ્રક મંડલ અડગ ખડકની પેઠે ઊભું રહેશે — પણ એટલું બસ નથી. વળી એક બીજી વસ્તુ પણ છે.'

'શી?'

એક ક્ષણભર કેશવ વિચારમાં પડી ગયો. માલવાના સમાચારની ગંભીરતા દર્શાવવા એ સાંતૂ પાસે આવ્યો હતો. એણે માલવા તરફથી આવતા ભુવનેશ્વરીના સમાચાર

સાંભળ્યા હતા. અવંતીભરમાં એની અદ્ભુત રસજ્ઞતાનો વિષય લોકકંઠે હતો. કેવળ વીરવિક્રમી જમાનાની એ સ્વપ્ન-શિલ્પી સ્ત્રી, જ્યાં રહેતી ત્યાં, પોતાના સાન્નિધ્યથી વાતા-વરણને ફેરવી નાખતી, એમ કહેવાતું. એણે જયદેવ મહારાજને અદ્ભુત મોહિની લગાડી હતી એમ મનાતું. પણ એ માલવાની હતી. માલવા તૈયારી કરી લે — એટલો વખત એ ગુજરાતમાં રહેવાની હોય એમ પણ હોય. એમ કેમ ન હોય ? ને તો પરિણામ શું આવે ?

કેશવને સાંતૂ મહેતાએ પણ એ જ કહ્યું હતું. આંહીં હજી મહારાજ આ યુદ્ધમાં ખૂંચ્યા હતા. રજપૂતી ગૌરવથી દુર્ગ લેવાનું સ્વપ્ન સેવતા હતા. ખેંગાર અડગ હતો. માલવા તૈયાર હતું. આંતરિક દરેક હકીકત માલવાને પૂરી પાડવા માટે આ સ્ત્રી આંહીં હોય — કે મહારાજને જુદે પંથે દોરવા માટે પણ હોય.

એને ખબર મળ્યા હતા કે મહારાજના આગ્રહી સ્વભાવને અને મુંજાલની રાજનીતિને મેળ મળતો નથી.

એટલે ઉદયન, લક્ષ્મીદેવી, સૌ આ તરફ ઢળ્યાં હતાં.

એનો આ વિષય ન હતો. એના વચનની અત્યારે કાંઈ કિમ્મત ન હતી. એને ખબર હતી કે મહારાજ એની હાજરી આંહીં ઇચ્છતા નથી. પણ સોલંકી સિંહાસન પાસે ઊભા રહેવાના પોતાના અચળ સૈનિકધર્મથી પ્રેરાઈને જ એ આંહીં આવ્યો હતો—અપમાન મળે તો એ સહેવા, અપમાનનું પણ વિષપાન કરી લેવા.

મહારાજના પ્રશ્ને એને એક ક્ષણભર તો સંક્ષુબ્ધ કરી દીધો. પણ તુરત એના સ્વભાવની સિંહપ્રકૃતિ એને

પ્રોત્સાહન આપી રહી, 'કેશવ! તું તો સૈનિક છો. સિંહાસની દ્વારપાલ છો. તારે શું છે? તું સૈનિક છે. મુત્સદ્દી નથી. તારે તારો ધર્મ છે!' તેણે બે હાથ જોડયા: 'પ્રભુ! માલવા આપણું પરંપરાગત અરિ છે. અત્યારે આંહીં જુદ્ધ છે. પાટણ ઉપર ભય છે. મારા કરતાં વધારે સમર્થ પુરુષો આંહીં બેઠા છે. આપને કહી ચૂકયા પણ હશે. આજ હું સોલંકી સિંહાસનના એક અકિંચન દ્વારપાલ લેખે આ કહેવા માંગું છું!' જયદેવ તેની તરફ જોઈ રહ્યો.

'કોની વાત છે?'

'મહારાજ! ભુવનેશ્વરી — એને આંહીં અત્યારે ન રાખી શકાય!'

જયદેવે પ્રત્યુત્તર ન વાળ્યો. ઉપેક્ષાથી એણે એની સામે જોયું: 'આ સિવાય કાંઈ કહેવાનું છે?'

'એ નારી પાસે એક મહાન સ્વપ્ન છે. એ સ્વપ્નની છાયામાં રહેનારા નાના વિજયો મેળવતા નથી, અને મહાન સિદ્ધિને ઝંખતા કદાપિ આળસી શકતા નથી!'

'હશે; આ સિવાય કાંઈ છે?'

કેશવને અચાનક એક વિચાર આવ્યો. એણે ઉદયનને આંહીં જોયો હતો—મુંજાલ સાથે. શા માટે એનો ઉપયોગ ન કરવો? રાજા જયદેવને પોતે અત્યારે જે કાંઈ કહેશે — તે અફળ જવાનું છે. તેણે બે હાથ જોડયા: 'મહારાજ! મારું કામ પૂરું થયું! મને લાગ્યું કે માલવાના ભય વિષે મારે જ મહારાજને ખરો ખ્યાલ આપવો.'

'બરાબર!'

સામાન્ય વિવેકપૂરતો રાજાનો પ્રત્યુત્તર કેશવના હૃદયને આરપાર વીંધી નીકળ્યો.

પણ એનામાં સોલંકી વંશ પ્રત્યેની અજબ શ્રદ્ધા હતી. તેણે બે હાથ જોડયા. 'તો તો મહારાજ! હું રજા લઉં. કાલે સવારે તો હું જઈશ!'

'ગોધ્રકમંડલને તૈયાર રાખજે . .'

જયદેવ ઊભો થયો.

કેશવ ભારે હૃદયે ઝાંખા અંધકારમાં બહાર નીકળી ગયો. તેને રસ્તામાં ઉદયન જેવું કોઈક અથડાયું. તેણે ઉતાવળે કહ્યું: 'કોણ? મહેતા? ઉદયન મહેતા છે?'

'હા; કેમ? કોણ તમે?

'હું કેશવ નાયક!'

ઉદયનને એની સાથે વાત કરવામાં અત્યારે રસ ન હતો. ગમે તેમ પણ રાજાની અવકૃપાની છાયાનો અંધકાર એના ઉપર હતો. પણ એટલામાં તો કેશવ ધીમેથી બોલ્યો:

'મારે તમને મળવું છે!'

'આવજો ને . . . સવારે . . .'

'સવારે તો હું ઊપડી જઈશ.'

'કેમ, બસ?'

'આંહીંનું પતી ગયું!'

શું આવ્યો ને શું ઊપડયો એ જાણવું હોય તો ઉદયનને માણસ વાતો કરવા જેવો લાગ્યો: 'તો આવજો, આ યુદ્ધમંત્રણાસભા પૂરી થાય કે હું આ આવ્યો, ડાબે હાથે બે નાડાવા આમ જાશો કે, આપણો મુકામ . .'

કેશવ ઉતાવળે હકારાત્મક ડોકું ધુણાવતો ચાલી નીકળ્યો.

## ૨૩. ઉદયનનો એક જ રાત્રિનો અનુભવ

આજે મંત્રણાસભા શરૂ થઈ ત્યારથી અત્યાર સુધીના થોડા સમયમાં પણ એટલા બનાવોની પરંપરા ઉદયનને જોવી પડી હતી કે એમાંથી કયા બનાવને કેટલું મહત્ત્વ આપવું એ વિષે હજી એ કાંઈ સ્થિર વિચારણા જ કરી શક્યો ન હતો. મંત્રણાસભાની શરૂઆત થઈ—અને પરશુરામ મળ્યો. ત્યાગવલ્લીની વાતનું સાચું મૂલ્યાંકન માંડે તે પહેલાં તો ત્રિભુવન અને જગદેવની વાતે એનું ધ્યાન ખેચ્યું. દંડનાયક ને પરમારની વિદાય વિષે વિચારે ન વિચારે, ત્યાં કેશવનાયક આવ્યો.

અને હજી કોણ જાણે કયો નવો રંગ નીરખવાનો હતો એ કેવળ અનુમાનનો વિષય હતો !

એના સ્તંભતીર્થમાં એક જ રાત્રિમાં આટલા અનુભવો એને ક્યારેય મળ્યા ન હતા.

હવે જ એને લાગ્યું કે પાટણ તો મહેરામણ હતો ને સ્તંભતીર્થ ખાબોચિયું હતું. એની મહત્ત્વાકાંક્ષા જાગી ઊઠી. એનું ખરું સ્થાન જ આંહીં હતું—પાટણમાં.

અને આજે જ્યારે, કેશવ નાયક પાસેથી એ સીધો

ફરી મંત્રણાસભામાં ગયો ને ત્યાં એને રા'નો દાણો એક વખત વધુ દાબવાની કામગીરી મહારાજે પોતે સોંપી, ત્યારે તો એની એ મહત્ત્વાકાંક્ષાને પણ કોઈ જ સીમા ન રહી. એને એમ પણ લાગ્યું કે શા માટે પાટણ જ પૃથ્વીનું કેન્દ્ર રહ્યા કરે—ને કર્ણાવતી, સ્તંભતીર્થ કે ચંદ્રાવતી ગૌણ સ્થાન રાખે ?

સારું હતું કે ઉદયનની એ મહત્ત્વાકાંક્ષાના સાગરનો અત્યારે કોઈ પાર પામવા માગતું ન હતું.

એમાં તો કેંક સ્વપ્નાં હતાં, કેંક યોજનાઓ હતી, કેંક વાતો હતી, કેંક વિવિધ રચનાઓ ભરી હતી.

ઉદયન જ્યારે મોડેથી મંત્રણાસભામાંથી પાછો ફર્યો ત્યારે આજના તમામ બનાવોની મગજમાં નોંધ કરી એના દોકડા મૂકતો હતો. એને મન—પોતે રા'ને મળવા જવાનો હતો, સુલેહના દૂત તરીકે, એના કરતાં પણ એક વસ્તુની મહત્તા આજે ઘણી વધારે હતી—ત્યાગવલ્લીની અને આ પેલો આવ્યો હતો કેશવનાયક—એની. વિચારધારા અટકી પડી. કોઈક દ્વારમાં ઊભીને એને જ પ્રણામ કરી રહ્યું હતું.

'કોણ ?. . કોણ છે ?' ઉદયને ઝાંખા દીપપ્રકાશમાં સહેજ જણાતો માણસનો ચહેરો નીરખ્યો. કોણ હતું એ એકદમ કળી શક્યો નહિ.

'એ તો હું છું, મહેતા !'

'હાં હાં . . નાયક ! ક્યારે ? હમણાં આવ્યા ?' ઉદયને બોલીને ચારે તરફ એક નજર ફેરવી લીધી. કેશવ સમજી ગયો. પોતે મહારાજની અવકૃપામાં છે એ પડછાયો બધે કામ કરી રહ્યો હતો. તે જરાક અંધકારમાં સરી ગયો.

તે બોલ્યો: ' આવીને ઊભો એટલી જ વાર થઈ. દ્વારપાલને પૂછ્યું—ને તમને આવતા જોયા !'

' આવોને—અંદર આવો. આંહીં તો તમારું પાટણનું વાજું—ભૈ ! આંહીં ભીંતને કાન છે. ને કાન ઉપર પાછી સૌને ભીંત છે !'

બન્ને અંદર ગયા. ઉદયને દીપિકાને સહેજ સતેજ કરી. પાઘડી ઉતારી એક બાજુ મૂકી. ગાદીતકિયા ઉપર બેસીને નાયકને નિશાની કરી: ' નાયક ! આંહીં આવો . . આંહીં મારે પણ તમારું કામ હતું !'

પણ એ મનમાં વિચાર કરી રહ્યો હતો. આ માલવાથી આવ્યો છે. પેલી મહારાજની ઘેલછા વિષેનો કાંઈ જાણકાર હોય તો એટલું કઢાવી લેવું; બાકી બહુ રોકવો નહિ. મફતનું મહારાજ પાસે ગાણું થાય.

' તમે ક્યારે—કાલે જ જવા માગો છો ?'

' મારે જવું જોઈએ,' કેશવે ઉત્તર વાળ્યો.

' કેમ ?'

' મહારાજને સમાચાર દેવાના હતા—'

' એ તો કહ્યું મહારાજે—પણ આપણું હવે આંહીંનું થાળે પડે . .'

' હું તમને એ વસ્તુ જ કહેવા આવ્યો છું, પ્રભુ !'

' પણ ભૈ ! આમાં કોઈનું ચાલે એમ નથી. ગજ કોઈનો વાગતો નથી. રા' માનતો નથી. મને એક વખત મોકલે છે મહારાજ, દાણો દાબવા રા'નો—પણ રા' ખેંગાર જેનું નામ—એ કાંઈ માનવાનો છે ?'

'રા' નહિ માને, પ્રભુ! પણ એક વાત છે. તમારા હિતની છે!'

'શી?'

'રા'ની રાણક કદાચ માને!'

'રાણક માને? કેમ? શા આધારે તમે એમ બોલ્યા? રા' ન માને ને રાણક માને એમ? રા' તો લોહનો છે, પણ રાણક તો નરી વજ્જરની છે, એમ મેં તો સાંભળ્યું છે!'

'રા' કોઈનું માને તો માત્ર રાણકનું. ને રાણક માને તેમ છે!'

'શા રીતે?'

'પ્રભુ! આ સોલંકી સિંહાસન પ્રત્યે મને માન છે. હું માનું છું કે હું એનો એક અદનો સેવક છું. આજે હું આંહીં આવ્યો છું એટલા માટે. તમને આ કહું છું એ પણ એટલા માટે. આ વાતની કોઈને ખબર નથી—મહારાજને, મુંજાલ મહેતાને, મા મીનલદેવીને કે કોઈને. પણ જો રાણકદેવી આ જુદ્ધ બંધ કરે તો આવતી કાલે બંધ થાય. એ જો બંધ ન કરે તો કોઈ દિવસ બંધ ન થાય!'

'એ તો છે જ..' ઉદયને સામાન્ય વાત જ સાંભળી હોય તેમ કહ્યું; પણ એ વિચાર કરી રહ્યો હતો: 'એ તો સૌ કહે છે કે રા' લોહનો છે. પણ રાણક વજ્જરની છે!'

'અને એને રા' ઉપર નિરવધિ પ્રેમ છે!'

'એ તો હોય જ — એમાં નવાઈ શી?'

'એમ નથી — એ પ્રેમને કોઈ સીમા નથી. દુર્ગ

અને દેશ પડશે પણ રા' નહિ પડે. રા' તો ત્યારે જ પડશે — જ્યારે રાણક નહિ હોય!'

ઉદયનને આવી વાત સાંભળવાનો વખત ન હતો. એણે કેશવને ધીમેથી મૂળ વાત ઉપર મૂક્યો.

'તમે કહ્યું — આ વાતની કોઈને ખબર નથી.'

'હા, પ્રભુ! જ્યારે તમારાં સઘળાં સાધન ખૂટે—બધાં જ શસ્ત્રઅસ્ત્ર તમે વાપરી નાખો, ત્યારે આ જે હું એક આપું છું, દર્ભની સળી, તે વાપરજો!'

'હા . . આ . . ! આ તો નાયક! તમે નવી નવાઈની વાત કરી. પણ રહો . .'

ઉદયન ઊભો થયો. તે ચારે તરફ આંટો મારી આવ્યો.

ઉદયનની આ સાવચેતીએ કેશવનો અવાજ વધારે ધીમો કરાવ્યો. તે બહુ જ પાસે આવ્યો, અત્યંત ધીમેથી બોલ્યો:

'તમે ક્યારે કાલે જવાના છો, પ્રભુ?'

'કાલે પ્રભાતે. કાલે ત્યાં — ધારાગઢ દરવાજે.— પ્રભાતે કોઈ રા'ને મળવા માગતો હોય — સાંધિવિગ્રહિક વગેરે તો — કિલ્લામાં દાખલ કરે છે. આપણે કહેવરાવ્યું છે રા'ને, એટલે સવારે જ જવું પડશે!'

'થયું ત્યારે તો — હું આવી ગયો, એ ઠીક થયું. જ્યારે તમામે તમામ દલીલો ખૂટે ત્યારે આટલું કહેજો . .'

'શું?'

'પહેલાં પ્રભુ! મારી વાત સાંભળો. મારી એક જ વાત છે.! હું મારી જાતને પોતાની મેળે જ સોલંકી વંશી સિંહાસનનો દ્વારપાલ ગણું છું. મહારાજ જયદેવને એટલા

માટે જ હું છેક ત્યાંથી આજે મળવા આવ્યો હતો.'

'કેશવ નાયક! તમારી શ્રદ્ધા અચળ છે. રાજભક્તિ સૌ જાણે છે. જયદેવ મહારાજ પ્રત્યે — અમે પણ — હું મારી વાત કરું છું, પ્રીતિ ધરાવીએ છીએ. સફળતા મળશે— તો વિજય આપણો સૌનો છે!'

'અને જો કદાચ પ્રભુ નિષ્ફળ નીવડો — તો આ યુદ્ધ આંહીં લંબાય, માલવા તૈયાર થાય. એ વખતે પ્રભુએ તાત્કાલિક એક પગલું ભરવું પડે. એ પગલું ભરવાનું વેણ મને મળે—તો આ વાતનો ઉપયોગ છે.'

ઉદયન વિચાર કરી રહ્યો.

'વાત આપણા સૌના હિતની છે. માત્ર હિમ્મતથી કોઈ કરતું નથી. તમારા વિના કોઈ કરી શકશે પણ નહિ. હું તમને મળવા આવ્યો છું — એ આટલા માટે, પ્રભુ!'

'જુઓ, નાયક! હું કાં બોલતો નથી; બોલું છું તો ફરતો નથી. મહારાજ જયદેવના ઉત્કર્ષમાં આપણો સૌનો ઉત્કર્ષ છે. એવું કામ — તમે સોંપો — ને થાય તેવું હોય તો હું ન કરું, એ તો કેમ બને?'

કેશવ કાંઈક વિચારમાં પડી ગયો લાગ્યો. પછી તે ધીમેથી શાંત અવાજે બોલ્યો: 'પ્રભુ! જ્યારે તમામ શસ્ત્ર-અસ્ત્ર અફળ જાય — ત્યારે એક વસ્તુ માગજો!'

ઉદયન તેની સામે જોઈ રહ્યો.

'રાણકદેવીને મળવાનું માગજો. ને જ્યારે દેવી મળવા આવે — રાણકદેવી — ત્યારે કહેજો, કે કેશવ નાયકે 'જય સોમનાથ' કહેવરાવ્યા છે!'

ઉદયન સાંભળી રહ્યો. કેશવ ગંભીર બની ગયો હતો.

'આ વાત પાછળથી પણ, પ્રભુ ! કોઈને કહેવાની નથી. અને મારો આટલો સંદેશો—રાણકદેવીને મળો ત્યારે પહોંચાડજો !'

'શો ?'

'દુર્ગ કોણ બનાવે છે ? માણસ. રાષ્ટ્ર કોણ બનાવે છે ? માણસ. એ જ્યોત અખંડ રાખવી હોય અને રા' જેવા નરપુંગવની — તો આ જુદ્ધથી રા' ને છોડાવો. તમે જ છોડાવી શકશો. તમને લક્ષ્મી નથી સાંભરતી ?' આટલું કહેજો. કેશવ શબ્દ તો પંદર બોલ્યો હતો, પણ એના ચહેરા ઉપર એની વ્યાપક અસર થઈ ગઈ હતી. ઉદયને એ જોઈ. પોતાની કોઈ પવિત્ર ભાવનાને પોતે ઘા માર્યો હોય એમ કેશવ એક પળ વ્યગ્ર બેઠો રહ્યો.

'નાયક ! આ શાની વાત છે ?' ઉદયનને આશ્ચર્ય થયું.

'એના જેવી દેવી, કેવળ વજ્જરની બનેલી હોય તે જ માત્ર સહી શકે, એવી આ વાત છે. આ વાત, પ્રભુ ! રા'ના નિર્વંશ જવાની છે !'

વીજળીના વેગે ઉદયનના મગજમાં એક વિચાર આવીને ચાલ્યો ગયો. એને સ્તંભતીર્થનો એક અદ્દભુત સાધુ સાંભરી આવ્યો. દક્ષિણના નૈમિત્તિકે મીનલને કહ્યું કહેવાતું હતું તે સાંભર્યું. જયદેવ મહારાજ ઉપર પણ એવો જ શાપિત શંકુ લટકતો હતો. એને તરત પરશુરામ — ત્યાગ-વલ્લી — ને પરશુરામે કહેલી વાત યાદ આવી ગઈ.

એટલામાં કેશવ બોલ્યો: 'પ્રભુ ! આ વજ્રપ્રહાર છે. હૃદય આ ઘા મારતાં ધ્રૂજે છે. પણ કદાચ — સંધિ

આવે તો આમ આવે !'

ઉદયનને પોતાના અભ્યુદયની આ કથાએ વધારે સતેજ કરી મૂકયો હતો. પોતે સફળ થાય—કદાચ થાય તો એની મહત્તા વધે.

'નાયક ! તમે તો અમોઘ શસ્ત્ર આપ્યું છે. હવે તમારી વાત શી છે તે કહો. શું કરવાનું છે ?'

'મારી વાત તો તદ્દન સહેલી છે. તમારામાં હિમ્મત છે. પ્રભુ ! મહારાજ ભુવનેશ્વરીને છોડે નહિ, તો આંહીં આંતરવિગ્રહ જન્મે—માલવા એનો લાભ ઉઠાવે . .'

'હાં હાં . . પેલી . .'

'એટલે એને જ રવાના કરી દીધી હોય . .'

ઉદયને ચિંતાભરેલા ચહેરે એની સામે જોયું. એ પોતે આ કરવાનો તો હતો. પણ જે વાત પરશુરામે કહી એની આને ગંધ હશે ? નહિ ? કે આ પોતાના તાનમાં છે ?'

'એ તો થાય—જોખમ પૂરું; પણ થાય, એમાં મહારાજ સામે થવાનું—ને પાછું અપ્રકટ રહેવાનું . . . એમ બે કામ કરવાં પડે, નાયક !'

બહારથી દ્વારપાલને પ્રવેશતો જોઈને ઉદયન બેઠા જેવો થઈ ગયો. 'પ્રભુ ! પરશુરામ મહેતા આવ્યા છે ! . .'

'હેં ? હેં ! પરશુરામ ? એ કયાંથી ?'

એટલામાં તો પરશુરામ આવી રહેલો નજરે પડયો. ઉદયને એક ચિંતાભરી દૃષ્ટિએ કેશવને નિહાળ્યો. એને સામેથી કાઢવો—એ હાથે કરીને પોતાની વાત પ્રકટ કરવા જેવું હતું. પરશુરામના સામે ગયા સિવાય કેશવને

બહાર જવાનો બીજો રસ્તો ન હતો. ઉદયને ઉતાવળે — પાસેના એક વસ્ત્રખંડ તરફ દૃષ્ટિ કરી. એને સાંભર્યું. એમાં કોઈ ન હતું. તેણે ઉતાવળે પરશુરામ સામે જતી વખતે કેશવને એમાં જવાની નિશાની કરી દીધી. 'આવ ! પરશુ-રામ !' એ શબ્દ બોલ્યો ન બોલ્યો, ત્યાં તો પરશુરામના પગલાં ખંડમાં પડ્યાં હતાં. ઉદયનના શબ્દો પણ એના મોંમાં જાણે પાછા ચાલ્યા જતા હોય તેમ એ ધીમા અતિ ધીમા થઈ ગયા. પરશુરામની પાછળપણ કોઈક આવી રહ્યું હતું. એ કોણ ? અને તેમાં પણ અત્યારે એક નારી ? એ શું ?'

## ૨૪. દેવી ભુવનેશ્વરી

'પરશુરામ !'

'કાકા ! આ દેવી ભુવનેશ્વરી !' પરશુરામે તરત કહ્યું: અને પછી ઉદયનને બતાવીને પેલી સ્ત્રીને કહ્યું: 'આ મંત્રીજી !' 'આપણે વાત થઈ એ પ્રમાણે, કાકા ! હું જવાનો હતો—ત્યાં એ રસ્તામાં જ મળી ગયાં. પણ આંહીં આપણને કોઈ સાંભળે, તેમ તો નથી નાં? એમણે થાપ મારી છે. જેવા તેવાને નહિ, લક્ષ્મીદેવીને. એટલે સંભાળવાનું છે !' પાછલા શબ્દો પરશુરામ અતિ ધીમેથી બોલ્યો હતો. અંદર ગૂપચૂપ બેઠેલા કેશવના કાન સરવા થઈ ગયા હતા. પણ ઉદયન પોતા વિષે કાંઈ બોલ્યો હોય એમ લાગ્યું નહિ. કારણ કે પરશુરામ હજી આગળ વધી રહ્યો હતો: 'અને આ ભેટો પણ, કાકા ! અકસ્માત જ થઈ ગયો !'

'એમ ?' ઉદયને કહ્યું. પણ એ હજી ક્ષોભમાંથી મુક્ત થયો ન હતો. એને પરશુરામની બુદ્ધિનો બહુ વિશ્વાસ ન હતો. એનામાં સાહસિક ઘોડા કરવાની શક્તિ ભલે હતી. પણ આંહીં એ અત્યારે આને લાવ્યો—એમાં એક તો બાજી ખુલ્લી પડી જતી હતી; અને બાજું આ ભુવનેશ્વરીની

પરિસ્થિતિનો કે એના અધિકારનો સાચો ખ્યાલ હજી મળ્યો ન હતો. એણે કાંઈક વ્યગ્રતાથી પરશુરામ સામે જોયું અને પછી એણે વાપરેલ દેવી શબ્દના ખ્યાલે એ બે હાથ જોડીને આસન તરફ એને દોરતો હોય તેમ અભિનય કરતો ઊભો રહ્યો. ભુવનેશ્વરી આગળ વધી. ત્યાં બેઠી. એના મોં ઉપર દીપકનો પ્રકાશ આવી રહ્યો હતો. એક ક્ષણ શાંતિ થઈ ગઈ. કેશવે એક ઝીણી તરાડમાંથી દૃષ્ટિ કરી. અને એ છક્ક થઈ ગયો. એનું આખું શરીર કોઈ દિવ્ય વસ્તુ જોવાનો આનંદ મેળવતું હોય તેમ એક પ્રકારનો નશો અનુભવી રહ્યું. આ ભુવનેશ્વરી ? આ તો ખરેખર અદ્ભુત છે. અત્યારે એના શરીરને થાક હતો, થોડો વિષાદ હતો—છતાં એ ચહેરો પોતાની રમણીયતા પ્રકટ કરતો હતો. કેશવને લાગ્યું કે એક વખત જોયા પછી એ ચહેરો ભૂલ્યો ભુલાય તેવો ન હતો. એને લાગ્યું કે જયદેવની વિક્રમી સૃષ્ટિનાં બીજને જલ સિંચનારી આ જેવી તેવી તો નથી જ. એટલામાં અત્યંત મધુરતમ અવાજ એને કાને આવ્યો : ' મંત્રીજી ! '

ભુવનેશ્વરી ઉદયનની મૂંઝવણ કળી ગઈ લાગી : ' હું આંહીં આવી—મંત્રીશ્વર ! કારણ કે મારે જવાનો આ એક જ માર્ગ છે—દ્વીપ થઈને સ્તંભતીર્થ. પછી ત્યાંથી હું અવંતી જઈશ '.

' અવંતી ? ' ઉદયને પરશુરામ સામે અર્થવાહી દૃષ્ટિથી જોયું—એણે જે વાત કહી હતી એની સત્યતાઅસત્યતા જાણવા માટે.

' એ તો ઠીક, કાકા ! સ્તમ્ભતીર્થનો આપણો ગરીબ આરસી મહાલય—એમના જોવાને નજરમાં ન આવે—પણ

આપણે કાંઈ આપણું ધન્યભાગ્ય થોડુંક જતું કરીશું ? એ તો, સ્તમ્ભતીર્થ પહોંચ્યા પછીની વાત પછી !'

પણ ઉદયનને તો નિશ્ચયાત્મક વાણી જોઈતી હતી. કાવ્ય તો એણે ઘણાં સાંભળ્યાં હતાં. એનો *વાગ્ભટ જ કાવ્યો કરતો !

પણ પરશુરામના પ્રત્યુત્તરમાંથી ઉદયનને ન મળેલો આ નારીનો પરિચય એણે પોતે જ આપવો શરૂ કર્યો : 'મંત્રીજી ! હું આંહીં આવત નહિ—શું કરવા આવું ?— તમને મારા પરિચયથી અત્યારે તો કેવળ વ્યગ્રતા જ મળે. પણ હું અવંતીની છું, અવંતીથી આવી છું ! અવંતી ભારતવર્ષનું સંસ્કૃતિધામ છે. હું ત્યાંની છું. મારી પાસે એક દિવ્ય વસ્તુ છે. માટે હું આવી છું ! તમને એનો પરિચય આપવા . . . ક્યારેક કામ લાગે.'

ઉદયનને લાગ્યું કે આવી વાણી—આવા અવાજ અને અર્થવાળી વાણી—આજે એણે પહેલવહેલાં જ સાંભળી. કોઈ કોઈ સમય, સંસ્કૃત મહાકાવ્યોની નાયિકાનો પ્રસન્ન ટંકારવ, ક્યારેક સાધુ હેમચંદ્ર પોતે, સ્તમ્ભતીર્થમાં બોલતા, ત્યારે એ અવાજમાં આવો જબરજસ્ત આત્મશ્રદ્ધાનો ગૌરવી રણકો સંભળાતો. તાત્કાલિક લાભની કેડી ઉદયન ભૂલી જતો જણાયો. કેશવ તો અંદર રહ્યો આ નારીની વાણીનું પાન કરવા માંડ્યો હતો; પરશુરામ અર્ધમિલિત નેને એની સામે જોઈ રહ્યો હતો.

'હું આંહીં આવત નહિ,' ભુવનેશ્વરીએ કહ્યું: 'શું

* વાગ્ભટ ઉદયનનો પુત્ર—જે કુમારપાલના સમયમાં મહા-અમાત્ય થયો હતો, એ વાગ્ભટ. સોમના પુત્ર વાગ્ભટ કવિથી એ જુદો છે. આંહીં તો તે સમયની પ્રણાલિકાનો માત્ર ઉલ્લેખ છે.

કરવા આવું? કેવળ તમને વ્યગ્ર કરવા માટે? પણ ના, મારે તમને મારો પરિચય આપવો જોઈએ. તમે ગમે તેમ, પણ આંહીં મંત્રી છો. બીજા કોઈને હું ઓળખતી નથી. મારી પાસે એક વારસાની વસ્તુ છે. હું એવી નારી છું— ઉદયનજી! હું પરંપરાને વહન કરનારી નારી છું. હું એ શક્તિ ધરાવું છું. તમને લાગે કે હું કોઈ રાજકારણની દાસી હતી — પણ ના, ના; ના. આજે જ્યારે આખા ભારતવર્ષમાં કોઈને પણ શ્રદ્ધા રહી નથી, વીર વિક્રમના પુનરાગમનની — ત્યારે માત્ર હું એક જ — હજી પણ એ શ્રદ્ધા ધરાવું છું. વીર વિક્રમ આંહીં આ પૃથ્વી ઉપર આવશે. આવે. ખુદ વિક્રમની અવંતી નગરીમાં પણ — મારી શ્રદ્ધામાં હું એકલી જ છું. હું કાંઈ હોઉં તો આ — છું!'

'અને આંહી હું શા માટે આવી એમ?' ભુવનેશ્વરી પોતે જ પોતાને પ્રશ્ન કરી રહી. એના ચહેરા ઉપરથી થાકનાં ચિહ્ન અદૃશ્ય થઈ ગયાં હતા. તે કોઈ દિવાસ્વપ્ન જોતી હોય એમ હવે બોલી રહી હતી: 'આંહીં હું આવત નહિ. આંહીં શું કરવા આવું? પણ હું તો નારી છું. રાજકારણની દાસી નથી. કોઈની સ્ત્રી નથી. કોઈની રાણી નથી. કોઈની રાણી થવાની મને તમન્ના નથી. હું તો નારી છું—હું પરંપરાને વહન કરવાની શક્તિ ધરાવું છું. વીર વિક્રમી સ્વમના પુરુષસિંહને હું શોધી રહી હતી. ગુરુ ભાવબૃહસ્પતિએ કહ્યું કે જયદેવમાં વિક્રમી સત્ત્વ છે. એની પાસે પરંપરા છે. મેં એ પરંપરા શોધી. મેળવી. પરિશુદ્ધ કરી. ગ્રહણ પણ કરી — આજ એ મહામોલી વસ્તુ મારી પાસે છે, મંત્રીજી! એટલે હું આંહીં આવી. તમે મંત્રી છો.

તમારે કાને વાત નાખવા. કોઈ સમય એવો આવે જ્યારે આનો પરિચય આપવા હું પોતે પાછી ફરું, ત્યારે તમને યાદી રહે. વીર વિક્રમી વારસાને એક દિવસ ભારતવર્ષમાં ફરી જીવંત કરવાના મને કોડ છે. મારી એ શ્રદ્ધા છે. હું નારી છું — નારી સિવાય વારસાને કોણ જાળવી શકે તેમ છે? પરંપરાને એના વિના બીજું કોણ સંભાળી સાચવી જાણે તેમ છે? કોણ વહન કરે એમ છે? અર્જુનને — અર્જુનને પોતાને પણ ખબર ન હતી, એવડા મહાસમર્થ આત્માનો પરિચય — ચિત્રાંગદાએ એક દિવસ એને સામે જઈને ન આપ્યો? એટલે મારી અચળ શ્રદ્ધા છે — વીર વિક્રમને ફરી ભારતવર્ષમાં લાવવાની.'

કેશવ એની વાણીનો ટંકારવ — ધનુષટંકારવ સમો ગૌરવભર્યો સાંભળી રહ્યો હતો. ક્ષણભર એ વિચારમાં પડી ગયો. આણે કહી એ વાત સાચી હશે? સાચી હોય — તો?

ઉદયનની શંકા શમી ગઈ હતી. એને આ નારીની દિવાસ્વપ્નાવસ્થાએ આકર્ષ્યો પણ હતો. પણ એને ખબર હતી કે માણસના પગ પૃથ્વી ઉપર નથી હોતા તો એ નીચે પડે છે. એણે તો ઘીનાં કૂંપાં ઉપાડ્યાં હતાં. હજી એના માથાના વાળ પાછા ઊગ્યા ન હતા. એટલે આનું સ્વપ્નું-બપનું તો ઠીક, પણ તેણે જોયું કે, પરશુરામની વાત સાચી હતી. પણ જેમ આ ભુવનેશ્વરીને સાચવવાની હતી, તેમ આંહીંની બાજી પણ જાળવવાની હતી. હવે તો, એ ક્યાં છે, આંહીં આવી હતી કે નહિ — ને ક્યાં ગઈ, એની જેટલી ગુપ્તતા જળવાય તેટલું સારું. મહારાજને પણ પાછળથી સમય જોઈને જ કહેવાય.

અને એને અચાનક સાંભર્યું. ' પેલો કેશવનાયક આ બધું સાંભળી રહ્યો હતો એનું શું ? હવે ? અને એ બામણો . . પાછો બટકબોલો લાગે છે . . . '

તે માથું ખંજવાળવા લાગ્યો ' જો પરશુરામ !' તેણે કહ્યું: ' જાણે આજે આરામ લેવાનો. કાલે દ્વીપ પહોંચવાનું. ત્યાં આપણો મિત્ર નૃપનાગ શ્રેષ્ઠી છે. પછીની વાત પછી. આજે કોઈને શંકા પડે તેમ નથી — '

' શંકા તો સારું થયું — લક્ષ્મીદેવીના પંજામાંથી તો રાશિજીને લીધે એ છૂટયાં. દ્વીપ જવાને બદલે આ તરફ વળ્યાં. એ પણ ખોટે રસ્તે સૌને દોરવા માટે. ને એમની પાછળ માણસ છૂટયાં ન હોય એ તો કેમ બને ? એ સૌ આ રસ્તે ખાંખાખોળાં કરે, ત્યાં અમે તો અત્યારે જ ઊપડી જઈએ . . તો જ દ્વીપ પહોંચી જવાય ! નહિતર તો મહામુશ્કેલી. રહેવાનું શું, વધારે સમય થોભવાનું પણ નથી.'

' હા . . એ તો એમ જ, મંત્રીજી ! આથી વિશેષ આંહીં કાંઈ છે નહિ . . થોભાય તો નહિ જ !'

' પણ મહારાજને—મહારાજની ઇચ્છા—જાણવાની . .'

' મંત્રીજી ! તમે કયાંના ? '

' હું તો સ્તમ્ભતીર્થનો . . કેમ ? '

' ત્યારે તમારે ત્યાંથી કોઈ મહાન શિલ્પીએ સ્વચ્છ અકીકી પથ્થરમાંથી, વીર વિક્રમી સિંહાસનની જે બત્રીસ પૂતળીઓ ઘડી હશે, એ બત્રીસ પૂતળીમાંથી એક પૂતળી હું છું ! એમ સમજી લ્યો. મારે—એવું દિવાસ્વપ્ન નીરખનારને — અત્યારે સમય કાઢવો પોસાય પણ નહિ. તમે માનશો ? મેં જ ભોજરાજને ના પાડી હતી — એ સિંહાસન ઉપર

પગ મૂકવાની, મેં જ એને કહ્યું હતું—આ તો વિક્રમી યશની કલગી છે. તમારી પાસે વિક્રમી પરાક્રમ હોય, વિક્રમી રાજ હોય, વિક્રમી વંશ હોય, વિક્રમી લોકસેવા હોય ત્યારે આવજો—રાજા! આના ઉપર પગ મૂકવા. મેં જ આ કહ્યું હતું . . . મને કોઈ રાજવૈભવનો મોહ હોઈ શકે ખરો?'

'પણ . . પણ . . . ત્યારે તો . .' ઉદયન જરાક અચકાયો.

ભુવનેશ્વરી મોટેથી હસી પડી: 'મૂંઝાઈ ગયા કાં? મંત્રીશ્વર! ઘણા મૂંઝાઈ જાય છે. માણસ ઝેર જીરવી શકે છે: ભાવના ભાગ્યે જ જીરવી શકે છે: અવંતીનું એ વાતાવરણ હતું — આજે નહિ — વિક્રમી જમાનામાં, એ જમાનાની હું. મારે હવે, તમને, મહારાજને, કોઈને, વ્યગ્રતામાં મૂકવા નથી. મહારાજ મને ઇચ્છે. આંહીં કોઈ ન ઇચ્છે. એમાં મારું ગૌરવ શું? અને મહારાજનું પોતાનું પણ ગૌરવ શું? અને એવી વસ્તુસ્થિતિની મારે જરૂર પણ શી? મેં તમને ન કહ્યું? મેં જે જોયું છે, એના પ્રમાણમાં આંહીંનો તમારો વૈભવ એ તો ભિખારીની હાંડલી સમો છે! મંત્રીજી! મેં તો કવિ કાલિદાસની અલકાનગરી જોઈ છે. આંહીં શું છે? હું તો આંહીંથી તરત નીકળી પડું — કે તમારું મન પણ આરામ પામે. અમારે આટલું જ કામ હતું—કાં પરશુરામજી?'

ઉદયનને આ સઘળી કલ્પનામાં બહુ રસ ન હતો. એને આ ઢંગધડા વિનાની હવાઈ કલ્પનાનું કામ પણ ન હતું. એ તો એટલું સમજ્યો કે વાત પરશુરામની સાચી હતી. આની ચોટલી પકડી રાખી હોય — તો પાંચે પંદરે પચીસે પણ રાજસત્તા પગ આગળ નાચે. પણ જો પરશુરામને

બદલે પેલા કેશવનાયકને જ આની સાથે મોકલ્યો હોય દીપ — તો એને મોંએ ખંભાતી પણ રહે ને પરશુરામ આંહીં જ હોય — એટલે શંકા પણ કોઈને ન પડે! એ બામણાને હવે પાછો હાથમાં રાખવો પડશે. અમસ્તો એ તો આની વાત કહી જ રહ્યો હતો, એટલે એ તો આ વાત કૂદીને લઈ લેશે. અને આ નારી . .' એ જરા બેઠો થયો.

'પરશુરામ!' તેણે પરશુરામને એક બાજુ બોલાવ્યો.

'કાકા! એ તો . . આપણું કર્યું કરાવ્યું . .'

પરશુરામના કાનમાં ઉદયને વાત કરતાં જ એ ચડભડી ઊઠ્યો. એને લાગ્યું કે આ તો ત્રણ ભાગ થાય છે. એની કલ્પના પ્રમાણે તો મહામંત્રી ઉદયન, મહા સેનાપતિ પોતે, ને મહારાજ જયદેવ! એમ હતું. ઉદયને આ ભુવનેશ્વરી દ્વારા અભ્યુદયની વાત કરી હતી એ એને બરાબર મનમાં બેસી ગઈ હતી.

'પણ ગાંડાભાઈ! હજી અત્યારે જ ક્યાં દૂધ વાસણમાં પડયું છે? હજી તો એ સ્તંભતીર્થ રહેશે — હજી તું જો તો ખરો. આપણે એને હાથમાં રાખવી છે. એ રહે છે. મહારાજને જાળવવા છે: એ જળવાય છે. ઉઘાડા ઊઠવું નથી — એ સચવાય છે. ને વધુમાં કદાચ કાંઈક સનસા થાય — તો આ બામણો સપડાય છે!' તેણે બહુ જ ધીમે કહ્યું: 'તારે ને મારે બન્ને ઘોતિયાં! હું મોકલું છું સ્તમ્ભતીર્થ માણસને, હમણાં જ. તે આને વહાણમાંથી પરબારી આરસી મહાલયમાં — લઈ જાશે. પછી એ ત્યાં જ રહેશે! આને કાંઈ એમ રેઢી મુકાય એમ નથી — એમ તો એ માલવાનું નંગ છે. આપણને સૌને બનાવીને માલવા

પહોંચી જાય તો ? ને આ નાયક આ કામમાં લાગે એવો છે. આપણે પાછું આપણું કાંધ જાળવવું પડશે નાં ? તું ને હું બે વાત જાણુતા હતા — એ ત્રીજો જાણી ગયો છે. તો એને કાં આમાં ન સપડાવવો ?'

'જાણી ગયો છે ? એટલે ?'

'તારા આવ્યા પહેલાં એ આંહીં હતો. આમાં બેઠો છે....' ઉદયને પાસેના વસ્ત્રખંડ તરફ નિશાની કરી.

'આમાં ?'

'હા.'

'ત્યારે તો, કાકા !..હવે તો કાકા !..' પરશુરામને વસ્તુસ્થિતિની અનિવાર્યતા જણાતાં એ ખંચકાતો હકારાત્મક ડોકું ધુણાવવા લાગ્યો. સમય થોડો જ હતો.

ઉદયને તરત એક તાળી પાડી: 'દેવી ! તમને સ્તંભ-તીર્થ સીધા બરાબર પહોંચાડી દે — ને વળી મહારાજના વિશ્વાસુ મિત્ર ગણાય, એવા એક સજ્જન આંહીં સદ્‌ભાગ્યે અત્યારે છે. એ તમારી સાથે આવે છે. ને પરશુરામજીને કોઈ કામગીરી આવી પડે એ વખતે એમની એટલી ગેરહાજરી નવી શંકા ઊભી કરે ને આપણે તો કોઈ પીછો ન પકડે એ પણ જોવાનું છે. નાયકજી !' ઉદયને બે હાથે ફરી તાલી પાડી.

પણ કેશવને રાહ જોવામાં સલામતી લાગી.

'કેશવ નાયક ! બહાર આવો ને — પરશુરામજી આવ્યા છે. ને તમારે યોગ્ય કામ આવ્યું છે..'

કેશવને પડખેથી બહાર આવતો પરશુરામે જોયો. તેને જરાક નવાઈ લાગી. પણ એટલામાં ભુવનેશ્વરીને નમીને

એ ત્યાં ઊભો રહ્યો : ' એ મહારાજના મિત્ર—અમારા દોસ્ત — ને ગોપ્રકમંડલના સેનાનાયક છે. ' ઉદયને તરત કહ્યું: ' આંહીં કામે આવ્યા હતા, તમે આવ્યાં હતાં ત્યારે એમને પણ સ્તંભતીર્થ જ જવાનું છે! એટલે મેં યાદ કર્યાં, કેશવ નાયક! આ દેવી ભુવનેશ્વરી પોતે! '

કેશવ ફરીને બે હાથે નમી રહ્યો. એણે ઝાંખી કરેલી મૂર્તિ પ્રત્યક્ષમાં તો એક હજારગણી વધારે મનોરમ બની ગઈ હતી.

' નાયક! ' ઉદયને સ્ફોટ કર્યો: 'તમે આમની સાથે દ્વીપ જાઓ — ને ત્યાં શ્રેષ્ઠી નૃપનાગ બંદોબસ્ત કરી દેશે. એ વહાણમાં સ્તંભતીર્થ જાઓ, તો તમારે પણ એ પંથ છે. ને અમારો આંહીંનો મામલો શંકારહિત બને છે. તમે બધું સાંભળ્યું તો છે જ ને તમે વાત જાણો છો. '

' મંત્રીજી! આપણી પળે પળ — હવે તો . . '

' હા, કાકા! પછી તો કોઈ ને કોઈ . . . . '

' તો નાયક . . '

' ઓઢલ મારી ભેગો છે . . . '

' એને ઠેકાણું આપી દઈએ . . ખેટકપંથમાં તમારી રાહ જુએ . . . . '

' એ બરાબર . . ' કેશવને એ વાત રુચી. એણે ભુવનેશ્વરીમાં પ્રાચીન આર્યાવર્તની એક પ્રણાલિકાનો સમર્થ આત્મા પ્રકટતો જોયો હતો. તેને પણ તરત નીકળવાનું તો હતું. તેણે ઓઢલને બોલાવવા એક માણસને મોકલ્યો.

## ૨૫. સોરઠની વિશિષ્ટ પરંપરા

ઉદયનને પરશુરામે સમાચાર આપ્યા હતા, તેમાંથી જ એક અનુમાન સ્પષ્ટ હતું. લક્ષ્મીરાણી આ ભુવનેશ્વરીને સહીસલામત જવા દે કે નહિ એની એના મનમાં જબરજસ્ત શંકા હતી. પણ જો કેશવ ભુવનેશ્વરીને દ્વીપ સુધી પહોંચાડવામાં સફળ નીવડે — તો એને એક અમૂલ્ય તક મળતી હતી. એ સંબંધમાં જેટલો બંદોબસ્ત એને કરવાનો હતો તેટલો તો એણે રાતમાં ને રાતમાં કરી નાખ્યો હતો. પ્રભાતે તો એને ધારાગઢ તરફ જવાનું હતું. એટલે એણે, પરશુરામે એને કરી હતી એ પેલી બાઈ વિષેની વાત —એકસો ને એકમી વખત ફરીથી એની પાસેથી સાંભળી. પરશુરામને એ વાત કહેવામાં હમેશાં રસ આવતો. ઉદયનને એમાંથી ખાતરી થઈ ગઈ કે, કહો ન કહો પણ એ વાતમાં જ કાંઈક ભેદ રહ્યો છે. સંધિની વિષ્ટિ એક વખત ચલાવવી જોઈએ, એવી જે વાત યુદ્ધમંત્રણાસભામાં મુંજાલે કરી હતી, તેમાં પણ એ વાત સાથે એને કાંઈક સંબંધ જણાયો. પોતે સંધિની વિષ્ટિ લઈને જવાનો હતો — એ વખતે એ વાતની કાંઈક પણ વધારે સનસા મળી જાય — તો મહારાજ જયદેવને પોતાને, એ

ખબર આપીને આ યુદ્ધનો કાર્યભાર પણ ઉપાડી લેવાય!

અને તો તો — ત્યાં સ્તંભતીર્થમાં ભુવનેશ્વરી એને ત્યાં હોય. આંહીં મહારાજના એના ઉપર ચારે હાથ હોય. ગિરનારી દુર્ગ ઉપર આરસી દેવાલયો ચાલતાં હોય — ને મહાઅમાત્ય ઉદયનને ત્યાં સામંતચક્રોના ગજરાજો સૂંઢ ડોલાવતા ઊભા હોય! તો સ્તંભતીર્થથી આંહીં આવ્યા પણ પ્રમાણ! નહિતર તો એનું સ્તંભતીર્થનું નાનું તો નાનું પણ પોતાને અધીન તંત્ર શું ખોટું હતું?

* વાઘરા ગામની સીમમાં ઘીનાં કૂંપાં માથે ફેરવતો — ક્યાં એ સમય — ને ક્યાં આ સમય?

એણે ભક્તિભાવથી એક નિશ્ચય કર્યો. આંહીં પોતે સોરઠમાં જ્યારે આવ્યો છે ત્યારે એની ડુંગરેડુંગરમાળા ઉપર — જેવું સ્વપ્ન વિમલમંત્રીએ આરસી પહાડમાં ઊભું કર્યું છે, એવું ભગવાન જિનેંદ્રનું સ્વપ્ન આંહીં ખડું કરવું, અને ભગવાનના નામની ધ્વજા ફરકાવવી જેવી આંહીં ભગવાન સોમનાથની ફરકે છે એવી જયજિનેંદ્રની

ઉદયન પોતાના સ્વપ્નમાં પોતે એક ક્ષણ લીન થઈ ગયો. પણ એને રાજા જયસિંહદેવની વિચિત્રતાઓ બરાબર યાદ હતી. એ ક્રોધને નમતું આપે તેવો ન હતો. આજ વળી એને વિક્રમી સ્વપ્ન મહાન દેખાયું — અને એમાં ખેંગાર જેવી સામંતચક્રાવલિ હોય તો પોતે એક મહારાજ્ય સર્જે એ વસ્તુનું મહત્ત્વ દેખાયું — એટલે આ સંધિની તક મુંજાલે ઊભી કરી ને એણે ચાલવા દીધી — બાકી, એ પોતે તો ગિરનાર પાડ્યા વિના પાછો ન હઠે એવો આગ્રહી ક્યાં

*જખાલીપુર પાસે, મરુભૂમિમાં; ઉદયન ત્યાંનો.

ન હતો ? અને આ પેલી નારી ન મળી હોત તો આંહીં કોઈને એક પગલું પણ આમ કે તેમ ફરકવા દેત ખરો ?

ઉદયન વિચાર કરી રહ્યો. 'પરશુરામ !' તેણે કહ્યું: 'કેશવ નાયક એને દ્વીપ સુધી પહોંચાડી દેશે. ધુમાડો તો એની પહેલાં ત્યાં પહોંચી ગયો હશે જ — કે આપણે મોકલ્યા છે તે પહોંચી જશે, પણ મહારાજથી આ વાત ક્યાં સુધી છાની રહેશે ?'

'છાની રહેવી મુશ્કેલ. ને મહારાજ તો તસુએ તસુ જમીન ખોળાવશે !'

'ત્યારે ! એનું શું ? એનો વિચાર કર્યો ?'

'ને લક્ષ્મીરાણીનાં માણસો ય આંહીં આવ્યાં દેખાડું !'

'એ તો ઠીક — તું જાણે આંહીં યુદ્ધમંત્રણામાં હતો એટલે તને શી ખબર ? અને હું તો વહેલી જ સવારે જૂનોગઢી ધારાગઢ પહોંચી જઈશ ! ને તું પેલા આવે તો ધૂંઆફૂંઆં થતો દોડજે ને વંથળી મોરચે ઉગમણી બાંય ! — ને આપણે આથમણા — બન્નેને છેક વર્દ્ધમાનપુર સુધી આંટો મારવો પડે !'

'પણ મહારાજ ? . . . એનું શું ?'

'મહારાજને આપણે કહી જ દેવી વાત કે આમ છે !'

'જોજે, ગાંડાભાઈ ! એની ઉતાવળ ન કરતો. એ વાત તો તક આવ્યે, આપણે ત્યાં સ્તંભતીર્થમાં એ પહોંચી જાય —પછી થશે. હમણા તો તેં ચલાવ્યું છે તે જ રાખવાનું. મહારાજને કહેવાનું કે ત્રિભુવનપાલની સાથે વહાણમાં ગયાં. બીજું ચૂપાચૂપ. તને ક્યાં ખબર નથી, સ્તંભતીર્થમાં આવનારું ત્યાંનું બની જાય છે ?'

સવારમાં વહેલે — પરશુરામે ધાર્યું હતું તેમ જ લક્ષ્મી-

રાણીનાં માણુસો દોડતાં આવી પહોંચ્યાં. પરશુરામને મળ્યાં. પરશુરામ ધૂંઆફૂંઆ થતો આમતેમ ઘૂમવા માંડયો. અને છેવટે સૌની સાથે વંથળી ભણી — એને હાથ કરવા ઊપડયો.

ઉદયન આ ઉદ્યોગમાં રસ લેતો ન હોય તેમ જૂનોગઢી ધારાગઢ દરવાજે પહોંચી ગયો.

કેશવના શબ્દો પણુ એને યાદ હતા. પોતે સંધિ કરાવવાની આશા તો રાખતો જ ન હતો — પણુ એને નાણી જોવા માટે એ ફરીને સંભારી ગયો.

ગિરનાર ફરતી રા'ની ચોકીઓની પરંપરા દ્વારા એણે સલાહ માટે પોતાનો સંદેશો રા'ને મોકલ્યો.

પણુ એ હવા ખાતો ત્યાં બેઠો રહ્યો! સાંજ સુધી કોઈ જવાબ આપવા માટે જ ફરકયું નહિ. મોડી સાંજે અંધારું થયે એક સૈનિક આવ્યો. તેણે રા'ની અનુમતિ ચોકીદારોને બતાવી. ઉદયનને એકને જવાની રજા મળી.

તરત ત્યાંથી જ ઉદયનને આંખે પાટા બાંધવામાં આવ્યા. એક બંધ સુખાસન હાજર થયું. ગાઢ અંધકારમાં પ્રવેશ કરતો હોય તેમ ઉદયનને લઈને માનવસંઘ આગળ ચાલ્યો. એણે જરાક વાત લેવા બહાર હાથ તો ફેરવ્યો — પણુ જાણે એ અંધકારની ભીંત સાથે અથડાતો હોય તેમ એને લાગ્યું. અંધકાર સિવાય કોઈ વસ્તુ જણુાતી ન હતી. એણે ભોઈઓની લાકડીનો અવાજ પકડીને જમીનની જાત જાણુવાનો પ્રયત્ન કર્યો. લોહકડીઓ ખખડાવતી ડાંગો કેવી જમીન ઉપર પડી રહી છે એ જાણુવું પણુ મુશ્કેલ હતું.

થોડીવાર સુધી જંગલકેડીએ ચાલ્યા પછી એને એમ લાગ્યું કે હવા બદલાઈ ગઈ છે અને કોઈક અંધારઘેરી

સાંકડી ભોંયગલીમાંથી પોતે જઈ રહ્યો છે. એક ભોઈએ, બીજાને જગ્યામાં ભટકી ન જવાય માટે ચેતવણી આપવા જરાક મોટેથી ઉચ્ચાર કર્યો, એ સાંભળવા ઉદયને કાન સરવા કર્યા પણ એટલામાં તો પેલા ભોઈના પડખામાં એક મુક્કો પડી ગયો હતો. એટલે તે મૂંગો મૂંગો — કેવળ લોહ-કડીઓના ખણખણાટ કરતો આગળ વધવા માંડ્યો. ઉદયનને અંધકારનો જ માત્ર ખ્યાલ રહ્યો.

એને લાગ્યું કે ઘણો વખત જાય છે. પણ ત્યારપછી થોડીવાર થઈ ત્યાં કોઈ સત્તવાહી અવાજ એને કાને પડ્યો: ‘ થોભો — કોણ છે ? ’

‘ મંત્રીશ્વર ઉદયન મહેતા — ’ જે સૈનિક સાથે હતો તેણે તરત પ્રત્યુત્તર વાળ્યો. આગળ જવાની અનુમતિ મળી ગઈ લાગી — કારણ કે ઉદયનને બીજો કાંઈ શબ્દ સાંભળવા મળ્યો નહિ. એની સવારી આગળ વધી રહી હતી.

થોડા વખત પછી એ સવારી અટકી પડી. સુખાસન નીચે આવ્યું. ઉદયનની આંખના પાટા છૂટ્યા. એને હવા અને પ્રકાશ મળ્યાં. પોતે કયે રસ્તે થઈને આવ્યો — ને કોણ એને લઈ આવ્યું — એ જોવા એણે જરાક નજર આમતેમ ફેરવી — પણ ત્યાં સુખાસન લઈ આવનારો કોઈ ભોઈ હતો જ નહિ. અને એની સામે જ ખુલ્લી તલવારે, એક જુવાન, શાંત, ગૌરવભર્યો, પણ તેજસ્વી માણસ શસ્ત્ર-નમન કરતો ઊભો હતો! દેખીતી રીતે જ એ કોઈ અધિકારી લાગતો હતો. ઉદયને પોતાની સાથે આવેલા સૈનિકને એને વિષે પૃચ્છા કરવા ડોક એક બાજુ ફેરવી. પરંતુ એ પણ ત્યાં ન હતો. એ પણ તાત્કાલિક અદૃશ્ય થઈ ગયેલો જણાયો!

એટલામાં પેલો અધિકારી જેવો માણસ જ બોલ્યો: 'મંત્રી-શ્વર ! તમે આવવાના છો એ આંહીં સૌને ખબર છે. તમે જઈ શકો છો —' તેણે એક બાજુ ખસી જઈ સામે શરૂ થતી રાજમહાલયની સોપાનપરંપરા તરફ અંગુલિનિર્દેશ કર્યો. ઉદયને પોતાને રાજમહાલયના છેક સાન્નિધ્યમાં આવેલો હજી કલ્પ્યો પણ ન હતો. એને આશ્ચર્ય થયું. એ રીતે તો વખત એટલો થોડો ગયો હતો — કે કોઈ નિકટવર્તી ભોંયગલીમાંથી એને આંહીં આણવામાં આવ્યો હતો એ ચોક્કસ હતું. પણ અનુ-માન સિવાય બીજી લેશ પણ નિશાની એની દૃષ્ટિએ પડી નહિ.

વખત કેટલોક ગયો હશે — એ જાણી લેવા માટે સાધારણ પૃચ્છા કરતો હોય તેમ એ બોલ્યો:

'કેટલીક ઘટિકા રાત્રિ . . . ?'

પેલો માણસ એના પ્રશ્નને જાણે સમજી ગયો હોય તેમ સહેજ હસ્યો: 'પ્રભુ ! હમણાં કેટલી રાત્રિ ગઈ અને કેટલી રહી એનો આંહીં કોઈને ખ્યાલ જ નહિ હોય ! એ હિસાબ જ કોઈ રાખતું નથી !'

આટલો ઝીણો ને કડક જાપ્તો આંહીં છે — એમાંથી જયદેવ એક કાંકરી પણ ખેરવી શકે એ ઉદયનને હવે અશક્ય લાગવા માંડ્યું. તેણે કાંઈ પણ પ્રયત્ન ન કરવામાં ગૌરવ સચવાતું જોયું. તેણે તરત બોલ્યાચાલ્યા વિના આગળ પગલું ભર્યું: 'તમે ? . . .' તેણે નામ જાણવા પૃચ્છા કરી.

'હું આંહીંનો દુર્ગપતિ . . .'

'સોઢલજી કહે છે એ ? હેં ! અરે ત્યારે ભલા માણસ . . !' ઉદયને હાથ લાંબો કરી એનો હાથ પકડ્યો: 'તમે તો અમને પળે પળે સાંભરો છો, સોઢલજી ! કેમ ન

સાંભરે ? ભગવાન મહાવીરને મેં તો પ્રાર્થના કરી છે કે સાત જનમારા સુધી આવા જ દુશ્મનો આપજો . . . ને આવા જ મિત્રો આપજો. તમારી ગદ્દીની નામના તો સોઢલભા ! દેશવિદેશમાં આજ ગવાઈ રહી છે ! . . મારે ક્યાં ત્યાં જવાનું છે ?' ઉદયને સામે નજર માંડતાં કહ્યું.

'હા, મંત્રીરાજ ! મહારાજ ત્યાં આવશે . .'

સોઢલે સામેની સોપાનપરંપરા ભણી નજર કરી ઉપરના ખંડ તરફ અંગુલિનિર્દેશ કર્યો.

ઉદયન વિચાર કરતો આગળ વધી રહ્યો. આંહીં પોતે આવ્યો. સઘળું જોયું. મુંજાલની સત્તા દીઠી. પોતે કાંઈ ન હતો એ પણ અનુભવ્યું. અને આ વાત જે આખી નિષ્ફળ જવાની ચોક્કસ હતી — એમાં પોતાને મોકલવામાં આવ્યો—એ શા માટે ? એની ફજેતી કરવા ? વખત મેળવવા ? કોઈ યોજનાને વધુ દૃઢ બનાવવા ? કે માત્ર મહારાજને બતાવવા ? કે રા'ને છેતરવા ?

મુંજાલની દૃષ્ટિએ ગમે તે હોય. પણ એણે તો આંહીંની પરિસ્થિતિનો પૂરો લાભ ઉઠાવવાનો નિશ્ચય કરવાનો હતો. નહિતર એ સ્તંભતીર્થ પણ ખોવાનો હતો — ને પાટણમાંથી પણ રખડવાનો હતો ! મુંજાલના એક પાયા તરીકે એને સ્થાન હતું — એ ચોક્કસ. પણ એણે તો મુંજાલને જ ઉલાળી મૂકવાનો નિર્ણય કર્યો. એ તીક્ષ્ણ વેધક દૃષ્ટિથી નાનામાં નાની વાતને પણ નજરમાં રાખતો આગળ વધ્યો. સોઢલજી ત્યાં ઊભો હતો એ એના ધ્યાનમાં હતું. એના મનમાં પરશુરામવાળી પેલી સ્ત્રી રમી રહી હતી. એ આ વાત જાણતી જ હોવી જોઈએ—સંધિસલાહ કરવા માટે સૈન્યમાંથી

પોતે આવવાનો છે એ. બીજું કાંઈ નહિ તો કેવળ કુતૂહલની ખાતર પણ એને જોવા માટે એ ક્યાંક ને ક્યાંક ઊભી રહેવાની ! જેને રાશિજીએ સામે ચાલીને સોંપી દીધી હશે એ રાજકુટુંબની જ હોઈ શકે. ને એ આટલામાં જ એને જોઈ લેવા કે એની વાત જાણવા ફરતી રહે ! અંધકારને અજવાળતી અનેક દીપાવલિઓની વચ્ચે થઈને એ આગળ ચાલ્યો.

અને અચાનક એની દૃષ્ટિએ, ડાબી બાજુ તરફ જતા સાંકડી નળી જેવા માર્ગને છેડે ઊભેલ કોઈક સ્ત્રી નજરે પડી ! એને એમ લાગ્યું, કે ખરેખર એ એમ હતું, એના વિષે એ કાંઈ પણ નિર્ણય કરે તે પહેલાં તેણે એક પછી એક પ્રકટતાં ત્રણ કોડિયાં દીઠાં ! એને શંકા ન રહી. ત્યાં એક સ્ત્રી ઊભી હતી. એણે જરાક એ તરફ દૃષ્ટિ કરી. પેલી સ્ત્રી જાણે — એ પછી પકડવા માટે જ ઊભી હોય એમ, જેવી એણે દૃષ્ટિ કરી કે તરત, એક પછી એક ત્રણે કોડિયાં ધીમે ધીમે બુઝાવતી ગઈ !

ઉદયનની આંખ વધારે તીણી થઈ ગઈ. એનો હાથ આનો ઉકેલ લેવા મથતો હોય તેમ સહજ જ દાઢી ઉપર ફરી રહ્યો. પણ પોતાની ગતિ મંદ કરાય તેમ ન હતું — વધારે ઝીણવટથી જોવા માટે તો ઊભાય જ શાનું ? સોઢલની દૃષ્ટિ એની પાછળ જ હોવી જોઈએ ! ને પેલી સ્ત્રી પણ તરત અદૃશ્ય થઈ ગઈ હતી !

એ વિચાર કરી રહ્યો. આ તો સ્પષ્ટ રીતે કાંઈક સંકેત હતો. પેલી બાઈએ આપ્યો હતો. તો તો એ બાઈ — એ જ હોવી જોઈએ, જેના વિષે પરશુરામે વાત કરી હતી. તો આ સંકેત — આગલા કોઈ સંકેતના સમર્થનમાં

હોય — કે ફેરફારમાં હોય? મુંજાલનો મોકલ્યો પોતે આવી રહ્યો છે એ એની સમજણમાં હોય. મુંજાલને કાંઈ સંકેત આપ્યો હોય — ઉદયનને અચાનક નવું અજવાળું આવતું જણાયું. આજ કઈ તિથિ હતી? શુદી ત્રીજ. ત્યારે ચોક્કસ આવતી વદી ત્રીજે — હા, એણે દીપક બુઝાવ્યા — એટલે અંધારી ત્રીજે આ સંકેતનો એ અર્થ હશે? તો અંધારી ત્રીજે શું? મળવાનું હશે? કે કોઈ ગુપ્તમાર્ગની માહિતી આપવાની હશે? શું હશે?

એમ ને એમ એ શંકામાં ઉપર પહોંચ્યો. ત્યાં દ્વારની બન્ને બાજુએ બે માણસ ઊભેલા એણે જોયા. એ કોણ હશે — એનો એ વિચાર કરે છે ત્યાં એની નજરે, એક માણસે, સહેજ ફેરવતો હોય તેમ ત્રણ આંગળી પોતાનાં ઓડિયાંવાળા માથામાં પસાર કરી. અને પછી પાછળના ખભામાં ભેરવેલ તીર ઉપર એ હાથ જરાક થોભતો હોય તેમ થઈ ગયો. ઉદયનની ચપળ દૃષ્ટિએ એક ક્ષણમાં આ સંકેત છે એમ સમજી લીધું. એને ભારે આશ્ચર્ય થયું. આમાં પણ ત્રણનો જ નિર્દેશ હતો. પરંતુ વિશાળ ખંડમાં બીજું કોઈ ક્યાંય ન હતું. ને તદ્દન ધીમેથી બોલાય તો પોતે શબ્દ પકડી શકે તેટલો એ માણસની નજીકમાં હતો, છતાં એ બોલ્યો નહિ. એનું કારણ શું?

પેલા માણસની સહેજ જ ઊંચી દૃષ્ટિની પાછળ એણે પોતાની નજર ઠેરવી તો ત્યાં તેની જ ઉપર સામે — પોપટનું પાંજરું લટકતું હતું! ઓત્ તારીની! આવડા વિશાળ ખંડમાં બીજું કોઈ નથી એ જોઈને એ સહેજ આશ્ચર્યથી પેલા બન્ને દ્વારસ્થ પુરુષોનાં નમનને પ્રત્યુત્તર વાળતો જરાક

આગળ વધ્યો, તો એને આવકાર આપવા માટે હોય એમ એક માણસ એક તરફના સ્તંભ પાસેથી આગળ આવતો દેખાયો. ઉદયન સચેત થઈ ગયો. પેલો માણસ તેની નજરે આવ્યો ને તે પોતાનું મોઢું પહોળું ખુલ્લું હાસ્ય હસી રહ્યો: 'ઓ હો હો હો! ચંદ્રચૂડજી! મેં તો તમને જોયા જ નહિ —' ચંદ્રચૂડનો એને એક વખત સ્તંભતીર્થમાં ભેટો થયેલો, એટલે એને એ ઓળખી ગયો. પણ પેલા માણસે આપેલા સંકેત વિષે આને શંકા તો નથી પડી કે? એ જોવા એણે એની દૃષ્ટિ ઉપર મીટ માંડી. 'હું ત્યાં થોભ્યો — દ્વારપાલજી પાસે!

'એમને ઓળખ્યા નહિ?'

'ના. હું તો એમને દ્વારપાલ માનીને જડ જેવો ત્યાં ઊભો રહ્યો . . .'

'એ અમારા લીલીબાના દેશુભા! ને પેલા વીશુભા!'

'એમ? આ તો અજાણ્યું ને આંધળું બરાબર! ક્યારે ય મળેલ નહિ નાં? તમને તો જાણીએ.' પણ તેના મગજમાં એક વીજળી દોડી રહી હતી.

ત્યારે પેલી બાઈ એ ચોક્કસ લીલીબા. ને આ એના છોકરા!

'મંત્રીશ્વર! હું બે ક્ષણમાં આ આવ્યો — મહારાજને ખબર કરીને, દેશુભા!'

'અરે! વાંધો નહિ, વાંધો નહિ, ચંદ્રચૂડજી! હું ક્યાં આંહીં વગડામાં ઊભો છું!'

ઉદયને ઇચ્છ્યું કે એ જાય તો સારું. દેશુભા મન મોકળું કરે. પણ પોતાનાથી શરૂઆત થાય તેમ ન હતું;

વખતે પોતે કાંઈ સમજ્યો જ ન હોય તો ? સંકેત માનતો હતો એ પણ નાટક હોય તો ? એનો રસ્તો અટપટો હતો.

એટલે ચંદ્રચૂડ ગયો કે ઉદયન ચારે તરફ જોવા માંડ્યો. ત્યાં આખા સોરઠની વગડે વગડાની જાણે સમૃદ્ધિ ઠલવી હોય તેમ ભરતભરેલાં વસ્ત્રોથી ભીંતની ભીંત શણગારેલી હતી ! એક તરફ સોરઠી સોમનાથના ભવ્ય મંદિરની પ્રતિકૃતિ ઊભી હતી. બીજી તરફ ગિરના સિંહણનાં બચ્ચાં કદંબની છાયામાં રમી રહ્યાં હતાં. શંખ, કોડી, શંખલાં, છીપલાં, આભલાં, ફટક મોતી, સાચાં મોતી, સોનું, રૂપું હીરા, માણેક — દરેકે દરેક પ્રકારનાં આભરણથી આખો ખંડ જાણે ભર્યો ભર્યો લાગતો હતો. આખા સોરઠની એકે એક વસ્તુને સંભારીને આંહીં ભરી હતી. જોનારને લાગે કે આ આભરણસૃષ્ટિ જોવા માટે નહિ, પણ એની વચ્ચે બેસનારના અંતરમાં રહેલી જીવનકવિતાને તાલ દેવા માટે કોઈએ ઊભી કરી છે !

ચારે તરફ ભીંત ઉપર અનેક પ્રકારનાં શસ્ત્રો લટકતાં હતાં. અને જુદી જુદી સમશેરો પણ હતી. એક અર્ધખુલ્લા ગવાક્ષમાંથી સામેની ગિરનારી ડુંગરમાળાનાં ઉત્તુંગ શિખરો ઉપરની દીપાવલિ દેખાતી હતી. એક તરફ એક સાંગામાંચી હતી. તેની પાસે ખૂણામાં એક મોટી દીપિકા હતી. બીજી તરફ ઢોલિયા ઉપર રા'નાં હોય તેવાં ઢાલ અને તલવાર પડ્યાં હતાં. એટલામાં ઉદયનની નજરે એક સશસ્ત્ર સૈનિક એક ખૂણામાં શાંત ઊભેલો નજરે ચડ્યો. માથા ઉપર પોપટનું પાંજરું લટકતું દીઠું. એક પણ શબ્દ બોલવામાં જોખમ રહ્યું હતું એ એ કળી ગયો. તે ચારે તરફનાં દશ્યોમાં જ

રસ લેતો રહ્યો. બહાર મેદાનમાંથી હજી પણ કોઈક વખત મયૂરોની કેકાના પડછંદા પડતા હતા. ઠેકાણે ઠેકાણેથી સૈનિકોની રણહાકના અવાજ આવતા સંભળાતા હતા.

ઉદયન ત્યાં પડેલી એક પાટ પર શાંતિથી બેસી ગયો. તેણે ચારે તરફ ઝીણવટથી જોવા માંડયું, કોઈ જગ્યાએ ખંડમાં રા'નાં થાકનાં ચિહ્ન એની નજરે પડયાં નહિ. તે મનમાં ને મનમાં વિચાર કરી રહ્યો. . એટલામાં તો એણે સામેને બારણેથી એક પુરુષને આ તરફ આવતો દીઠો. એનું માથું ઉઘાડું હતું. માથા ઉપર રૂપાળા કાળા કેશ ઓળેલા હતા. એની ભરાવદાર મૂછનો અંકોડો, એની વિશાળ લાલસુરેખી આંખ સાથે એટલા તો સંવાદી મેળમાં હતો કે, એના આખા ચહેરાને એને લીધે, એક પ્રકારની મોહક રમણીયતા પ્રાપ્ત થતી હતી. એવી જ આકર્ષકતા એની નાકદાંડીમાં હતી. તે સમર્થ, તેજસ્વી, પાતળો, સશક્ત, વીજળીના તાર જેવો, વીરત્વની રેખા સમો, દેખાતો હતો. ઉદયનને એને જોતાં તરત જ સમજમાં આવી ગયું. એ જ રા' હોવો જોઈએ. એને તરત જ એક બીજો વિચાર પણ આવી ગયો. આ રા' હોય તો એ અજેયદુર્ગ સમો માનવી હતો. આની રાંગમાં ઘોડું હોય ને હાથમાં સમશેર હોય — પછી ભલેને એની સામે આખી સેના ઊભી હોય ! આવા માણસો જાણે જન્મે છે જ જુદ્ધનો રંગ માણવા. એને પોતાને તો ખાતરી જ હતી કે આંહીં સંધિની કોઈ આશા ન હતી — પણ હવે એને એ વિષે વધુ ખાતરી થઈ ચૂકી. તે રા'ને જોતાં જ ત્વરાથી ઊભો થઈ ગયો હતો.

એટલામાં રા' ખંડમાં આવી પહોંચ્યો. 'પ્રભુ !

મહારાજ !' ઉદયને બે હાથ જોડીને માથું નમાવ્યું: 'જરાક કઢંગે સમે હું આવ્યો છું ..'

'ઓ હો હો ! અરે ભૈ ! કઢંગો ને સંઢગો — તમે આંહીં ક્યાંથી ? આવો, આવો, ક્યારે હમણાં જ આવ્યા નાં ? મુંજાલ મહેતા તો પાસે રહ્યા, એ હજાર વખત મળે, પણ તમે ક્યાંથી ભા ? આવો આવો, તમે તો ક્યાં હમણાં સ્તંભતીર્થ છો નાં ?'

'હા, મહારાજ ! સ્તંભતીર્થ, આંહી, હમણાં તો બધે સરખું છે નાં.'

'આવો — ત્યારે આમ આવો, લ્યો ..' રા'એ પોતે એનો હાથ પકડી એને ઢોલિયા તરફ દોર્યો. રા'ના આવા ખુલ્લા નેહભર્યા સત્કારમાં કેટલો યોદ્ધાનો રંગ છે, કેટલો મુત્સદ્દીનો સ્વાંગ છે, એ એક કોયડો હતો. પણ ઉદયને રા' વિષે સાંભળ્યું હતું; એની યોદ્ધાની દિલાવરી વિષે એણે જાણ્યું હતું. એ જો સાચું હોય, તો તો સંધિની આશા રાખવી એ વાત જ ફોકટ હતી. મુંજાલથી આ કાંઈ અજાણ્યું ન હોય — આ રા'એ તો નર્યો યોદ્ધો જ હતો. યોદ્ધાઓ કદાપિ યુદ્ધ લેતા નથી અને લીધા પછી બધું ગુમાવે પણ યુદ્ધ ગુમાવતા નથી. પોતાની નિષ્ફળતા ઉદયને સ્પષ્ટ પણે જોઈ લીધી.

રા' પોતે ઢોલિયા ઉપર બેઠો. ને પાસેની જગ્યાએ હાથ ઠબકાર્યો : 'આવો ! ઉદા મહેતા ! આંહીં . . આવો. બોલો, અમારી વાળુવેળા છે, ભાણાં આંહીં આવે કે અંદર આવો છો ?'

## ૨૬. ઉદયન રસ્તો શોધવા મથે છે.

ઉદયન વિચાર કરી રહ્યો. આ માણુસ ખુલ્લા દિલનો નર્યો યોદ્ધો હતો. એનો સર્વનાશ થશે એ ચોક્કસ હતું. આને નમાવવાની વાત ગગનકુસુમ જેવી હતી. તેણે બે હાથ જોડયા: 'મહારાજ! હું તો મહારાજ જયદેવનો મોકલ્યો તમારી પાસે આવ્યો છું. મારે એકબે વાત કરવી છે. ને આંહીંનો સંદેશો લઈને તરત ફરવું છે!'

'જુઓ ભા! ઉદા મહેતા! તમે આવ્યા એ અમારા આંખમાથા ઉપર. વાત તમે કહેશો તે સાંભળીશું. અમને આવડે એવો જવાબ પણ આપીશું. પણ ભા! અમારી આંહીં સોરઠની તો રાજરીત છે, જુદ્ધ તો હાલ્યા કરે, એમાં શું? પણ તમે આંગણે આવ્યા છો ને રોટલા વિના વાતું થાશે?'

'મહારાજ! મારે તો અણુઆથમી રહી — અને..'

રા' ખુલ્લું નિખાલસ હાસ્ય કરી રહ્યો: 'અરે, ભા! ઉદા મહેતા! તમે પણ ઠીક અમારી આબરૂનો કાંકરો કાઢવાની વેતરણ કરી છે હો. પણ આંહીં તો તમે કાંઈ જૂનોગઢી દુર્ગમાં આવ્યા નથી. રા'ને ઘેર આવ્યા છો.

પણ હ્યો, હવે, ઘર જેનું છે ઈ પોતે જ આ આવ્યાં . . ! જુઓ, સાંભળો, હવે મારે કહેવું નહિ પડે ! '

ઉદયનને કાને મધુર રણત્કાર કરતી કાંબીનો અવાજ આવી રહ્યો હતો. તેને આશ્ચર્ય થયું. રાણકદેવી પોતે આવી રહી હતી કે શું ? એને ઝાઝીવાર શંકામાં રહેવું પડ્યું નહિ. સામેથી એક ગૌરવભરેલી, જુવાન, રૂપાળી સ્ત્રી આવી રહી હતી. એનામાં મા અંબાભવાનીની આકર્ષક તેજસ્વિતા હતી. જાણે કે એ પોતે રૂપાળી નથી — પણ હવાને રૂપ આપતી ચાલી આવે છે !

તે સમજી ગયો. રાણકદેવી પોતે આવી રહી હતી. તે ઢોલિયા ઉપરથી ઊભો થઈ એક બાજુ હાથ જોડતો આઘે ખસી ગયો.

એટલામાં રાણકદેવીનાં પગલાંનો રણત્કાર કરતો કાંબીનો અવાજ ખંડમાં જ સંભળાયો.

ઉદયને ઉતાવળે બે હાથ જોડી, માથું નમાવ્યું. શું બોલવું, શું ન બોલવું એનો એ વિચાર કરે છે ત્યાં એના મોંમાંથી એની મેળે જ શબ્દ સરી પડ્યોઃ ' મહારાણીબા ! દેવી ! હું,'

' આ ઉદયન મહેતા આવ્યા છે, દેવી — ! સ્તંભતીર્થથી . . ' રા ' એ કહ્યું.

' હા. એ મેં સાંભળ્યું ને હું આંહીં આવી જ એટલા માટે,' રાણકદેવીએ મીઠી ઘરગથ્થુ વાણીમાં સ્મિતભરેલા નેણે કહ્યુંઃ ' હું બોલાવવા આવી છું. હાલો, રોટલા ટાઢા પડે છે ! '

' પણ મારે તો બા ! અણઆથમીનું વ્રત છે. મહારાજને મેં હમણાં એ જ કહ્યું. એકબે વાત મહારાજ

સાથે થઈ જાય તો પછી હું રજા લઉં !'

'પણ આંહીં અમારે, મહેતા ! સોરઠમાં વાળુ પહેલી ને વાતું પછી' રાણકે આકર્ષક મોહક વાણીમાં ઉત્તર વાળ્યો. 'મને એ જ બીક હતી. મારા રોટલા ટાઢા પડી જાશે. લ્યો હાલો, ત્યાં આવો છો કે આંહીં લાવું ?'

'પણ, પ્રભુ !'

'જુઓ, મહેતા !' રાણકદેવી બોલી: 'આંહીં જાણે હવે તમે મારા ઘરમાં છો. દેસાણ* ચંદરાવળીનું એક તાંસળી બાખડ દૂધ — ને બાજરાનો રોટલો — ઈ કટક-બટક ભાવે ઈ, પણ તે પહેલાં કોઈ વાત તમારી સાંભળે ઈ વાતમાં કાંઈ માલ નથી, મહેતા ! લ્યો, હાલો, હવે મારા રોટલા ટાઢા પડે છે. તમારે બહાર જઈને અમારા રસોડાની આબરૂના કાંકરા કરવા લાગે છે ! કાં રા'દેવ ?'

'મેં પણ એ જ કહ્યું, દેવી !'

ઉદયનને એક નવાઈ લાગી. આટલી બધી રમણીયતા છતાં રાણકદેવીનું લેશ પણ આકર્ષણ જાણે એના રૂપમાં રહ્યું જ ન હોય એમ એને લાગ્યા કરતું હતું. એની આસપાસની હવામાંથી જાણે એક પ્રકારનો અજેય તત્ત્વનો ચારે તરફ પ્રવાહ વહી રહ્યો હોય — તે પોતે એ પ્રવાહમાં જ ખેંચાતો હોય એવું એને ભાન થયું. એણે રા' તરફ જોયું, તો રા' રાણકદેવીમાં જાણે કોઈ શક્તિની પ્રતિમા વસી રહી હોય તેમ નેહભર્યા ભક્તિભાવે એના તરફ જોઈ રહ્યો હતો. રાણકદેવીના દિલમાં તો રા'ના અજેય દેવત્વની શ્રદ્ધા વસી રહી હતી. આ લડતા શત્રુરાજાનો મંત્રી છે, વધારે

* દેસાણ ભેંશ

વખત રહેશે તો કાંઈ જાણી જશે ને આ દેખશે કે તે દેખશે — એવી કોઈ પણ ક્ષુલ્લક વસ્તુ રાણકદેવીની આંખે દેખાતી જ ન હતી. એનો સ્વર શુદ્ધ હતો — વાણી ખુલ્લી, નિખાલસ, પ્રેમભરેલી હતી; યુદ્ધની વ્યાકુળતા કે થાક એમાંથી એકેના દિલમાં ન હતાં. 'લ્યો હાલો, ભા! મહેતા! અમારે તો જેવી દુર્ગની એવી જ અમારા રસોડાંની આબરૂ પણ છે. તમે વાળુ કરો — પછી વાતું થાશે!'

ઉદયનને લાગ્યું કે હવે બીજું કાંઈ બને તેમ નથી. જુદ્ધનો કે જુદ્ધના સંચાલનનો લેશ પણ ભાર આંહીં આ ઘરમાં દેખાતો ન હતો. એને પહેલી વખત સમજાયું કે દુર્ગ રા'નો હતો, પણ ઘર દેવી રાણકનું હતું. અને રાણક એને રોટલા વિના કોઈ વાતનો આરંભ કરવા દે તેમ લાગ્યું નહિ.

આંહીં આવતાં પહેલાં સોરઠ વિષે એણે બે વાત સાંભળી હતી. એક સોરઠની મહેમાનીની, બીજી, સોરઠની માનિનીની. આજ એને બન્નેનો પરિચય થયો. પણ એણે હવે જ પોતાની જાતને સાચવી લેવાની હતી. પોતે જે કામ માટે આવ્યો હતો, સંધિ કરવાના, એમાં ગગનકુસુમ જેવી આશા છતાં, પોતે જો સફળ થાય તો એણે એક મહાનસિદ્ધિ પ્રાપ્ત કરી કહેવાય. ઉદયન એ વિષે પણ વિચાર કરી રહ્યો.

જ્યારે પાછા ફર્યાં ત્યારે ત્રણ જ જણાં હતાં. રા', રાણકદેવી ને ઉદયન. ભા દેવુભા ને સોઢલને રા'એ બોલાવવા મોકલ્યા હતા. એ સૌ આવે તે પહેલાં ઉદયને તક પકડી: 'મહારાજ!' તેણે શાંતિથી કહ્યું: 'હું આવું છું મહારાજ જયદેવના તરફથી, પણ મહારાજની અસાધારણ

શૂરવીરતાએ મને પોતાનો બનાવ્યો છે. સોરઠના રા' ભલે સોરઠના રહે — સમાધાન કરે તો વાંધો શો ?'

'શી રીતે, ઉદા મહેતા ?'

'પ્રભુ ! આ દુર્ગ જૂનોગઢી એ કલહ મૂળ છે. આવા દુર્ગ ઉપર તો મા અંબા ભવાનીનું બેઠણું હોય ! ત્યાં આબુમાં છે નાં ? વિમલ મંત્રીએ કરાવ્યાં છે એવાં દેરાં આંહીં ઊભાં હોય એટલે કલહ માત્ર મટી જાય. ત્યાં સમુદ્રકાંઠે ભગવાન સોમનાથ—ને આંહીં ડુંગરટોચે ભગવાન નેમિનાથ !'

'એટલે રા'નું વંશપરંપરાનું દુર્ગમાતમ જાય એમ ?'

'પ્રભુ ! આ ડુંગરા તો એને ખપના—જેને જુદ્ધ ચલાવ્યાં જ કરવાં હોય ! જૂનોગઢના રા' આમ પાટણ સાથે હમેશાં લડયા જ કરશે એમ ? કેટલાં વરસ થયાં આ વાતને ? જૂનોગઢ અને પાટણ લડતાં રહ્યાં—પરિણામ શું આવ્યું ? ભગવાન સોમનાથ ઉપર ઘા મારનારો ઘા મારીને ચાલ્યો ગયો. કોને ખબર છે એવો કોઈક ફરીને નહિ આવે ? ત્યાં સ્તંભતીર્થમાં હું તો એવો કોઈ ને કોઈ હમેશાં નીરખું છું !'

'જુઓ, ઉદા મહેતા ! આ તમે બોલાવ્યો એટલે બોલું છું. આ દુર્ગ જૂનોગઢી એ કોઈ દુર્ગ નથી. એ તો અમારી બોંતેર બોંતેર પેઢીનું બેઠણું છે. ભા ! એ તો અમે નહિ હોઈએ ત્યારે એ નહિ હોય ! અમારું કુળ તો મૂળથી જાદવનું ! આંહીંથી દ્વારકેશ ને દ્વારકેશથી છેક સ્તંભતીર્થ —ત્યાં સુધીની ભૂમિ એ અમારે મન જાદવ કુળની રમણભૂમિ ! તમને ખબર ન હોય તો કહું. તમારે મન એ

સ્તમ્ભતીર્થ હશે. અમારું તો એ ઘર * આંગણું છે!'

'મહેતા!' રાણકદેવી બોલી: 'ત્યાં સ્તંભતીર્થમાં તમે હો, આંહીં સોરઠમાં રા' હોય, સંઘ ને કચ્છમાં પણ સિંધુનાથ ને લાખા ફુલાણીનો વેલો હોય—તો તમારું પાટણ પોતાને સાચવે. પણ તમારા જેસલદેવને તો જગત આખાનાં ઘેટાં ભેગાં કરવાં છે. ને આંહીં તો નીપજ કેસરીની છે, મહેતા! અને કેસરીનાં ક્યાંય ટોળાં જોયાં? એનો કોઈ ગોવાળ દીઠો?'

'પાછું ફરવું હોય મુંજાલ મહેતાને તો મારગ મોકળો છે ભા!' રા' એ કહ્યું. 'આંહીંથી કોઈ વાંકે નહિ ફરકે બસ? તમારે પાછું માળવાનું માથે ગાજતું હશે નાં? જે મારગે જાવું હોય ઈ મારગે પાછા ફરો—ફરવું હોય તો, એટલું મારું વેણ. બસ?'

'ક્યાં વળી જાવું છે ભા? આ કોણ એ હો હો! ઉદા મે'તા? કેટલાં વરસ થ્યાં એક બીજાને મળ્યાં? કાંઈ સાંભરે છે? આવો, આવો, ભા!' ભા દેવુભા આવી પહોંચ્યો હતો તેણે વાતનો દોર ઉપાડી લીધો. તે બથ ભરીને ઉદયનને મળ્યો. એની પાછળ જ રા'ના ભાણેજ દેશળ ને વિશળ પણ ઊભા હતા. ઉદયને એમના તરફ જોયું. એમના ચહેરા ઉપરથી એ પામી ગયો. એમની આંખમાં સંકેત રમી રહ્યો હતો. આ બન્ને આ સ્થળ સાથે કોઈ રીતે મેળમાં ન હતા. એને લાગ્યું કે મુંજાલ મહેતાની પાસે જે ચાલ છે એને આમની સાથે સંબંધ છે જ. સૌથી પાછળ થોડાબોલો પણ વજ્ર જેવો સોઢલ ઊભો હતો.

* ચૂડાસમા હંમેશાં સ્તમ્ભતીર્થ ઉપર દાવો કરતા.

આ સૌ ભેગા થયા—એમનો પ્રત્યુત્તર શો હશે એ વગર કહ્યે સમજાય તેમ હતું. એટલે હવે કેશવે પોતાને કહ્યું હતું એમાં કાંઈ સાર છે કે નહિ એ નાણી જોવાનો એણે તરત નિશ્ચય કરી લીધો: તે તરત રાણકદેવી તરફ ફર્યો: 'બા! મારે તમને એક વાત કહેવાની હતી!'

'હા.. આવોને, મહેતા! આવો..' રાણકદેવી તરત સાંગામાંચી ઉપરથી ઊભી થઈને અંદરની ઓશરી ભણી ચાલી. અંદર પ્રવેશતાં જ ઉદા મહેતાએ કોઈને ઝડપથી દોડી જતાં જોઈ લીધું. ચોક્કસ પેલી લીલીબા! એને મુંજાલની ચાલની એક વધુ કડી મળતી જણાઈ.

'બા!' એણે રાણકદેવી જરાક ત્યાં પડેલી પાટ ઉપર બેઠી કે તરત કહ્યું: 'કેશવ નાયકે તમને સંભાર્યાં હતાં!'

'હા.. મહેતા! કેશવ નાયક? એ આ યુદ્ધમાં છે? એ તો માલવા ભણી છે એમ સાંભળ્યું હતું ને?'

'મને મળ્યા ત્યાં—ત્યારે કહ્યું હતું! બાને આપવાનો એક સંદેશો પણ આપ્યો હતો!'

'શો?'

'બા! નાયકે એમ કહેવરાવ્યું હતું કે દુર્ગ તો આવે ને જાય. રાષ્ટ્ર પડે ને ચડે. પણ માણસની પરંપરા તૂટે—નારીજીવનનો એવો કરુણ અંત—જેના વડે પુરુષની પરંપરા તૂટે, અને તે પણ રા' જેવા નર સિંહની..' ઉદયન આગળ બોલતો અટકી ગયો. એની સામે જાણે રાણકદેવી નહિ, રાણકદેવીનું પ્રેત ઊભું હોય, એવી વ્યગ્રતા એણે એના ચહેરામાં દીઠી. પણ એ ચિહ્ન એક પળ માત્ર ત્યાં ટકી

રહ્યું. બીજી ક્ષણે તો એ ચહેરામાં પાછી ગિરનારી ખડકની અડગતા ઝળકી ઉઠી. 'મહેતા!' રાણકદેવી બોલીઃ 'કેશવ નાયકની વાત તો હું સમજું છું. પણ મારા જેવી તો એક હજાર ને એક નારી આવે ને જાય—એના જીવનના કરુણ અંતનો શો હિસાબ? પણ આ ગિરનારી ઉત્તુંગ ડુંગરમાળાનાં શિખર પડે, તેની દૃષ્ટિમાં કોઈ અનેરું તેજ ઉદયને જોયું 'તો તો સોરઠના રા'નું દૈવત જાય. માનવવેલો રહે કે ન રહે, એની શી મહત્તા છે? પણ એક નરોત્તમનું દૈવત જાય—પછી તો ઉદા, મહેતા! સોરઠની, સોમનાથથી માંડીને સ્તંભતીર્થ સુધીની આ રણભૂમિ, કોની પાસેથી પ્રેરણા મેળવે? શેના ઉપર નભે? કયા બળ ઉપર ગૌરવભરી ટકી શકે? કયા વારસા ઉપર ઝઝૂમી રહે? કઈ પ્રાણશકિતને આધારે અમરવેલની પેઠે પાંગરે? સોરઠના રા' જુદ્ધ લેતા નથી. લીધા પછી એ મૂકતા નથી. આ અણનમ પ્રણાલિકા આંહીંની ભૂમિની, એ તો કદાપિ નહિ તૂટે—પ્રાણ રહે કે ન રહે. જેસલભાને સમજાવજો, સમજે તમારાથી તો—આબરૂભેર પાછા જવાનો મારગ હજી છે! બાકી રા' જૂનોગઢનો જુદ્ધ છોડે—દૈવત છોડે—એ વાત આળપંપાળ છે! અમારે આંહીં તો જુદ્ધ કદાપિ છૂટતાં જ નથી!'

ઉદયનને વધારે વાત ચલાવવી નિરર્થક જણાઈ. સામે રાણકદેવી હતી. ત્યાં રા' હતો. આ રણઘેલા સોરઠીઓની દૃઢતા ડગાવવી નિરર્થક હતી.

'બા!' ઉદયને હાથ જોડયા: 'હું તો રહ્યો વાણિયો. મારું કામ બેની તડજોડ સાંધવાનું. એટલે આ પ્રયત્ન હાથમાં

લીધો'તો. તમને કેશવનું કહ્યું ન કહું, તો વિશ્વાસભંગ થાય! ભગવાન મહાવીરની ઇચ્છા. બસ, આટલું જ—આ કહેવું'તું!"

રાણકદેવીની પાછળ ચાલી રહેલો ઉદયન મનમાં વિચાર કરી રહ્યો: આનું અસાધારણ આતિથ્ય, આની અસાધારણ નિખાલસતા, અસાધારણ સ્ત્રીત્વ, અને છેવટની આ અસાધારણ રણઘેલછા—આ ભૂમિની જ શું એ વિશિષ્ટતા હશે? સર્વનાશના પંથને પણ અનોખું સામર્થ્ય છે એમ ગણવાની? ભગવાન કૌટિલ્યના સમયમાં સોરઠના જોદ્ધાઓની ગણના થતી—વીરમાં—શું એ હથિયાર ન છોડવાની ઘેલછા, રા'ને પણ હતો ન હતો કરી નાખશે?

## ૨૭. મહાઅમાત્યપદની ઝાંખી

સ્તંભતીર્થના પોતાના નાનકડા સ્વાધીન અધિકારની કેટલી ઓછી આંકણી છે એ ઉદયનને સમજાઈ ગયું હતું. આંહીં સોરઠમાં એને આવવું પડ્યું — મુંજાલની એક આજ્ઞાએ. પણ આંહીં આવ્યો ત્યારે તો મહાઅમાત્યપદેથી જ હવે પાછા ફરવું એવો મહત્ત્વાકાંક્ષી લોભ એને જાગ્યો હતો. એણે એક વસ્તુ જોઈ લીધી હતી. આ રાજા જયસિંહદેવ ઘણો તેજસ્વી હતો. એનામાં અસાધારણ શક્તિ હતી. એ ધારે તે એ કરે એવો એનો પ્રભાવ હતો. ભુવનેશ્વરીએ એના વિક્રમી સ્વપ્નને સ્પર્શ કર્યો, અને એ એનો થઈ ગયો. એને એક મહાન આકાંક્ષા હતીઃ મહાન વિક્રમી સ્વપ્ન સિદ્ધ કરવાની. એને માત્ર મહાન રાજની કે વિજયની તમન્ના ન હતી. એના એવા યશની એને ભૂખ હતી. એ ઘરઘરનો 'સધરો જેસંગ' બનવા મથી રહ્યો હતો. અને એટલા માટે જ આ ગિરનારી દુર્ગની વિકટ ડુંગરમાળામાં એ અટવાઈ પડ્યો હતોઃ એને એ સામે મોંએ લેવો હતો. ત્રિભુવન, જગદેવ એ આખી ટોળીને મુંજાલે એટલા માટે તો આ રણમોરચેથી વિદાય આપી. સામે મોરચે

આ દુર્ગ કદી પણ ન પડે. મુંજાલની પાસે ડુંગરને લેવાની એની પોતાની યોજના હતી. પણ જયદેવને પછી તો ભુવનેશ્વરી મળી — ને એ આખી વસ્તુસ્થિતિમાં રૂપાંતર થઈ ગયું.

ઉદયને આ તમામ બનાવોની એક સાંકળી પોતાના મનમાં ઘડી કાઢી. એમાંથી હવે પોતાનો કયો માર્ગ હતો એનો એ વિચાર કરવા લાગ્યો. એનું ધ્યાન એક વસ્તુ ઉપર સ્થિર થયું. ડુંગરમાળામાં કોઈક એવો રસ્તો ચોક્કસ હોવો જોઈએ, જે ઘડીના છઠ્ઠા ભાગમાં છેક અંદરના ભાગમાં લઈ જતો હોય—એને લઈ જવામાં આવ્યો એવો કોઈ ગુપ્ત માર્ગ—એવા રસ્તા વિના રા' ટકી શકે નહિ. એ રસ્તો મળી જાય તો જ આ દુર્ગ લેવાય! પણ એવો રસ્તો કોણ બતાવે?

પરશુરામે કહી હતી તે વાત એને ફરીને યાદ આવી. પરશુરામને લાગતું હતું કે સોરઠનો વિજય હાથવેંતમાં હતો. એ વસ્તુ કેટલેક અંશે સાચી હતી. એ રસ્તાની જાણ—લીલીબાને હોવી જોઈએ. એટલે લીલીબાનો, એને જે સંકેત લાગ્યો હતો, એ જો ખરેખર સંકેત જ હોય, તો આ વસ્તુની સિદ્ધિ તાત્કાલિક હતી. મુંજાલ આટલી આત્મ-શ્રદ્ધાથી વાત કરતો હતો એમાં આવો જ કોઈ સંકેત એના લક્ષ્યમાં હોવો જોઈએ.

પણ હવે એણે પોતે શું કરવું? આ વાત જ અપ્રકટ રાખવી? એમાં પાટણનો સ્પષ્ટ દ્રોહ હતો. પ્રકટ કરવી? એમાં મૂર્ખતા હતી. એક તો મુંજાલે એ વિષે એને કાંઈ ઇશારો કદી પણ કર્યો ન હતો. બીજું—એ સંકેત હતો કે એની પોતાની વ્યર્થ શંકા હતી, એ હજી ચોક્કસ ન

હતું; અને એ જો સંકેત જ હોય — તો તો પોતે જ શા માટે એના સ્વામી ન બનવું? જ્યારે ભુવનેશ્વરીને સ્તંભતીર્થ લઈ જવાનું એક પગલું એણે માંડયું છે, તો જયદેવની પોતાની વધારે નિકટમાં લઈ જનારું આ બીજું પગલું પણ શા માટે ન ભરવું? પોતાની મહત્તા સ્થાપવાની આ તક હતી. મારવાડીનો વિશ્વાસ ન કરવો એવી પરંપરાગત ધૃણાને પોતે જ મહા-અમાત્ય બનીને, મેખ મારવાનો આ મોકો હતો. જયદેવને આ સંકેતની જરાક પણ સમજ હશે, તો એ પોતે જ એમાં ઝુકાવશે. તો મુંજાલ ક્યાંય આઘો પડયો રહેશે. માત્ર એણે મહારાજ જયદેવને એ પંથે વાળવાના હતા.

જૂનોગઢી દુર્ગમાંથી આવીને એણે મુંજાલને નિવેદન આપ્યું: 'પ્રભુ! દુર્ગ અડગ છે. રા' દુર્ગ કરતાં વધારે અડગ છે. સમાધાનની વાત નિષ્ફળ છે!'

'બીજું તને કોણ કોણ મળ્યું, ઉદા?' મુંજાલે ત્વરાથી પૂછ્યું.

'મને? દેવુભા હતા. ચંદ્રચૂડ હતો,' ઉદયને જાણી જોઈને દેશળનું નામ છોડી દીધું.

'રા'ના ભાણેજ હશે—દેશુભા, વિશુભા!' મુંજાલ સામાન્યપણે વાત કરતો હોય તેમ બોલ્યો. ઉદયને તરત એ દોર પકડી પાડ્યો. તે ચમક્યો: 'હા, પ્રભુ! જુઓને — એ પણ બે ય જણા હતા. મને તો બેય બહુ વિચિત્ર લાગ્યા!'

'કેમ બોલ્યા 'તા કાંઈ?'

'ના, ના — બોલે તો શું રા'ની હાજરીમાં? જવાબ રા'એ જ વાળ્યો. દેવુભા પણ મૂંગા હતા. સોઢલજી

હતા. મારે તો રા'ને કહેવાનું હતું તે મેં કહ્યું. પણ રા' માને? માને એમ નથી, પ્રભુ! એનો ભંડાર ખૂટ્યો નથી. એ શેનો માને?'

'એ તો મને પણ લાગ્યું હતું. આપણે ધારાગઢ તરફથી એક જબ્બરજસ્ત હુમલો લઈ જવો પડશે! રાણકદેવી કે લીલીબા તો શેનાં દેખાણાં હોય? તને રા' ક્યાં મળ્યા?'

ઉદયન મુંજાલના હરેક શબ્દને મનમાં બરાબર જોખી રહ્યો હતો: 'રા' મળ્યા છેક અંતઃપુરમાં. પણ બીજું તો કોઈ ફરક્યું નહિ.'

'જો, ઉદા! તમામની ગણતરી એવી કે આપણે અંધારામાં હલ્લો લાવવાના. આપણે એમની એ ગણતરી ઊંધી પાડવી. એટલે અરધો જંગ જીત્યા. આપણે જવું અજવાળિયામાં! પહેલું એ.'

'ક્યારે? પૂનેમે?'

મુંજાલની આંખનો જરાક ચમકારો ઉદયને પકડી લીધો. તે સમજી ગયો. પોતે જેમ વસ્તુ છુપાવી રહ્યો હતો, તેમ જ આ પણ કાંઈક છુપાવી રહ્યો હતો. એણે આ વસ્તુનો તાત્કાલિક તાગ મેળવવામાં શ્રેય જોયું.

'જુઓ, પ્રભુ! આ દુર્ગ જૂનોગઢનો પડે એ આશા આકાશકુસુમ જેવી છે. એ કદાપિ પડશે નહિ — અને આપણે પાડીને શું કામ છે? એની આબરૂ હશે તો આપણને જ એ ખપની થઈ પડશે. જો લેતાં આવડે તો એને લેવાય!'

'શી રીતે?' મુંજાલે એની સલાહ લેતો હોય તેમ

પૂછ્યું : ' કોઈ જાણુભેદુ ? કોઈ તારું માણુસ અંદરના ભાગમાં ? કોઈને તું ઓળખે છે ? કાંઈ પત્તો મળ્યો છે ?'

ઉદયન વિચારી રહ્યો : ' એના મનમાં જે છે એ જ બહાર આવે છે. એનો એક જાણુભેદુ અંદર બેઠો છે એ ચોક્કસ. એણે મોટેથી કહ્યું, ' પ્રભુ ! એ તો આપનું સામર્થ્ય ક્યાં નથી ? ' તેણે બે હાથ જોડયા : ' સિંહના પંજા વિના ક્યાંય હાથીનાં ગંડસ્થળ તૂટ્યાં જાણ્યાં છે ? મારું તો શું ગજું ? ને હું તો પાછો રહ્યો અજાણ્યો ! '

' આપણે જોઈએ — તું છો, પરશુરામ છે, સજ્જન મહેતા છે ! '

' જુઓ, પ્રભુ ! મને તો એક મોહ છે. આ દુર્ગ જોયો — ને એ વધ્યો. આંહી આરસી દેરાં શોભે ! '

' અલ્યા હા, ઉદયન મહેતા ! એ સાચું હો — એ કામ તને સોંપીએ. પછી ? '

' બસ, પ્રભુ ! તો થયું. મારે બીજી કોઈ આકાંક્ષા નથી. મારું આંહીં આવ્યું સાર્થક થઈ જાય. '

' ત્યારે જો, આ રાજાની મેં તને વાત કરી છે નાં ? એ છે ઘેલો. એને સામે મોંએ દુર્ગ લેવો છે ! '

' એ તો સાત જન્મારે પણુ નહિ થાય ! '

' પણુ એ તું સમજે. હું સમજું. પણુ — આનું મન ફેરવી નાખ્યું પેલી માલવણે. એનું શું ? એ છટકી ગઈ. એ તો તેં જાણ્યું હશે ? '

' હેં ! ' ઉદયને આશ્ચર્યનો જબરજસ્ત નાદ કર્યો : ' અરે પ્રભુ ! એ ક્યારે થયું ? તો તો આપણે તૈયારી કરો — તમારા ઉપર માલવા પણુ આ આવ્યું ! મને તો હંમેશાં

એ ડર હતો, એ માલવાની છે એ જાણ્યું ત્યારથી.' પોતાના વિષે આના મનમાં કાંઈ નથી નાં—એ જાણવા માટે ઉદયન એની તરફ જોઈ રહ્યો: 'પરશુરામને પણ હાથતાળી આપી એમ ?'

'ભે ! એ જ વાતની આ ઉતાવળ છે. ને મુદ્દત આંહીં તો લંબાતી જાય છે !' મુંજાલ એ વાત વધારે લંબાવવા ઇચ્છતો ન હતો. ઉદયનને તો એમાં ઇષ્ટાપત્તિ હતી. પણ એણે મુંજાલની વાતનો વિચાર કર્યો. પૂનેમ શબ્દે એ ચમક્યો હતો. મુદ્દત લંબાતી જાય છે એમ એણે હમણાં કહ્યું. ત્યારે તો વદ ત્રીજ — સંકેતનો એ શબ્દાર્થ પોતે કર્યો છે એમાં કાંઈક સત્ય હોય. પણ એ સંકેત આને મળી ગયો હશે ? તો તો પોતે માત્ર એ ન આપ્યાનો લૂખો સંતોષ મેળવશે એટલું જ. ને એની પાસે વક્કર ખોશે એ વધારામાં. પણ જે રીતે દેશુભા, લીલી — વર્ત્યાં હતાં એ જોતાં એમના ઉપર જાપ્તો સખ્ત છે. વળી એમણે બોલવાની તો કોઈએ હિમ્મત જ કરી ન હતી ! દેશુભાનો હાથ તો ખભામાં ભેરવેલા તીરના ભાથા ઉપર ગયો હતો. તેનું શું ?

'ઠીક, મહેતા ! તમે તૈયાર રહેજો. આપણે આજ-કાલમાં મળીને હલ્લાની યોજના ઘડવી છે !' મુંજાલે અચાનક કાંઈક નિર્ણય કર્યો લાગ્યો. 'બીજું કાંઈ રહેતું તો નથી નાં ?' '

આજ તો હજી ત્રીજ — ચોથ છે !' ઉદયન બોલ્યો. બોલીને એકી નજરે મુંજાલ સામે જોઈ રહ્યો.

મુંજાલનો અંગૂઠો ટચલી આંગળીના એકએ વેઢા

ઉપર ફરતો એણે જોયો. એના અંતરમાં ખાતરી થઈ ગઈ. આની પાસે ચોક્કસ તિથિએ ઊપડવાની તૈયારી છે. એટલામાં મુંજાલ બોલ્યો: 'ચોથ કાં? જોઈએ હવે. આ પૂનેમને ક્યાં છેટું છે? અગિયાર દિવસ રહ્યા! નહિ તો બીજી પૂનેમ તો છે જ!'

'હા, હા, પ્રભુ!' ઉદયન બેઠો થયો. તે સાંજે એ એકલો મુંજાલ સાથે થયેલી વાતનો મેળ મેળવતો હતો. આ તક હાથથી ન જાય — તેમ જ પોતે એ તકનો સ્વામી થઈને એનો લાભ ઉઠાવે — એ બન્ને વાત શી રીતે મેળવવી એની એના મનમાં ગડભાંજ ચાલી રહી હતી. પરશુરામને તો આ કાંઈ ખબર નથી, એ એ સમજી ગયો. પણ મહારાજ જયદેવ — પરશુરામે એને આંહીં આણ્યો હતો ત્યારે જે કહ્યું હતું એ એને સાંભર્યું. એનાથી આ અજાણ્યું ન હોય? એટલે મહારાજને કેવી રીતે આ વાત કરવી એ એને જોવાનું હતું.

સાંજે મહારાજને નિવેદન કરવાનું હતું. તે ત્યાં ગયો. જયસિંહદેવ મહારાજ એકલા હતા. પ્રણામ કરીને તે શાંત બેઠો.

'ઉદા! જઈ આવ્યો તું રા' પાસે? રા 'એ આવડી ના પાડી નાં?' જયદેવે કહ્યું.

'પ્રભુ! એના દિવસ ભરાઈ રહ્યા છે. દુર્ગ આપણને સોંપે — ને પોતે આંહીં રહે વંથળીમાં, મુંજાલ મહેતાની એ વાત તો સો ટચના સોના જેવી હતી. હવે એ બેય ખોશે; દુર્ગ અને દેહ!'

'એનો દુર્ગ તેં જોયો?'

'દુર્ગ તો શું જોવાનો મળે ? — જાપ્તો બહુ આકરો છે. આંખે પાટા બાંધીને સુખાસનમાં લઈ ગયા !'

'કેટલી વાર થઈ પહોંચતાં ?'

ઉદયનને જરાક આશા પડી. મહારાજ જયદેવને પણ માર્ગ વિષેની જ ચિંતા મુખ્ય હતી.

'રસ્તો અટપટો હતો. નીચો પણ લાગ્યો. પણ ડુંગરમાં થઈને જતો હતો એ ચોક્કસ ! હવે એ માન્યો નથી. તો હવે આપણે મનાવવો પણ નથી, પ્રભુ !'

'તો શું હલ્લો કરવો છે ?'

'મહાઅમાત્યજીએ તો નક્કી કર્યું છે. પૂનેમે જવું. ધારાગઢ પહેલો તોડવો !'

જયસિંહદેવ કાંઈ બોલ્યો નહિ. તે વિચાર કરી રહ્યો હતો. ઉદયને આગળ ચલાવ્યું:

'મહાઅમાત્યજી સમર્થ છે, પ્રભુ ! ને હવે આમાં બીજું શું બને ? રસ્તા આમાં ચાર !'

'કયા કયા ?' રાજાએ ઉતાવળે પૂછ્યું.

'સામ, દામ, ભેદ અને દંડ !' ઉદયને શાંતિથી કહ્યું.

'હાં, હાં, એ રસ્તાની તું વાત કરે છે !'

ઉદયન મનમાં આનંદી ઊઠ્યો. રાજા પણ, કોઈ રસ્તો મળે એવી આતુરતા હજી ધરાવે છે ખરો. એણે રાજા પાસે સાવચેતીથી વાત મૂકવાનો નિશ્ચય કર્યો. એટલામાં અચાનક જયસિંહદેવે એને કહ્યું : 'ઉદા ! આ તેં કર્યું ?'

ઉદયન ચમકી ગયો ખરો. પરશુરામે એને જે વાત કહી હતી, જયસિંહદેવની શક્તિની—એ એને યાદ આવી ગઈ. એ સમજી ગયો. વાત ભુવનેશ્વરીની હતી. તેણે પોતાનો

માર્ગ હવે કુનેહથી કરવાનો હતો. તેણે બે હાથ જોડયા:

'પ્રભુ! એ અપરાધ — મેં કર્યો છે!'

'કોના કે'વાથી!'

'મહારાજ! કહ્યું કોઈએ નથી, વગરકહી ઇચ્છા સૌની હતી, સૌ ઇચ્છી રહ્યાં હતાં — મહાઅમાત્યજીને સૌ...' કોઈનું નામ આવે નહિ ને એક નામ મહારાજની દૃષ્ટિએ ચડે, એવી જુક્તિથી ઉદયને જવાબ વાળ્યો. 'મેં એ કર્યું છે, પણ અત્યારનો સમો સાચવી લેવા માટે, પ્રભુ! મેં દેવીને સ્તંભતીર્થ મોકલ્યાં છે!'

'મેં એવી આજ્ઞા કોઈને આપી ન હતી. મારી આજ્ઞા મનમાંથી જાણી લેવાની — મેં જાણ્યું મુંજાલમાં જ શક્તિ હશે, આજ ખબર પડી કે, તારામાં પણ એ શક્તિ છે!'

ઉદયન સમજી ગયો. રાજાને વાત રુચતી ન હતી— મુંજાલ પાસે સર્વસૂત્રનો સંચાલનતંતુ હોય તે. એ સાવધ બની ગયો. અત્યારે હવે તક હતી. પોતે હવે મહાઅમાત્ય-પદની રમત રમવા બેઠો હતો. આ પાસો ફેંકાઈ ગયો હતો. એક તીર હજી એના ભાથામાં હતું. તેણે ધીમેથી શાંતિથી પ્રત્યુત્તર વાળ્યો: 'મહારાજ! આંહીં પારકે આંગણે ઘર્ષણ થાય એવાં આપણી મશ્કરી હતી. એક મ્યાનમાં બે તલવાર સમાય નહિ. સ્તંભતીર્થથી પાટણ કેટલું આઘું! ઢેફા–વા. મહારાજના એક નેત્રનિશાને એક સાંઢણી, દેવીને પાટણમાં લાવી દેશે! અને પ્રભુ! આ આંહીંનું જુદ્ધ મહારાજ પોતે ધારે, તો ઘડીના છઠ્ઠા ભાગમાં પુરું થાય તેમ છે. પાટણના મંત્ત ગજેન્દ્રોને

રોકવાનું આ કાંઈ સ્થળ છે? મહારાજ ક્યાં મર્મજ્ઞ નથી — રસ્તાના? અને મેં જે કર્યું છે, પ્રભુ! એ તો કેવળ ઘર્ષણ અટકાવવા માટે — પ્રભુની આજ્ઞા હોય તો આવતી કાલે હું પોતે સ્તંભતીર્થ જવા નીકળું! બાકી, મહારાજ માટે આ વિજય હવે હાથવેંતમાં છે! રસ્તો મહારાજ જાણે એ!'

મહારાજ જયદેવને જે વાત ગમતી ન હતી — કપટની — એ કર્યા વિના છૂટકો ન હતો. મુંજાલ પાસે સત્તાનો દોર ચાલ્યો ગયો એમાં આ કારણ હતું. એ પોતે તો અત્યારે મહાઅમાત્યપદની બાજી માંડવા બેઠો હતો. એને આખી બાજી ઉથલાવવાની હતી. તે સાવધ ને શાંત બની ગયો.

'યુદ્ધ બહુ લંબાયું — ઉદા!' જયસિંહદેવે કહ્યું. ઉદયને છુટકારાનો દમ ખેંચ્યો. અત્યારના સમય પૂરતી ભુવનેશ્વરીની વાત પૂરી થઈ હતી, પછીની વાત પછી. 'હા, પ્રભુ! પણ હવે મહાઅમાત્યજી પૂરું કરશે!' ઉદયને જયસિંહદેવની મહાત્ત્વાકાંક્ષાને સ્પર્શ કરવા માંડ્યો.

'ભેદનીતિથી?'

'પ્રભુ! હું તો આંહીંનો અજાણ્યો છું. મહારાજને ક્યાં રસ્તો જાણમાં નથી?'

જયદેવ શાંત હતો. તે વિચાર કરી રહ્યો હતો.

'પ્રભુ! આપણે પાટણને આ યુદ્ધમાં ગૌરવ જેવું કાંઈ નહિ!'

'હું પણ એ જ વિચારું છું. એ તજાતું નથી. જિતાતું નથી. આમ જિતાય — એ તો જિતાય — પણ એમાં આપણી કીર્તિ શી?'

'મહારાજ! મેં એમ સાંભળ્યું હતું કે, મહારાજને

તો પાટણનું ગૌરવ ઉજ્જયિની જેવું રાખવું છે. એના જેવી વિદ્યાસભા, વિક્રમી નવરત્ન દરબાર, એ જ પરદુઃખ-ભંજન ઘરઘરની રાજપ્રીતિ, એ જ શક્તિ, એ જ સિદ્ધિ અને એવી જ વિશાળ યોજના — આંહી પડ્યાં પડ્યાં તો એ સ્વપ્નું ઠીંગરાઈ જાય. પ્રભુ! જુદ્ધ કરી કરીને આની સામે —? આ સોરઠી પહાણા આ કાંઈ જુદ્ધના ગૌરવને યોગ્ય છે?' છાણના દેવને, પ્રભુ! કપાશિયાની આંખો. આ સોરઠીઓની જુદ્ધ કરવાની એક જ રીત. કદાપિ હારવું નહિઃ કદાપિ હથિયાર હેઠાં મૂકવાં નહિઃ દુર્ગ તજવો નહિઃ ને દેહ વહાલો કરવો નહિ. આવી હઠીલી યુદ્ધનીતિને તમે એક જ રીતે વશ કરી શકો?'

'કઈ?'

'એમની સાથે પૂરી જીત સુધીની લડાઇ કરવી નહિ. ખોખરા કરવાની જ લડાઈ કરવી. એમને ફરીને જુદ્ધની તક આપવી નહિ! એમને માથે લટકતા રાખવા! એટલે એ એમના જ ડંખે એમને પોતાને હણશે. સ્વમાન માટે સોરઠી મરવાનો!'

જયદેવને વાતમાં કાંઈક સત્ય લાગ્યું. ઉદયને હવે પૂરું જ કર્યું: 'આ રીત આપણી જુદ્ધની, આખી જ ખોટી છે, રા'ને હણવાની. રા'ને હણો એટલે બીજો રા' થાય. સૌરાષ્ટ્ર સામે પાટણ કેટલી વખત લડ્યું? કેટલી વખત રા'ને હણ્યા? લડાઈનો ક્યારેય અંત આવ્યો? કેમ ન આવ્યો? કારણ કે આપણે રા'ને હણ્યા ને દુર્ગને રાખ્યો. ખરી રીતે રા'ને રાખવાનો હતો ને દુર્ગને હણવાનો હતો. એક રા' પાટણમાં

કેદ રહે. એક રા ' આંહીં રાજ કરે. પેલો રા ' છૂટે એમાં આ રા 'ને હિત નહિ. એટલે કોઈ દી કોઈ રા ' જુદ્ધ કરે નહિ ! સોરઠની વિશિષ્ટતા આપણે જાણી નહિ, પ્રભુ ! રા ' મરે એટલે રા 'નો કુંવર ભાગી જાય. અને રા ' મરે પણ યુદ્ધ ન મરે. રા ' એકને બદલે બે રાખો તો યુદ્ધ મરે ! ને એમાં અપયશ પણ ન મળે ! કપટથી મારો તો અપયશ. કપટથી જીતો — ને એને જાળવો તો ઊલટાનો યશ ! એની હિંસા ટાળવા એટલું અસત્ય આદર્યું એમ મનાય ! '

' ઉદા ! તારી વાત તો ઠીક — જણાય છે ! '

' પ્રભુ ! મારે તો ભારતવ્યાપી વિદ્યાવૈભવની વાત મૂકવાની છે. આ પહાણાજુદ્ધ પૂરું થાય તો એ થાય. જેની પાસે ભોજરાજનું આખું વિદ્યાભવન પાણી ભરે એવો એક મહાન વિદ્યાચક્રવર્તી ત્યાં છે — ! '

' ક્યાં ? ' જયસિંહદેવનું સ્વત્વ પ્રકાશી ઊઠ્યું.

' પ્રભુ ! ત્યાં સ્તંભતીર્થમાં. ને કાલિદાસે જે વિક્રમને માટે કર્યું, એ મહારાજને માટે કરવાની શક્તિ એનામાં છે. એના જેવો વિદ્વાન અત્યારે આખા ભારતવર્ષમાં નથી ! '

' ઉદા ! કોણ છે એ ? શું એનું નામ ? '

ઉદયને જયદેવનો ઉતાવળો ઉત્સાહી સ્વર પકડી લીધો. એનું અંતર ડોલી ઊઠ્યું. સોરઠનો વિજય રાજાનો હતો, પણ રાજાનો વિજય — એનો પોતાનો હતો.

' મહારાજ ! એનું નામ હેમચંદ્રસૂરિ ! અદ્ભુત પુરુષ છે ! '

' એને આપણે પાટણમાં લાવો. '

'મહારાજ સમર્થ છે. આ પહાણુાજુદ્ધ જો પૂરું થાય, તો આપણી પાસે આવી ભારતવ્યાપી વાત છે. આ ખૂણામાં સોરઠનો રા'. એનું આ જુદ્ધ—એ કોઈ ગૌરવનો વિષય છે ? આને તો પૂરું કરવાનું હોય !'

જયસિંહદેવ ઊંડા વિચારમાં પડી ગયો હતો. એનું મનોમંથન પૂરું થયું જણાયું. તેણે અચાનક એક તાળી પાડી. જયસિંહદેવની તાળીના પ્રત્યુત્તરમાં તરત કૃપાણુ ત્યાં આવીને ઊભો.

'પૃથ્વીભટ્ટને તેડાવો. પરશુરામ આવ્યો વંથળીથી ?'

'ના, પ્રભુ !'

ઉદયનને હવે સાંભર્યું. પોતે તો સ્તંભતીર્થ ભુવનેશ્વરીને મોકલ્યાની વાત કરી હતી. આ પરશુરામે તો એ જાણ્યું નહિ હોય. એણે એને તરત કહી દેવરાવવાનો સંકલ્પ કરી લીધો. રાજા કોઈક તાત્કાલિક પગલું ભરવા માગે છે અને તે આ જુદ્ધ વિષે જ છે. ઉદયને ધીમેથી મૂળ વાત હવે ઉખેળી.

'પ્રભુ ! એક બીજો અપરાધ પણ મેં કર્યો છે.' જયદેવ એની સામે જોઈ રહ્યો, પણ એ દૃષ્ટિમાં ઠંડી ઉત્તેજના હતી. ઉદયનને માર્ગ સ્પષ્ટ દેખાયો.

'મેં પ્રભુ ? લીલીબાને એક સંકેત આપતાં દીઠાં !'

'ક્યાં ? ક્યાંની વાત કરે છે ?'

'રા'ના અંતઃપુરની, પ્રભુ !'

'લીલીબા—રા'ની બહેન ? તો તો દેશળ પણ મળ્યો હશે !'

'દેશળ પણ મળ્યો હતો !'

'કહ્યું એણે કાંઈ?'

'ના, પ્રભુ! બોલાય તેમ તો હતું નહિ. એણે પણ કાંઈક સંકેત આપ્યો લાગ્યો!'

'મુંજાલ મહેતાને કહ્યું તેં?'

ઉદયને પોતાનું તીર હવે બરાબર સફળતાથી વાપરવાની તક પકડી.

'જુઓ, મહારાજ! આ સંકેત હોય તો એનો મર્મ એક મહારાજને જ જણાવવો એવો મેં સંકલ્પ કર્યો હતો. હું આ જુદ્ધ ખતમ થતું જોઈ રહ્યો છું. મહારાજના શ્રીકલશને બિરદાવતા પાટણના શ્રીપાલ કવિને હું જોઈ રહ્યો છું.'

'એક રસ્તો એવો છે, ઉદા! જેની ખબર એક લીલીને છે. બીજી રા'ને છે! આ રસ્તા વિષે એ સંકેત હશે. તું હવે એ કોઈને કહેતો નહિ—પરશુરામને પણ. મંત્રભેદ થતાં માર્ગ નિષ્ફળ જશે!'

'ત્યારે એ રસ્તાની જ આ વાત લાગે છે! લીલોબાએ હું રા'ને મળવા ગયો ત્યારે, ત્રણ કોડિયાં સળગાવ્યાં. ને પછી ત્રણે એક પછી એક ઠાર્યાં. હું મળવા ગયો ત્યારે શુદિ ત્રીજ હતી.'

'તો તો એણે તને વદી ત્રીજનો કાંઈક સંકેત દીધો!'

'હું પણ એમ માનું છું. રા'ના ખંડમાં પહોંચ્યો તો ત્યાં દેશળે પણ ત્રણ આંગળી કેશમાં ફેરવી—'

'એ પણ અંધારી ત્રીજનો સંકેત—'

'અને વધુમાં હાથને ખભા ઉપર—તીરનાં ભાથાં તરફ સરકાવ્યો!'

જયદેવ મહારાજ એકદમ શાંત થઇ ગયા. એ કાંઈક સંભારી રહ્યા હતા. અચાનક એને સાંભર્યું: 'હા, હા... બસ, ત્યારે એ જ— ઉદયન!...'

પૃથ્વીભટ્ટ આવી ગયો હતો. તે ત્યાં પ્રણામ કરીને ઊભેલો નજરે પડચો. રાજાએ વાક્ય પૂરું ન કર્યું. 'પૃથ્વીભટ્ટ! આજ કઇ તિથિ છે?' તેણે પૃથ્વીભટ્ટને પૂછ્યું.

'મહારાજ! આજે ચોથ—'

'ત્યારે જો—દોઢસો બખ્તરધારી યોદ્ધા જંગલજુદ્ધના જાણીતા લઈને તું આવતી ત્રીજે સાંજે આંહીં આવી જજે! અને ઉદા મહેતા! તમે આંહીં હાજર રહેજો—'

'મહારાજ!' ઉદયન કાંઈક કહેવા જતો હતો, પણ જયસિંહદેવ ઉતાવળમાં હોય તેમ ઊભો થઈ ગયો. તેણે ઉદયન સામે ચાર આંગળી ધરી—અને બન્ને કાને સ્પર્શ કર્યો. ચાર કાને જ આ વાત સાંભળી હતી—એ દર્શાવવા. અને અંદરના ખંડમાં જવા તેણે પગ ઉપાડચો.

ઉદયન પ્રણામ કરીને બહાર નીકળી ગયો. પણ તેના ભાથામાંથી અમોઘ તીર નીકળી ગયું હતું—અને એ તીરની અસર જાણવાનો રાજાએ એને સમય જ આપ્યો ન હતો. જયસિંહદેવ કોઈને પણ દોર આપે તેવો નથી, એની એને ખાતરી થઈ.

## ૨૮. દેશળનો સંદેશ.

મહારાજ જયદેવની આજ્ઞા પ્રમાણે બરાબર નિર્મિત તિથિએ તે સમયે પૃથ્વીભટ્ટ આવી ગયો હતો. પરશુરામ પણ ત્યાં હતો. ઉદયન આવ્યો હતો. દોઢસો જેટલા જંગલ-યુદ્ધના અનુભવી જોદ્ધા હતા. ધુબાકો હતો. આડેસર હતો. કૃપાણુ પણ હતો. ક્યાં જવાનું છે ને શી વાત છે એ કોઈને ખબર ન હતી. આ બાજુ સજ્જન મહેતો અને મુંજાલ એ બન્ને તો હવે ધારાગઢ મોરચે પડ્યા હતા. આવતી પૂનેમે એક મોટો હલ્લો ચોક્કસ કરવાના સમાચાર ત્યાંથી આવી ગયા હતા. મહારાજ પોતે ત્યારે ધારાગઢ જવાના હતા.

જયસિંહદેવ બહાર આવ્યો. તેણે એક નિશાની કરી. તદ્દન શાંતિ થઈ ગઈ. થોડીવારમાં આખો સંઘ પગદંડીના ભયંકર જંગલમાર્ગે આગળ વધ્યો.

'પરશુરામ ! આપણે ક્યાં જવું છે ? આ શું છે ? તને કંઈ કહ્યું છે મહારાજે ?'

'કાકા ! હવે બોલતા નહિ,' પરશુરામે ધીમેથી કહ્યું: 'તમે જે કહ્યું છે તે વાત ઉપર મહારાજનો મદાર છે.!'

પરશુરામનું અનુમાન સાચું હતું. કેદારેશ્વરમાં દેશળ

મળ્યો ત્યાર પછી— આજે આ સંકેત મહારાજે મેળવ્યો હતો. કેદારેશ્વરના સ્તંભ પાછળથી તો પોતે અરધી વાતે અદશ્ય થઈ ગયા હતા. ત્યાર પછી એ વસ્તુ ઉપર મહારાજે વિચાર જ કર્યો ન હતો. પણ એક એવો રસ્તો હતો જેની જાણ માત્ર લીલીને હતી. એ રસ્તો છેક દુર્ગમાં રાજમહાલયમાં નીકળતો. એ વસ્તુસ્થિતિ એની સ્મૃતિમાં રહી ગઈ હતી. ઉદયને જ્યારે ખેંગારને હંફાવવાની વાત કરી કે—એને હણો તો એ કોઈ દિવસ નહિ હારે, પણ માથે લટકતી નજરકેદ રાખો — તો જ સફળ થવાય, ત્યારે જ મહારાજને એ વસ્તુ સ્પર્શી ગઈ. અને પછી તો લીલીબાના ને દેશળના સંકેતનો મર્મ એમણે પકડ્યો.

છતાં એક પ્રકારનું જોખમ આમાં રહ્યું હતું. જયદેવે એકલા એકાંતમાં નિશ્ચય કર્યો. મુંજાલને ધારાગઢ જ રહેવા દઈ — એણે પોતે આ પગલું ભર્યું.

ઉદયનને એ ગમ્યું. પણ મહારાજ ક્યાં જઈ રહ્યા છે — એ વાત હજી એનાથી અજાણી હતી. પરશુરામને કાંઈ વિશેષ ખબર લાગી નહિ. તેને ચટપટી થઈ.

'પણ વખત છે ને અલ્યા ! હું સંકેત જ ખોટો સમજ્યો હઈશ — તો ? મહારાજે જે મર્મ પકડ્યો એ ખોટો હશે તો ?'

'એ બધી વાત હવે નકામી છે, કાકા ! એક ક્ષણમાં એમણે કરેલો નિશ્ચય—એની પાસે તમારો વર્ષોનો અનુભવ પાણી ભરે—આટલી અડગ આત્મશ્રદ્ધા — એ મહારાજ જયસિંહદેવ. જયદેવ મહારાજનો તમને પરિચય પડ્યો છે — તો અનુભવ લ્યો !'

૧૯

'ત્યારે જો વાત નકામી કે કામની — આ જુદ્ધ તું જીત્યો હોત — જે સમાચાર મેં આપ્યા —'

'એ સમાચાર સૌથી પહેલાં મેં પકડ્યા. આજ તો તમને પ્રવેશ મળી ગયો હોત! પણ હવે એ વાતનો પસ્તાવો શા કામનો?'

બોલ્યાચાલ્યા વિના જંગલકેડીએ સૌ આગળ ચાલતા રહ્યા.

જયદેવ સૌથી આગળ વધી રહ્યો હતો. કેટલોક વખત ગયો ને એ અચાનક અટકી ગયો: આકાશમાંથી ચંદ્રમા નીકળવાની તૈયારી હતી:

'પરશુરામ!' મહારાજે સાદ દીધો.

'પ્રભુ!'

'જો — હવે લેશ પણ અવાજ ન થાય. સૈનિકો સૌ આસપાસ વેરાવા માંડે. આપણે આગળ વધતા રહેશું. એ સૌ ઝાડને આધારે ને ઉપર જેમ ઠીક પડે તેમ, જુદેજુદે સ્થળે બેસવા માંડે. સંકેત આડેસર કરે તો જ ભેગા થવાનું છે.'

'પ્રભુ!' ઉદો પાછળથી હરોળ સાચવતો આવી રહ્યો હતો, તે એકદમ આગળ દોડ્યો: 'આપણે ક્યાં જઈ રહ્યા છીએ?'

'જુઓ — ક્યાં ગયો પરશુરામ?'

પરશુરામ સહેજ વધુ આગળ આવ્યો. 'ઉદા મહેતા!' મહારાજે બહુ જ ધીમેથી કહ્યું: 'આપણે બર્બરકની સહાય લેવા જતા નથી. તમે એ બાબતમાં નિશ્ચિંત રહો. પણ જે રસ્તે દેશુબાએ તીર ફેંકીને તે પહેલાં એક વખત સંદેશો મોકલ્યો હતો — બરાબર, એ જ માર્ગે, આપણે જઈ રહ્યા

છીએ. આજ પણ સંદેશો આ માર્ગે મળશે, મહેતા !

મહારાજનો સ્વર એકદમ ધીમો માંડ પકડાય તેવો હતો.

પૃથ્વીભટ્ટ આવ્યો: ‘તને યાદ છે, પૃથ્વીભટ્ટ ? રસ્તા તો આ જ છે નાં ?’

‘હા, પ્રભુ ! છે તો આ જ, મને બરાબર યાદ છે.’

‘થયું ત્યારે, તમે સૌ ચારે તરફ શાંત બેસવાનું શરૂ કરી દો. ધુંબાકાને ને આડેસરને આગળ મોકલો. હવે લેશ પણ અવાજ ન થાય. સોરઠી છેલ્લી ચોકી આટલામાં જ ક્યાંક છે. આડેસર—ઘુડ બોલાવે તો તમારે અવાજ ઉપર એકદમ દોડવાનું છે. ધુંબાકા ! તું ને આડેસર આગળ જાઓ — જરાક પણ હિલચાલ, શંકા પડતાં. લાગે તો જ નિશાની આપજો.’

ધુંબાકો ને આડેસર જંગલમાં છૂ થઈ ગયા. ઉદયનને વાતનું ઊંડાણ હવે સમજાયું. ચુપ ક્યાંય હલ્લો લઈ જવાનો ન હતો. પણ સંકેતના મર્મ ઉપર જ એ સૌ ચાલી રહ્યા હતા. પણ એ વિચારે તો એનું હૃદય હૃદયમાં બેસી ગયું. આખો સંકેત જ પોતે ખોટો સમજ્યો હોય તો ? કે એમાંથી જ દગો નીકળે તો ? કેવી ફજેતી થાય ? પરશુરામે કહ્યું તે સાચું. જયદેવ અતિ સાહસિક હતો. પણ હવે શું થાય ? ‘પ્રભુ ! આપણે હજી આગળ જવું છે ?’ તેણે હાથ જોડીને બહુ જ ધીમેથી કહ્યું.

‘પરશુરામ ! પૃથ્વીભટ્ટ ! ઉદા મહેતા ! તમે—મારી સાથે ચાલો. કૃપાણ ! તું ત્યાં ઊભો રહેજે—પેલા રૂખડાના ઝાડ પાસે !’

'પણ મહારાજ! વખત છે ને સંકેત બરાબર સમજાયો નહિ હોય કે કાંઈ દગો હશે તો?'

'તો પણ — આપણે પહોંચી વળીશું — ચાલો, શંકા છોડો; હવે પગલું ભર્યું છે. હવે એનો તાગ લ્યો!'

'પ્રભુ! થોડાક સૈનિકો આગળ જાય — પછી મહારાજ જાય — આપણને હજી ખાતરી નથી —'

'એમ ન હોય, મહેતા! તમે ક્યાં જાણકાર નથી રાજનીતિના? ચાલો, ચાલો, આપણે આગળ વધો! અવાજ ન કરતા. આપણો એક દુશ્મન અવાજ. બીજો, શંકા. ચાલો, મહેતા!'

બીજી જ ક્ષણે ચારે જણા ગુપચુપ આગળ વધી રહ્યા હતા.

ઘોર અંધારામાં ઉજાસ થતો આવતો હતો. પણ બધે ભયંકરતા વ્યાપી ગઈ હતી. આખું જંગલ તમરાંના અવાજથી ગાજી રહ્યું હતું.

એ બોલ્યા વિના ચાલતા જ રહ્યા. એક વખત ફરી જયદેવ અટકી ગયો. તેણે પૃથ્વીભટ્ટનો હાથ દબાવ્યો: 'બહુ જ ધીમેથી કહ્યું: 'પૃથ્વીભટ્ટ! સામે જો તો, પેલા ઝાડ પાસે કોણ ઊભો જણાય છે?'

'હા, પ્રભુ! દેખાય છે તો માણસ! કોઈ આવવાનું હતું?'

ઉદયને એ સાંભળ્યું. એ આગળ વધ્યો. એના મગજમાં એક વિચાર આવી ગયો. પરશુરામ બાળક હતો. આ રાજા સાહસિક હતો. પણ પોતે નાનો હતો? એણે આ કેમ કર્યું? કાંઈક દગો થશે તો? ધુબાકો ક્યાં હશે?

આડેસર પણ બોલતો નથી ! તે મહારાજની પડખોપડખ ઊભો રહ્યો. મહારાજે એને શાંત રહેવા જરાક હાથની નિશાની આપી.

જયદેવ વિચાર કરી રહ્યો હતો: તેણે બહુ શાંત અવાજે કહ્યું: ' કોણ હોઈ શકે, ઉદા ? '

' મહારાજ ! દગો તો નહિ હોય ? '

' દગો નથી. એક ક્ષણ થોભો. '

એટલામાં સનનાટ કરતું એક તીર એના કાન પાસેથી આગળ ચાલ્યું ગયું. જયદેવ શાંતિથી બે ડગલાં પાછો ખસી ગયો. ઉદયનનો હાથ મહારાજના હાથમાં હતો—શાંતિ જાળવવાની સૂચના આપતો. થોડી વાર થઈ. બીજું તીર આવ્યું. એક ક્ષણ વીતી. ત્રીજું તીર આવ્યું. પાછી ઘોર શાંતિ થઇ ગઈ. એટલામાં પેલો માણસ જેવો લાગતો હતો તે પણ અદશ્ય થઈ ગયો.

' પૃથ્વીભટ્ટ ! એક તીર આંહીં લાવ તો—જો, પેલા ઝાડ સાથે અફળાયું. ત્યાં ચોંટયું હશે ! '

પૃથ્વીભટ્ટ ત્વરાથી તીર લાવ્યો. મહારાજે ખાંખાં-ખોળાં કર્યાં. ત્યાં કાંઈ વસ્ત્રલેખ ન હતો.

બીજું તીર શોધ્યું. એ પાસે જ પડયું હતું. એમાં પણ કાંઈ ન હતું. ત્રીજું પણ ખાલી હતું.

' પેલો માણસ કયાં ગયો, પૃથ્વીભટ્ટ ? '

' પ્રભુ ! એ તો અદશ્ય થઈ ગયો છે. જુઓ, ત્યાં નથી ! '

જયદેવે માથા ઉપર જરાક હાથ ફેરવ્યો. અચાનક એ આગળ વધ્યો.

'અરે ! મહારાજ !—'

'ઉદા મહેતા ! તમે સૌ આંહીં રહેજો. પૃથ્વીભટ્ટ—તું મારી પાછળ ચાલ્યો આવ.—તલવાર તૈયાર રાખજે !'

'અરે! પણ પ્રભુ !..'

'મહારાજ! '

'ઉદયન મહેતા ! તમારો એક જરાક વધુપડતો અવાજ અત્યારે શું પરિણામ લાવશે એ ખબર છે? તમે આંહીં શાંત ઊભા રહો. હું આ આવ્યો !'

કોઈ રોકે તે પહેલાં સિદ્ધરાજ અદશ્ય થઈ ગયો. પરશુરામ ને ઉદયન એકબીજાની સામે જોઈ રહ્યાઃ
'પરશુરામ !'

'કાકા ! હવે બોલતા નહિ. મહારાજના નિર્ણયમાં આત્મશ્રદ્ધાનો રણકો વાગે છે ત્યારે કોઈ બોલી શકતું નથી—રાજમાતા પણ.'

ઉદયનને લાગ્યું કે આ પરશુરામ મહારાજ પાછળ થોડીઘણી ઘેલછા રાખતો લાગે છે! તે શાંત ઊભો રહ્યો.

થોડી વાર થઈ. મહારાજ અદશ્ય થઈ ગયા જણાયા. ઉદયન ઉતાવળો થયો. પણ પરશુરામ શાંત હતો એટલામાં પૃથ્વીભટ્ટને શ્વાસભેર આ તરફ આવતો એણે દીઠો: 'મંત્રીશ્વર! એ તો દેશળ પોતે છે!' પૃથ્વીભટ્ટે આવીને તરત સમાચાર આપ્યા.

'કોણ પેલો માણસ ?'

'હા, હા ! પણ—આ—'

પૃથ્વીભટ્ટે તાળીનો સહેજ અવાજ પકડી લીધો. તે એકદમ દોડયો ગયો. થોડી વાર પછી તે પાછો ફર્યોઃ

'મહારાજ બોલાવે છે, પ્રભુ! પરશુરામજી! તમે આંહીં સાવધ રહેજો. સોરઠી છેલ્લી ચોકી આટલામાં જ છે!'

ઉદયન પૃથ્વીભટ્ટ સાથે ચાલ્યો. એણે પોતાના સ્તંભતીર્થમાં મહારાજ જયદેવ વિષે જે ખ્યાલ બાંધ્યો હતો એનાથી વાત જુદી જ નીકળી પડી. તે વિચાર કરતો આગળ વધ્યો.

'ઉદા મહેતા!' મહારાજે એકદમ કાનમાં વાત કરી: 'જરા પણ અવાજથી બોલતા નહિ. આ દેશુભા પોતે આવ્યા છે!'

સામે પૂજારીના વેષમાં એક માણસ ઊભો હતો. તેને કપાળે ત્રિપુંડ્ર હતું. હાથમાં બેરખો હતો. તેણે કમંડળ ધારણ કર્યું હતું. તેણે ઉદયનને જોઈ બે હાથ જોડ્યા: ઉદયને તેની સામે હાથ જોડ્યા.

'ઉદયન!' મહારાજે એનો હાથ દબાવ્યો. ઉદયને મર્મ પકડી લીધો લાગ્યો. મહારાજે ધીમેથી વાત ચલાવી: 'જાણે આ દેશુભા પોતે આવ્યા છે. મુંજાલને આપણે ધારાગઢની આસપાસ હલ્લાની ગોઠવણ માટે રાખેલ છે, એટલે આપણે આવ્યા, એ વાત મેં કહી. સમયમાં ફેરફાર થયો છે—એ વાત તો આપણે મુંજાલને પહોંચાડી દીધી છે. એટલે એનો તો વાંધો નથી. હવે રહી રા'પદની વાત. આપણે મન તો—આજથી જ હવે એ રા'. આપણા સગા પણ છે! બોલો, દેશુભા! હવે તમારે ચોકસી રાખવી. બીજું શું? કાં મહેતા?'

ઉદયન સમજી ગયો. આણે રા'પદનું વેણુ માગ્યું છે. સંકેત જે મુંજાલને આપ્યો જણાય છે, તેમાં હવે સમયનો

ફેરફાર છે. તે ખાતરી કરવા ગમે તે રીતે દેશળ પોતે જોખમ વેઠીને આવ્યો છે. આ પૂજારીના વેષનો એ ભેદ છે.

'દેશુભા હોય નહિ—ને આ વાત થાય નહિ!'

ઉદયને ધીમેથી કહ્યું: એણે પોતાનો પાઠ પકડી લીધો લાગ્યો: 'પ્રભુ! હું તો એ પામી ગયો હતો. મુંજાલ મહેતાએ તો, મહારાજને પહેલેથી જ એ વાત કરી હતી!'

'પણ અમારું—વાંહેથી શું, ભે? પછી અંગૂઠો બતાવીને ઊભા રહો તો?'

'જુઓ, ભા! બે વરસનું બચ્ચું સમજે એવી વાત છે. તમારો આ દુર્ગ અખંડ હશે—તમે રા' હશો—ને આ રસ્તો અત્યારે તમે બતાવવા આવો છો એ, એ પણ પછી તો અમે ખોયો જ ગણાય નાં? ત્યારે તમને અંગૂઠો બતાવવો એ તો હાથે કરીને બેસવાની ડાળ કાપવાની વાત થઈ નાં? અને તમે શું સમા નથી? લાંબું થાશે એમ આ નબળું થાશે!'

'હું પણ એ કહું છું, મહેતા! વાત લંબાવશો તો વેડફાશે. વળી કોક નવો ફણગો ફૂટશે!'

'અરે નવો ફણગો શું? દેહુભા! આ તમે વાત જાણતા હો ઈ રસ્તો જ અચાનક બંધ થઈ જાય. પછી? તમે તો ત્રણ બદ્દામના થઈ જાવ નાં? કિમ્મત તો આ પળની છે. આ પળ ખોઈ—કે કાલની પળ તમારી નથી. વિચાર કરી જુઓ—!'

દેશળ ઉપર આ વાત અસર કરી ગઈ. એક વખત એ પરિસ્થિતિ ઉપરનું વર્ચસ્વ ગુમાવી બેસશે, પછી એ ક્યાંયનો નહિ રહે. જાપ્તો તો અત્યારે જ સખ્ત હતો.

'ત્યારે જુઓ, ભા! હું તો તમારા વેણુ ઉપર આધાર રાખું છું!'

'દેહુભા! તમે નાહકના મૂંઝાવ છો. શંકા તમને ખાઈ જાશે. અને અમને તો વળી બીજો ઉપાય પણ મળશે—' ઉદયને કહ્યું: 'બાકી, તમને વેણુ દીધું હોય—એ—પાળવું. એ અમારો કોલ. બીજું શું?'

'દેશુભા! તમે સગા છો. તમે પહેલા. વહેલો ઈ પહેલો એવી વાત છે!' સિદ્ધરાજે કહ્યું.

દેશુભાને શંકા પડી. મહારાજ પાસે બીજા પણ કોઈ વાત ચલાવે છે. પોતાનું તીર નકામું થઈ જાય તે પહેલાં વાપરી લેવું જોઈએ. 'મહારાજ!' તે ધીમેથી બોલ્યો: 'પછી હું બનું નહિ હો!'

'અરે! દેહુભા! મહારાજે વેણુ દીધું હોય—તો—ઈ ઠેલશે ખરા?'

'પણ અમારે તો આંહીં કોકને રાખવો પડશે નાં? અમે તો રહેવા નવરા નથી. તો તમને સગાને નહિ રાખીએ અને બીજાને રાખશું? તમે હવે પળ પળ લંબાવો છો—ને શું જોખમ ખેડી રહ્યા છો એ તમને ખબર છે, દેશુભા?'

'મહારાજ! ત્યારે આ વાત એવી છે—'

દેશળે સિદ્ધરાજનો હાથ જરાક દબાવ્યો. તે એક બાજુ પાછળ સર્યો. ઉદયને અવાજ પકડયો — પણ વાત કાંઈ સમજાણી નહિ. થોડી વારમાં મહારાજ પાછા આવ્યા: 'મહેતા! ચાલો, એમને ખાતરી થઈ છે. આપણે વેણુ આપ્યું હોય—એ આપણે પાળવાનું. એનું કામ

એણે કરવાનું. દેશુભા! ત્યારે જય સોમનાથ! પણ જોજો હો—આંહીં અમારે ત્યાં વાત કોઈ નહિ જાણે, તમે સંભાળજો. ને લીલીબાને કહેજો—અરે હા! વિશુભાને સંભારજો. ને ખબર છે નાં બહુ તાર લંબાય—એ તૂટે!'

'હવે ફેરફાર નથી, પ્રભુ! ઉદયન મહેતા!' દેશુભાએ બે હાથ જોડ્યા.

ઉદયને સામે નમસ્કાર કરવા બે હાથ જોડ્યા. એટલામાં દેશુભા જંગલકેડીએ અદૃશ્ય થઈ ગયો.

'પ્રભુ! જાપતો તો રા'નો ભારે છે. એમાં આ આવ્યો શી રીતે?'

'એક જ એવો રસ્તો છે. એની માને—લીલીબાને જાણમાં છે. મંદિરમાં એ રસ્તો નીકળે છે. એટલે ત્યાંના પૂજારીના વેષે આ પોતે જ આંહીં આવી ગયો—પણ હવે આંહીં આવી શકે તેમ નથી!'

'પણ એ રસ્તો રા' બંધ કરાવે તો?'

'તો એનું સૈન્ય સૂઈ જાય. આ તો બધા ય જાદવ-કુળના—આહીરડા. ભેંશુંનાં દૂધ ખાઈને તલવારી જુદ્ધના એ ઘા ખમવાવાળા. મહેતા! એને સૌને માળવાના અફીણનો આહાર છે! અફીણ ઉપર દૂધનો મારો ને દૂધનાં હાડ ઉપર એનાં તરવારનાં જુદ્ધ. એનું રણાંગણ સાંઢણી ઉપર. આપણે એનો તાગ મેળવ્યો છે—!'

'પણ ક્યાંક મહારાજ—'

'આ ફસાવે નહિ એમ?'

'હા.'

'એક જૈન મુનિએ અમને કથાવાતો કહી'તી, ઉદયન મહેતા!'

'શી પ્રભુ?' ઉદયનને રાજાની વાતમાં રસ આવ્યો. સિદ્ધરાજની આંખ અંધારામાં દેખાય તેમ ન હતી. નહિતર એમાં રહેલ હાસ્યનું ઊંડાણ જોઈને ઉદયન પણ મૂંઝી ઊઠત.

'એ એમ કહેતા. સઘળું ડૂબે છે—લોભમાં!'

'પણ પ્રભુ...!' ઉદયન મૂંગો થઈ ગયો. રાજાએ કાંઈક અવાજ પકડ્યો લાગ્યો. તે શાંત થઈ ગયો.

પરશુરામ દેખાયો: 'કેમ પરશુરામ?'

'મહારાજ! વાર બહુ થઈ—એટલે હું આવ્યો—'

'હવે એમ સ્થાન છોડતો નહિ. ગાંડાભાઈ! ચાલ—પાછો વળ—કાંઈ નથી—' રાજાએ હેતથી તેનો ખભો થાબડ્યો.

પણ ઉદયનને તો વાતનો તંતુ અધર રહી ગયો એની ચટપટી મનમાં થઈ રહી હતી. રાજાએ જૈન મુનિની જે વાત કહી એ એના અંતરને સ્પર્શી ગઈ. અંધારામાં એકલો ચાલતાં એનું મન બોલી રહ્યું હતું: 'જોઈએ, છે અત્યંત વિચિત્ર, પણ કોહાવિદ્યા કોને વશ ન કરી શકે? કોહાવિદ્યા હોય તો!'

## ૨૯. મહારાજ જયદેવની યોજના

ઉદયને જોઈ લીધું કે મુંજાલના હલ્લાના સમય પહેલાં, જયદેવ મહારાજની યોજના સફળ થવાની હતી. એટલે મહારાજ જયદેવ પોતે જ હવે આ યુદ્ધને દોરવા માગે છે, એ ચોક્કસ થયું. ત્યાગવલ્લીની જે વાત થઈ ગઈ એ હમણાં એમ જ રહે—અને આંતરઘર્ષણ જન્માવતી બંધ પડે, એ વસ્તુ સમયસર એમણે સ્વીકારી લીધેલી લાગી. એ વિષે એમણે ત્યારપછી ઇશારો જ કર્યો ન હતો. ઉદયનને પોતાના અભ્યુદય માટે એ જરૂરી લાગ્યું હતું. એણે ફરીને એક બીજો માણસ પણ સ્તંભ-તીર્થ તરફ રવાના કર્યો હતો. ત્યાગવલ્લી પાછી હાથતાળી દઈ ન જાય એ જોવાનું હતું. એણે મુંજાલની મહત્તા ઉપર આવનારો ઘા નીરખી લીધો હતો. પોતાના માટે એ ભૂમિકા તૈયાર કરી રહ્યો હતો.

પૂર્ણિમા આડે બે દિવસ રહ્યા ને કૃપાણ તમામ મોરચે ફરી વળ્યો. રાત્રિના પહેલા પ્રહરે જયદેવે સૌને બોલાવ્યા હતા. તમામ મોરચેથી તમામ સેનાધ્યક્ષોને આવવાનું હતું. તે પ્રમાણે એક પછી એક સૌ આવવા માંડ્યા. પૃથ્વીભટ્ટ આવ્યો.

એ ધારાગઢ બાજુ હતો. સજ્જન મહેતો વંથળી મોરચેથી આવ્યા. પરશુરામ સોમનાથથી આવ્યો. ઉદયન તો આંહીં હતો જ. ધુબાકા અને આડેસર જેવાને પણ મહારાજે બોલાવ્યા હતા. બહારના ચોગાનમાં એ પ્રતીક્ષા કરતા બેઠા હતા. મહારાજની રાહ જોવાતી હતી. હજી મહા-અમાત્ય મુંજાલ ધારાગઢ તરફની એની કામગીરીમાંથી આવી શક્યો ન હતો. સૌના મનમાં આગામી એકબે દિવસમાં મહાઅમાત્યે યોજેલા મહાન હલ્લાની વાત હતી. ઉદયનને, આજે મહારાજ કાંઈક નિશ્ચયાત્મક પગલું ભરશે, એ ખાતરી હતી. અનિવાર્ય ઘર્ષણનો એ લાભ ઉઠાવી લેવા માગતો હતો—આગળ આવીને આંખે ચડ્યા વિના.

પણ હજી એને જયદેવના પગલાનો વિશ્વાસ ન હતો. એ પોતે મહારાજની દરેક હિલચાલની પ્રતીક્ષા કરી રહ્યો હતો. એટલામાં કૃપાણ આવી પહોંચ્યો.

થોડી વાર થઈ ને મહારાજ આવ્યા. એમણે એક વેધક દૃષ્ટિ ચારે તરફ ફેરવી લીધી.

'પરશુરામ! મુંજાલ મહેતા હજી નથી આવ્યા? તેં કહ્યું નથી, કૃપાણ— આજે આંહીં પહેલે જ પ્રહરે આવી જવાનું છે તે?'

'પ્રભુ! મેં તો સંદેશો આપી દીધો છે!' કૃપાણે જવાબ દીધો.

'ત્યારે?' જયસિંહદેવની અધીરતા ઉદયન નિહાળી રહ્યો. ભાવિ નીતિની રેખા એમાંથી સ્પષ્ટ દેખાઈ ગઈ. નેતૃત્વની એમાં ચોખ્ખી છાયા પ્રકટતી હતી.

મીનલદેવી પાછળ શાંત બેઠી હતી, તેણે આ જોયું. એને આ રુચ્યું નહિ: 'જયદેવ! મહેતા આવતા હશે.

પણ તારા અવાજમાં આટલી ઉતાવળ કેમ છે ?'

'મા ! હવે આપણે ક્યાં સુધી આ જુદ્ધ લંબાવીશું ? માલવાનો ભય આપણને ડારે છે, એના કરતાં વધુ તો એ કે, આંહીં આપણે ખૂંપી જઈશું ને નાના બનીશું.'

'એ તો તને સૌ કહી રહ્યા હતા, કાં ઉદા ? અને મુંજાલ મહેતા એ જ યોજનામાં પડ્યા છે !'

'હા, પણ, મારી પાસે મારી . . .'

'પ્રભુ ! મહાઅમાત્યજી આવતા હશે. એમને માથે માથું કેવું ?' ઉદયને હાથ જોડ્યા. પછી ધીમેથી ઉમેર્યું: 'એ આવે તો ખબર પડે, એમની તૈયારી સજ્જડ હશે !'

ઉદયન પાસે સરીને ધીમેથી છેલ્લું વાક્ય બોલ્યો: પણ તેના શાંત શબ્દો ખરી રીતે બીજા હેતુથી જ યોજાયા હતા.

'તૈયારી ? મેં તો ક્યારનું એમને કહેવરાવી દીધું છે. ક્યાં ગયો પરશુરામ ? પરશુરામ !' પરશુરામ પાસે આવ્યો.

'તેં કહ્યું નથી મુંજાલ મહેતાને—કે આપણો મુખ્ય હલ્લો હવે ધારાગઢ તરફથી નહિ હોય ? વંથળી બાજુથી કરવાનો નિર્ણય થયો છે ને ? ક્યાં છે સજ્જન મહેતા ?'

'પ્રભુ ! એ તો આવ્યા છે—એ બેઠા ત્યાં. મહારાજના સમાચાર તો સૌને બરાબર પહોંચાડી દીધા છે.''

'પણ જયદેવ ! છેક છેલ્લી ઘડીએ—મુંજાલને એ ન રુચ્યું હોય ! એણે આખો દોર સંભાળ્યો છે એમાં ફેર પડે નાં ?'

'જુઓ, મા ! મુંજાલ મહેતાને આ એક જુદ્ધની પડી છે. મારે તો આખા જીવનના જુદ્ધની આ ઘડી છે. મેં નિશ્ચય કર્યો છે—'

'આ મહાઅમાત્યજી પોતે આવ્યા હ્યો,' ઉદયને કહ્યું: 'અત્યારે પણ એમના મગજમાં વ્યૂહ ચાલી રહ્યો લાગે છે. એ તો એ જ ધૂન હોય નાં? રાજસેવા કાંઈ સહેલી છે?'

મીનલદેવી સાંભળી રહી આ મુંજાલની પ્રશંસા હતી કે એના ઉપર કટાક્ષ હતો તે જોવા એણે ઉદયન તરફ સહેજ દૃષ્ટિ કરી. પણ એ તો કાંઈ ન હોય તેમ ભોંય ઉપર નજર માંડી બેઠો હતો. છેલ્લા સમયમાં એનો જયદેવ સાથે વધુ મેળ થતો હતો એ એણે જોયું હતું. એટલામાં મુંજાલ આવ્યો—ગૌરવથી, છટાથી, વિજેતાના તાનથી. પોતાની યોજનાની સફળતાનો ધ્વનિટંકાર એના મગજમાં નિષ્કંટક રાજ્ય કરતો હતો. એણે રાતદિવસ જોયા વિના ધારાગઢની તરફના ગાઢ જંગલમાં મોરચાની જમાવટ માંડી હતી. કાષ્ટમંડપિકાની એક હારમાળા રચી કાઢી હતી. આખું સૈન્ય દુર્ગપ્રવેશ કરશે એવી એને શ્રદ્ધા હતી. એ માંડમાંડ જયદેવ પાસે મહાઅમાત્યની પરંપરાનું ગૌરવ સ્થાપી શક્યો. મહારાજને પ્રણામ કર્યા, પોતાની ખાલી બેઠકે ગયો. એ ગૌરવ પાછું ડગુમગુ ન થાય એ એને જોવાનું હતું. એણે જયસિંહદેવની આજ્ઞામાં પાછો એ ભય જોયો હતો. એટલે એ સાવચેત હતો. તે પાસે આવ્યો, જઈને શાંતિથી બેઠો. તેણે આસપાસ નજર ફેરવીઃ 'ક્યાં ગયો પરશુરામ?' તે બોલ્યો: 'શું એ ભરડી ગયો' તો સમજ્યા વિનાનું? મેં તો ત્યાં તૈયારી સંપૂર્ણ કરી લીધી છે, મહારાજ!' તેણે જયદેવ તરફ ફરીને કહ્યું.

'શાની?' જયદેવે શાંતિથી કહ્યું. પણ એ શાંતિ ભયંકર હતી. ઉદયન એ કળી ગયો. મીનલદેવી ચમકી ઊઠી.

મુંજાલ મહારાજની નજીક આવ્યો. ધીમેથી બોલ્યો : ‘કેમ મહારાજ? કાલે તો આપણો મોટો હલ્લો—ધારાગઢ બાજુ દુર્ગ ઉપર! મહારાજને એ કહેવરાવાઈ ગયું છે!’

‘કોણે કહ્યું?’

‘મેં એ પ્રમાણે ગોઠવ્યું છે, મહારાજ!’ મુંજાલે ગૌરવથી કહ્યું: ‘ત્યાં બધી તૈયારી સંપૂર્ણ છે. એ પ્રમાણે તમને કહેવરાવાઈ પણ ગયું છે, પ્રભુ! છેક છેલ્લી ઘડીએ—હવે એમાં ફેરફાર ન હોય. એવો ફેરફાર તો આપણને હતા ન હતા કરી નાખે. આ જુદ્ધ હવે પૂરું થવું જોઈએ. મેં જે આ ગોઠવણ. . . .’

‘એટલા માટે મેં પરશુરામ સાથે સંદેશો ક્યારનો મોકલી દીધો હતો, મુંજાલ! એટલે છેલ્લી ઘડીનો સવાલ નથી. તમને એ મળ્યો નથી, મહેતા? પરશુરામ! તેં મારો સંદેશો મુંજાલ મહેતાને બરાબર પહોંચાડ્યો હતો કે નહિ?’ જયસિંહદેવના સ્વરે પોતાનું પ્રથમનું આજ્ઞાધારક રૂપ પ્રકટાવ્યું. મુંજાલ સચેત થઈ ગયો.

‘અલ્યા! પરશુરામ! શું તું સમજ્યા વિનાનું કહી ગયો'તો?’ મુંજાલે પરશુરામને પ્રશ્ન કર્યો. પણ પોતાની વાત અફર રહેવાની છે એ નિર્ણય એમાં હતો.

‘મહાઅમાત્યજી!’ પરશુરામે તક પકડી, લીલીબાના પ્રસંગે થયેલી એની અવગણનાનો ડાઘ હજી એની છાતી ઉપર બેઠો હતો. મુંજાલે એને શિખામણ આપી એ એને હજી સાંભરતી હતી. અત્યારે તક હતી. ઉદયનની દૃષ્ટિએ એનામાં આવેશ પૂર્યો: ‘હું તો સંદેશાનો અનુચર રહ્યો, મહા-અમાત્યજી!’ તે બોલ્યો: ‘સમજ્યા વિનાનો એ સંદેશો હોય,

કે સમજણવાળો હોય, એ જોનારો હું કોણ ? મેં તો મહારાજનો સંદેશો તમને આપી દીધો. મારું કામ પૂરું થયું !'

'ત્યારે શું ? સંદેશો મારો હતો, મુંજાલ ! હેતુવિનાના સંદેશા હું મોકલતો નથી !'

'પણ, પ્રભુ ! તૈયારી સંપૂર્ણ થઈ ગઈ છે. હવે ફેરફાર કરતાં તો નેવનાં પાણી મોભે ચડે !'

'એ જોવાનું સંદેશો મોકલનારને: સાંભળનારને નહિ !'

'મહારાજ ! આ જુદ્ધ મારે હવે પૂરું કરવું છે ! કરવું છે નહિ, થયું છે,' મુંજાલે ગૌરવથી કહ્યું: 'મેં એ પૂરું કરવાની યોજના કરી છે. એ સંપૂર્ણ છે. મારી પાસે એની ખાતરી છે. એમાં હવે ફેરફાર ન હોય. મારે તમને સંભારી દેવું પડશે ? તમે તો ચાલી નીકળ્યા હતા ત્યાં કેદારેશ્વરમાંથી અને વાત આખી મારે ગોઠવી લેવી પડી. આજ છેલ્લી ઘડીએ હવે આપણી ફજેતી કરાવવી છે ? તમારી દૃષ્ટિ માલવા ઉપર છે. ભાવબૃહસ્પતિ ઉપર છે. ભારતવિખ્યાત કીર્તિ ઉપર છે. વિદ્યાભવન ઉપર છે. વિક્રમી યશ ઉપર છે. એની ભવ્યતા હું પણ સમજું છું. પણ એ આમ સિદ્ધ ન થાય. આ તો આપણી મશ્કરી થાય.'

'મુંજાલ ! મેં તમને સૌને કહ્યું છે. આજ ફરીને એક વખત કહું છું,' જયસિંહદેવનો અવાજ એકદમ શાંત હતો. પણ એમાં રહેલી દૃઢતા લોઢા જેવી હતી: 'જ્યારે હું આત્મશ્રદ્ધાના રણકાથી કાંઈ પણ બોલી રહ્યો હોઉં, ત્યારે એમાં શંકા નહિ, સવાલ નહિ; સમજણ–અણસમજણની ચર્ચા નહિ; વિલંબ નહિ; એનો સૈનિકની ઢબે સ્વીકાર તમારી પાસે માગું છું. બીજું કાંઈ જ નહિ. પાટણની યશગાથા આપણે ઉજ્જ્વલ રાખવી છે.'

'પણ જયદેવ! મુંજાલ મહેતાની વાત તેં સાંભળી એને તું સમજ્યો? અમે તો એક જોયું'તું—અથવા જવા દે. એ હું તને પછી કહીશ, પણ મુંજાલ મહેતાને શું કહેવાનું છે એ તો તું જાણી લે!'

'હા, શું કહેવાનું છે? બોલો ને શું કહેવાનું છે, મહેતા?'

'જુઓ, મહારાજ! આ તો સેંકડો સૈનિકના જીવનનો પ્રશ્ન છે. મારે પહેલાં તો મહારાજને પોતાને જ કાંઈક કહેવાનું છે!' તેણે બધા બેઠા હતા તેમના ઉપર નજર ફેરવી.

મહારાજે એક સૂચક દષ્ટિ નાખી. તમામ ઊભા થઈ ગયા હતા. બોલ્યા વિના બહાર નીકળવા લાગ્યા.

'ઉદા! તું આંહીં રહેજે! તારું કામ છે!' જયદેવે ઉદયનને રોક્યો. મુંજાલને એ ગમ્યું નહિ. પણ તે શાંત રહ્યો. ઉદયન ચુપચુપ મહારાજ પાસે પાછો બેસી ગયો. આ ઘર્ષણથી વીજળી ઝરી હતી. 'પ્રભુ! મહાઅમાત્યજીની યોજના . . . સમજવા જેવી હશે, તેણે હાથ જોડયા, અત્યંત શાંતિથી કહ્યું.

'આપણે સાંભળો . . .' જયદેવ બોલ્યો.

'ત્યારે જુઓ, મહારાજ!' મુંજાલે કહ્યું: 'આવતી કાલે જ આપણે દુર્ગપ્રવેશ કરી શકીશું!'

'કોના તમારા કહેવાથી, મહેતા?'

'મારા કહેવા ન કહેવાની વાત નથી. મારા કહેવા પાછળ નક્કર યોજના છે!'

'શી?'

'શી . . . તે આ. ષટ્કર્ણ મંત્રભેદ થાય એટલે મેં કોઈને કહેલ નથી. મારી પાસે સંકેત છે! પૂર્ણિમાનો મને સંકેત મળ્યો છે. મહારાજ! ભેદ વિના આ દુર્ગનો પાર નહિ

પમાય. તમારે એ જોતું નથી. એ કર્યા વિના છૂટકો નથી.' મુંજાલ સ્પષ્ટતાથી મક્કમતાથી બોલી રહ્યો હતો. 'મેં બાને એ કહી દીધું હતું.' મુંજાલે મીનલ તરફ દૃષ્ટિ કરી.

'વાત એની સાચી છે, જયદેવ !'

'એટલા માટે યોજના છેવટની છે, મહારાજ ! ચાલો, હું એ સૌને સમજાવું. કામની વહેંચણી પણ થઈ જાય. મારી પાસે આ નિર્ણય આવી રીતે લેવાનાં નક્કર કારણો છે, પ્રભુ !'

'શું ?'

'તે પણ પ્રકટ થાશે—સમય આવ્યે, અત્યારે નહિ. અકાલે મંત્રભેદ તો અંત આણે, વ્યક્તિનો અને પ્રજાનો.' મુંજાલે ગૌરવભરેલી છટાથી કહ્યું. ઉદયને જયસિંહદેવના શાંત ચહેરાને વધુ સતેજ થતો જોયો. મીનલ આગામી પરિણામ અટકાવવા જરાક સ્થિર—શાંત થઈ બોલવાની તૈયારી કરવા મંડી. ત્યાં મુંજાલનો એ જ દૃઢ સ્વર ફરી સંભળાયો: 'કાલે પૂર્ણિમા છે, મહારાજ ! કાલે ધારાગઢને પૂર્વ દરવાજે . . . ગવાક્ષમાં. . .'

'મુંજાલ ! તું ધારે છે, લીલાબા હશે, ત્યાં કોઈ નહિ હોય. દેશળ પણ નહિ હોય. વિશળ પણ નહિ હોય ! અને એમનો સંકેત પણ નહિ હોય !' મુંજાલ જયદેવના અચાનક આવેલા ધડસ્ફોટથી ક્ષોભ પામી ગયો. રાજાએ આખી બાજી ઊંધી વાળી નાખી લાગે છે. એને શંકા થઈ. તેણે ઉતાવળે કહ્યું:

'કોણે કહ્યું, પ્રભુ ?'

'તને જેણે કહ્યું એણે જ, મુંજાલ ! તને સાંભરે છે પેલાનો વસ્ત્રલેખ ? તીરદ્વારા પડયો'તો એ ? તને એ મારી

પાસેથી મળી ગયો—સહેજ યુક્તિથી. એટલે શું ?'

ઉદયનને હવે સમજાઈ ગયું કે પોતે જે સંકેત આપ્યો તેનો રાજાએ કેમ ત્વરાથી મર્મ પકડી લીધો. તે શાંત બેઠો રહ્યો. પણ મુંજાલને એના ઉપર શંકા આવી હતી. આ વસ્તુ એણે ગોઠવી કાઢી. એ દુર્ગમાં ગયો એમાંથી આ થયું.

જયસિંહદેવ એ કળી ગયો. તે મનમાં જરાક હસ્યો.

'તમને, મહારાજ ! મળેલી માહિતી છેલ્લી છે ?'

સિદ્ધરાજે ડોકું ધુણાવ્યું.

'કોણે આપી ?'

જયદેવે ઉદયન તરફ જોયું: 'આ જાણે છે, મુંજાલ !'

'શી વાત છે, ઉદયન ?'

ઉદયન ચમકી ગયો. મહારાજ જયસિંહદેવે જુક્તિ કરી હતી. મુંજાલ સામે પોતાને ધરી દીધો હતો. પણ શી વાત છે, એની તો એને પણ ક્યાં પૂરી ખબર હતી ? છતાં એ વાતને નકારી શકે તેમ ન હતો. તેમજ મુંજાલ સામેથી પાછું પગલું પણ ભરી શકે તેમ ન હતો. મીનલે તેની સામે જોયું: 'શી છે વાત, ઉદા ?' તેણે બે હાથ જોડ્યા: 'બા ! મહારાજ સમર્થ છે !' કોઈ કાંઈ ન સમજે એવો પ્રત્યુત્તર એણે આપ્યો.

'જયદેવ ! શું છે ?'

'પણ તમને આ કહેનારની માહિતી અપૂર્ણ હશે તો ? એની તો ભૂલ પણ થાય. મહારાજ ! મારી માહિતી સંપૂર્ણ છે ! મહારાજે એક વખત . . પેલી માલવી.'

મુંજાલે વાત આગળ ન વધારી, પણ જયદેવે એનો ધ્વનિ પકડી લીધો હતો.

'જો, મુંજાલ ! એ વાત આજ તમે સૌ છો ને હું કહી દઉં. એ વાત હવે ફરી ઉખેડવાની નથી. મારા મન ઉપર માલવા છે. માલવાની વિદ્વદ્‌સભા છે. પરદુઃખદુખી વિક્રમ છે. બધું છે. કેટલીક વ્યક્તિઓ અસામાન્ય સત્ત્વની બનેલી હોય છે—જીવતી તેમજ મૃત્યુ પામેલી. એમનો પરિચય અણમોલ હોય છે. તમારે માટે, મારે માટે, સૌને માટે, એ એક કોયડો છે—તું જે વાત કરે છે પેલી માલવી નારી, એ. પહેલાં એની વાત હું કરી લઉં. અત્યારનો આંતરિક કલહ શમી જાય એટલા પૂરતી એ હવે અદશ્ય છે. પણ એની ભવ્યતાએ મને નવી સૃષ્ટિ આપી છે. અત્યારે આ પ્રશ્નમાં એ આંહી નથી. સમય આવ્યે એનો સાચો પરિચય મળશે. આપણો પ્રશ્ન ધારાગઢ દરવાજાનો છે.'

'હું એ જ કહું છું, મહારાજ! આપણી નક્કર ભૂમિકા ?'

'નક્કર ભૂમિકા મારી પાસે છે—' જયદેવે દઢતાથી કહ્યું.

'શી ?'

'અકાલે મંત્રભેદ મૃત્યુ આણે છે, મુંજાલ !—સૌનું.' તેણે વિજયથી કહ્યું ને એક તાળી પાડી. કૃપાણ ત્યાં ઊભો હતો: એક પળના પણ વિલંબ વિના જયદેવે રાજાના ગૌરવથી વાત ઉપાડી લીધી હતી: 'પરશુરામને મોકલો !'

મુંજાલ ઉદયન પાસે સર્યો. આણે આખી યોજનાને નવું રૂપ આપી એક નવો જ કોયડો ઊભો કર્યો છે એમ એ સમજ્યો હતો. ઉદયનને હજી જયદેવની વાતનો તાગ મળ્યો ન હતો. તેણે મુંજાલનો હાથ દાબ્યો: ધીમેથી કહ્યું: 'આ આવ્યો પરશુરામ ! હમણાં વાત કરશે !'

'પરશુરામ !' જયદેવનો સ્વર આજ્ઞા આપવા માટે

હતો: 'તારે . . આજ કઈ તિથિ છે?'

'ચૌદશ, પ્રભુ!'

'તારે વદ ત્રીજને દિવસે—ત્રીજ છે નાં, ઉદા!' મહારાજે ઉદયન સામે જોયું. ઉદયને હાથ જોડયા: 'હા. પ્રભુ! ત્રીજ!' પણ તે મનમાં વિચાર કરી રહ્યો: 'આ રાજાએ એને ને પરશુરામને મોખરે મૂકયા. મુંજાલ આ વાતનો ઉદ્દગમ એમનામાં દેખે એવી આ જુક્તિ છે, અને પોતે આખી યોજનાનું નેતૃત્વ એકસપાટે પકડી લીધું છે.

'ત્યારે જો, તારે ત્રીજને દિવસે, એક પ્રહર રાત્રિ વીત્યે, દોઢસો સશક્ત તેજસ્વી વિશ્વાસુ સૈનિકો લઈને જવાનું છે. ધારાગઢ દરવાજા પાસેના ડાબા હાથ તરફના જંગલમાં—તારે ત્યાં રહેવાનું છે!'

'કાંઈ બીજું ઠેકાણું છે, પ્રભુ!'

'હા, ત્યાં એક જૂનું મંદિર છે. એનો પૂજારી તને ઓળખે છે. મંદિરમાં હનૂમાનની મોટી ઊભી મૂર્તિ એમ-વીને તને જે માર્ગ પૂજારી બતાવે એ માર્ગે તારે આગળ વધવાનું છે. એ માર્ગ તમને રા'ના અંતઃપુરની નજીકમાં લઈ જશે. તમારે તમામે ત્યાં પહોંચી જવાનું છે!'

'એ પૂજારી, મહારાજ! એનો વિશ્વાસ—' મુંજાલે ધીમેથી સવાલ મૂકયો.

'મુંજાલ! તેં મારી પાસેથી વસ્ત્રલેખની માહિતી મેળવી હતી. એ મેં તને કહ્યું નાં? યાદ છે નાં? એ આ માણસ–'

'મુંજાલને આશ્ચર્યમાં ને ક્ષોભમાં જ રાખીને રાજાએ તત્કાલ પોતાની વાત આગળ વધારી. તેણે પરશુરામને કહ્યું: 'તું જા, ધુબાકાને મોકલી દે. ધુબાકો ને આડેસર બન્ને.' એ ક્ષણમાં એ બન્ને ત્યાં આવ્યા.

'તમારે એક માર્ગ રૂંધવાનો છે, આડેસર! આપણે જે રસ્તે તે દિવસે ગયા હતા, એ રસ્તે થઈને માલવાથી કેટલાંક માણુસો આવતાં હશે. એમને ત્યાં જંગલમાં રોકી દેવાનાં છે. એ ધારાગઢ તરફ જવાનાં છે. ત્યાં એ કોઈ પણ હિસાબે વહેલાં ન પહોંચે એટલું તમારે જોવાનું છે!' ધુબાકો ને આડેસર બન્ને ગયા.

'આપણે વીગત પછી જાણુવાની છે, મુંજાલ!' જયસિંહદેવે એક ક્ષણુ પણ જવા ન દેતાં, વાતનો દોર પકડ્યો હતો એ જ રણુકો ચાલુ રાખ્યો. ઉદયન સમજી ગયો. એ હવે કોઈને વચમાં રાખવા માગતો ન હતો. એને મુંજાલના સિંહાસનનું ગૌરવ ગયું લાગ્યું. 'અમે જે વખતે રા'ના મહેલમાં હોઈશું તે વખતે, ઉદા મહેતા! તમારે ધારાગઢ દરવાજેથી હલ્લો શરૂ કરવાનો છે. એ દરવાજો ખુલ્લો મળી જાશે એવી યોજના થઇ ગઈ છે. પણુ ત્યાંથી રા'ના મહેલ તરફ આવતાં, તારે સોઢલની ગઢી વટાવવી પડશે. તું હજાર માણુસ તૈયાર રાખજે. ત્યાં લોઢાના ચણ્યા છે. અને મુંજાલ મહેતા તમે . . .'

'પણુ જયદેવ . . તું . . .' મીનલને જયસિંહદેવના ઉતાવળે લેવાતા પગલામાં સાહસની અવધિ લાગી.

જયદેવે એક હાથે મીનલદેવીને બોલતી રોકી દીધી. 'જુઓ, મા! હવે તમે શંકા ન કરતાં. ડગુમગુ ન થતાં. ભગવાન ઉપર અશ્રદ્ધા ન રાખતાં. સોમનાથની આ આજ્ઞા છે. હું એનો દ્વારપાલ છું. આપણે મુંજાલ! રા'ને પકડવો છે, હણુવો નથી. ભેદનીતિથી રા'ને હણુવામાં અપયશ હતો, અને યુદ્ધનો અંત ન હતો. આમાં એ બન્ને થાય છે. રા' જાશે. રા'

રહેશે. ને યુદ્ધ પૂરું થાશે. હું પોતે પરશુરામ સાથે હોઇશ. પેલે રસ્તે પણ તારે, મજેવડી દરવાજેથી એવો હુમલો શરૂ કરવાની તૈયારી બતાવવાની છે કે રા'નું તમામ લક્ષ્ય ત્યાં કેન્દ્રસ્થ થાય. એને એમ જ લાગે કે મુખ્ય હલ્લો આંહીંથી છે.'

'હવે એક પૃથ્વીભટ્ટ રહ્યો. એને મારે એક કામ સોંપવાનું છે. તે પછી આપણે આ યોજના કરી લીધી છે. મુંજાલ ! હવે તારે કાંઈ કહેવાનું છે હવે?

'મહારાજ !' મુંજાલ બોલ્યો, ' કોઈ આપણને. .'

'જાગ્રત હોઈએ તો બનાવી શકે નહિ, મહેતા ! ચાલો, શંકા છોડો. અશ્રદ્ધા ત્યાગો. ચાલો.'

ઉદયન તરત ઊભો થઈ ગયો. મુંજાલને એમ કર્યા વિના છૂટકો ન હતો. રસ્તામાં એણે ઉદયનનો હાથ દાબ્યો: 'ઉદા ! આ રાજા — એણે કાંઈ ઘેલછા તો નથી માંડી નાં? તને ખબર હશે. શું છે આ બધું — !'

'બીજું શું, પ્રભુ? આ બધી દેશળની કરામત છે !'

'એમ?—' મુંજાલને લાગ્યું કે પોતે એને તાંબાના પતરે લેખ આપવાનો વિલંબ કર્યો તેમાંથી આ થયું.

'પણ મહારાજે વેણુ આપ્યું છે?'

ઉદયને વાત ઉડાવી: 'મહારાજ સમર્થ છે, મહાઅમાત્યજી ! જુઓ, એ કાંઈક કહેતા લાગે છે !'

આગળ ચાલ્યા જતા જયસિંહદેવની સાથે થઈ જવા ઉદયન ઉતાવળો થયો.

મુંજાલ ગંભીર બનીને ધીમેથી પાછળ ચાલી રહ્યો હતો. આ શી રીતે આમ ફરી ગયું તે એની સમજણમાં હજુ આવ્યું ન હતું.

## ૩૦. વદી ત્રીજે મુંજાલે શું જોયું ?

મુંજાલને ખાતરી થઈ ગઈ: જયસિંહદેવ એક વખત જાગે પછી એનો ઉત્સાહ નિઃસીમ બનતો. એ જાગ્યો હતો. હવે એ પોતાના જ પ્રકાશથી પોતાનો પંથ ઘડવાનો, એમાં એને દોરવાની ઇચ્છા રાખનારને થપ્પડ મળે તેવું હતું. તેણે હમણાં પાછું શાંત રહેવામાં સાર જોયો. સમયની પ્રતીક્ષા કરવામાં ડહાપણ દીઠું. જયસિંહની આજ્ઞા પ્રમાણે એ મજેવડી દરવાજે પોતાની કુશળ વ્યૂહરચના કરી રહ્યો હતો. રા'એ એની સામે તૈયારી માંડી હતી. એણે એટલું છતાં, પૂર્ણિમાને દિવસે, પોતાની વાત નાણી જોવાનો, નિશ્ચય તો રાખ્યો હતો. એ પ્રમાણે એ પોતે એકલો ગુપચુપ પૂર્ણિમાને દિવસે ધારાગઢના જંગલમાં આવી પણ ગયો હતો. એને ખબર હતી કે જે રસ્તો લીલીબાની જાણમાં છે એ જ રસ્તે માત્ર અંદર જઈ શકાય. દેશુભાએ નવો સંકેત આપ્યો તેમાં પણ વાત તો એની એ હતી. માત્ર સમય ફર્યો હતો. ઉદયનને આંહી તેડાવ્યો, એમાંથી આટલું થયું. એણે આખી યોજના પોતાની હોય તેમ માથે ઓઢી હતી. જોકે છેવટે તો હજી શું છે ને શું નથી, એ કોઈને

જ ખબર ન હતી.

એટલે એ પોતે તો પોતાની મૂળ વાત પૂરતો પૂનેમને દિવસે બારાગઢ પહોંચી ગયો હતો.

ચંદ્રોદય થયો. જંગલ, ગઢ ને ગિરનાર અજવાળામાં પ્રકાશી ઊઠયાં. કાષ્ટમંડપિકામાં મુંજાલ એકલો શાંત બેઠો હતો. જરાક પણ સંકેત ક્યાંકથી મળે તો એ પકડી લેવા માટે એ એકપગે તૈયાર હતો. નીચે ઝાંઝણ ઘોડા છુપાવીને જંગલમાં એની આજ્ઞા સાંભળવાની રાહ જોતો હતો.

પળ ઉપર પળ જવા માંડી. એક ઘટિકા રાત્રિ પણ ચાલી ગઈ. જયસિંહદેવના કહ્યા પ્રમાણે જ થયું. કોઈ ફરકયું ન હતું. આ તરફનો હલ્લો જ જાણે ન હોય તેમ હરકોઈ પ્રકારની હિલચાલ જ બંધ લાગી. મુંજાલ નિરાશ થયો. તે કાષ્ટમંડપિકા ઉપરથી ઊતર્યો. 'રાંડનો શો વિશ્વાસ ?' તે મનમાં ને મનમાં ખિજાયો. એક પણ શબ્દ બોલ્યા વિના નીચે ઊતર્યો.

'ઝાંઝણ — મજેવડી દરવાજે ઊપડો—તેં કાંઈ હિલચાલ જોઈ ?'

'ના, પ્રભુ ! આ બાજુ તો જાણે જુદ્ધ જ નથી, એ નથી એ શું—? ને આપણી બાજુ, મજેવડી તરફ તો આજે ભારે ગોકીરો છે !'

'ઠીક, ચાલો—આપણે જુદ્ધ માંડવું છે. આંહીં ક્યાં સુધી એમ ને એમ બેઠા રહીશું ?'

એમ ને એમ વદી ત્રીજ આવી. આજે તો ગિરનારના દુર્ગમાં જબરજસ્ત હિલચાલ જોવાતી હતી. ગોકીરો વધ્યો હતો. રણહાક ગાજતી હતી. શંખનાદ સંભળાતા હતા.

રણુશિંગાના વીરધ્વનિથી આકાશ જાગી ઊઠ્યું હતું. ચારે તરફથી ગોફણિયાનો, તીરનો અને આગભડકામણાંનો વરસાદ વરસતો હતો. રા'એ જાણે મજેવડી દરવાજે બધું ધ્યાન રોક્યું હોય તેમ—મુંજાલે જરાક આગળ વધવાનો પ્રયત્ન કર્યો અને જંગલની કેડીએ કેડી ને ડુંગરાની ટેકરીએ ટેકરી જાગી ઊઠી. તેણે થોડીવાર લોલ નદીના કાંઠાના આધારે શાંતિ પકડી લીધી. એ સમજી ગયો—સામે રા'એ કેસરિયાં માંડ્યાં હતાં ! એક એક તસુ માટે જુદ્ધ આપવું પડે તેમ હતું.

જયસિંહદેવની આજ્ઞા પ્રમાણે પરશુરામ પૂર્વ દિશાના જંગલમાં, વાઘેશ્વરીના ડુંગરાની પછવાડે, દોઢસો માણસો લઈ ને પડ્યો હતો. સોનરેખને મળવા જતો સરસ્વતીનો ઝરો એની એક બાજુ ઉપર આવ્યો હતો. આ ઘોર જંગલમાં એણે ગઈ કાલની સાંજથી પડાવ નાખ્યો હતો. કોઈને શંકા ન પડે એટલા માટે એણે પોતાનાં માણસોને થોડે થોડે અંતરે નાના નાના જૂથમાં વહેંચી દીધાં હતાં. એક જણાને સિંહનાદી વિદ્યા હતી—એ સૌ માટે સંકેત હતો, સિંહના જેવો અવાજ થાય કે તરત સૌએ ધારાગઢી જંગલને માર્ગે આગળ વધવાનું હતું ને વાઘેશ્વરીના થાનકના ડુંગરા પાસે થોભવાનું હતું.

એક પ્રહર રાત્રિ વીતી. જંગલના જાગતા ચોકીદારોના અવાજ આવી રહ્યા હતા. ધારાગઢ ભણી પણ સળવળાટ હતો. સિંહનો જંગલનાં જંગલ ધ્રુજાવે એવો નાદ થોડી વારમાં સંભળાયો. પરશુરામ તરત તૈયાર થઈ ગયો. બહુ સાવચેતીથી એક કેડીને માર્ગે ધારાગઢી જંગલ તરફ ઊપડ્યો. ચારે તરફથી એનાં માણસો ગુપચુપ એ તરફ

જવા માટે આગળ વધ્યાં.

એક વખત વાઘેશ્વરી પાસે એ શ્વાસ લેવાં થોભ્યાં. પછી ધીમેથી નીચે ને નીચે જતા માર્ગે આગળ વધ્યા. અચાનક ભરજંગલમાં એણે એક તાપણું ઝબકીને ઠરી જતું જોયું. તેણે પોતાની સાથેનાને તમામને સંકેત આપી દીધો. તે હનૂમાન મંદિરની નજીકમાં હતા.

પરશુરામ ત્યાં પહોંચ્યો તો ત્યાં એક ઝરાને કાંઠે એક નાનું સરખું મંદિર એણે જોયું. તેનું શિખર ભાગ્યે જ જમીનથી દોઢએ હાથ ઊંચું હશે. મંદિર ઝાડની ઘટા વચ્ચે એવી રીતે છુપાયું હતું કે તાપણું ન થયું હોત તો એ શોધવું મુશ્કેલ હતું. પરશુરામ એક ક્ષણુ ત્યાં ઊભો હશે એટલામાં એણે ભૂગર્ભમાંથી આવતો એક માણુસ દીઠો.

પરશુરામને લાગ્યું કે મંદિરનાં પગથિયાં અંદર જમીનમાં ઊતરતાં હોવાં જોઈએ અને પછી ત્યાંથી મંદિરના ચોગાનમાં જવાય તેમ હોય. તેણે પેલા માણુસ સામે જોયું. એ હાથ જોડીને એને એણે નમસ્કાર કર્યા. એણે એ જોયા કે નહિ એ કોણુ જાણે — પણુ એના છેક કાન પાસે એનું મોં આવ્યું: 'પરશુરામજી! મહારાજ તો હજી આંહીં નથી આવ્યા, એ શું? આપણે તો ચોરીછૂપીથી જલદી પતાવવાનું છે. મુંજાલ મહેતો આવ્યા છે!'

પરશુરામનાં ધરણુ મરી ગયાં. મુંજાલ મહેતો? અત્યારે આંહીં?'

'ક્યાં છે?' તેણે ધીમેથી કહ્યું.

'ત્યાં અંદર મંદિરમાં ઊભા છે!'

'કોણુ?'

પરશુરામ અવાજ આવતાં ચમક્યો. એની પાછળ

મહારાજ જયસિંહદેવ પોતે હતા. પૃથ્વીભટ્ટ ખુલ્લી તલવારે આગળ આવી રહ્યો હતો.

'પ્રભુ ! મુંજાલ મહેતા આવ્યા લાગે છે !' પરશુરામે ધીમેથી કહ્યું.

'મુંજાલ મહેતા ? એ આંહીં છે ? ત્યારે ત્યાં મજેવડી કેમ — એને ?'

પણ એક પળમાં એના અવાજમાં ફેર પડી ગયો. એને સાંભર્યું, મુંજાલ રહી શક્યો નહિ હોય. કદાચ મા'એ જ કહ્યું હશે. આમાં કાંઈ દગાની ગંધ આવી હશે. સામે દેશળ હતો. સંકેત પ્રમાણે એ સૌ આંહીં આવ્યા તો હતા. પણ આનો વિશ્વાસ કેટલો ? મુંજાલ એ માટે જ આવ્યો હશે. પણ આને એની ગંધ આવવી ન જોઈએ. 'એ તો મેં કહ્યું'તું, પરશુરામ ! એને વખત છે ને દેશુભાને કાંઈ પૂછવા કરવાનું હોય !' તે દેશુભાના પૂજારીવેષ સામે જોઈ રહ્યો.

'દેશુભા ! આમ કેમ ?'

'ખબર નથી પ્રભુ ? ખરો તો આમાં છે...' તેણે એક પડખે ભંડકિયા જેવું બંધ બારણું બતાવ્યું. ત્યાંથી કાંઈક અવાજ પણ આવતો હતો.

'કોણ છે એમાં ?

'જે આંહીં આજે બેસવાનો હતો તે, એ પુજારી રા'ના અંદરના મંદિરનો છે. આવું કોઈ માલવાવાળાનું ખાસ આવવાનું હોય ત્યારે આ રસ્તો ઊઘડે. કોક દી. આ રસ્તો તો સંકટ સામે રા'ના ખપનો. માને ખબર હતી—કે પૂજારી આંહીં બેસવાનો છે. મને કહ્યું હતું કે તું જાજે. પૂજારી ત્યાં ભંડકિયામાં મજો કરે છે. મેં નો'તું કહ્યું

મહારાજ! માલવાવાળાને રોકજો — એ વહેલા આવી ચડે ને હું જો આવ્યો ન હોઉં તો કામ રોળાઈ ટોળાઈ જાય. હવે તો આપણું પતી જાશે—પછી ભલે ને એ પણ આવતા!'

જયદેવને વાત સાચી લાગી. તે આગળ વધ્યો:

'આપણે દેશુભા! હવે કેટલી વાર છે?'

'વાર કાંઈ નથી, પ્રભુ! પણ અંદર માંડ-વીસપચીસ-ની જગ્યા છે. મુંજાલ મહેતા પણ એ જ ચિંતામાં છે. અંદર છે એમાંથી એક એક જણુથી જવાશે.'

'એક એકથી જવાશે?' જયદેવ જરાક ખંચકાયો.

'રસ્તો જ એટલો માંડ છે!'

'તો તો આરો ક્યારે આવશે? આપણા તો દોઢસો જણા હશે!'

'જવાશે બધાથી — પણ એક એક જણ —'

'ચાલો તો પૃથ્વીભટ્ટ — ચાલો — પરશુરામ—!'

અંધારામાં દેશળ આગળ ચાલ્યો. સૌ ધીમેથી પગથિયાં ઊતરી નીચે ગયાં. છેલ્લે પગથિયે પગ મૂક્યા પછી થોડું ચાલવાનું આવ્યું. ગુફા જેવા મંદિરના અંદરના ભાગમાં એક મોટી હનૂમાનની મૂર્તિ દેખાણી. અંધારામાં એની આંખના બે હીરા પ્રકાશ આપતા શોભી રહ્યા હતા. સિદ્ધરાજે બે હાથ જોડીને મૂર્તિને નમન કર્યું.

દેશળ આગળ ગયો. તેણે ભીંતસરસી ઊભેલી હનૂ-માનજીની મૂર્તિને પૂંછડેથી જરાક પકડીને પોતા તરફ ફેરવી. ફરતા ચક્ર ઉપર ગોઠવણી હોય તેમ એ અર્ધ ગોળાકાર ફરી ગઈ. મૂર્તિના ફરવાથી થયેલી જગ્યામાં નીચે જઈ શકાય તેવાં પગથિયાં દેખાયાં.

એક ધીમો ઝાંખો દીવો અંદર બળી રહેલો લાગ્યો.

'અંદર છે કોઈ ?'

'ના, પ્રભુ ! દીવો છે. ત્યાંથી પછી પગથિયાં ઉપર ને ઉપર જાય છે. પછી અંધારી ગુફાનો સીધો મારગ ચાલ્યો છે !'

જયદેવ આગળ વધ્યો.

મુંજાલ ધીમેથી એની પડખે આવ્યો. તેણે સિદ્ધરાજનો હાથ પકડ્યો: 'પ્રભુ !' તેણે ધીમેથી કહ્યું.

'મહેતા ! તમારી વાત હું સમજ્યો છું. છેલ્લી પળે—હવે તો તાગ જ મેળવવાનો હોય, મહેતા ! દેશુભા ! તમે આગળ થાઓ. પૃથ્વીભટ્ટ ! ચાલો અંદર. પરશુરામ ! તું આંહીં થોભજે. સૌ આવી જાય — પછી તું આવજે. તારા અંદર આવ્યા પછી મહેતા ઊપડશે ! ચાલો —'

'તો તો પછી, મહારાજ પોતે જ સૌથી છેલ્લે જાય —' મુંજાલે બીજી વાત રજૂ કરી.

'તમારે જે મોરચો સાચવવાનો મહેતા ! એમાં ઉતાવળ કરવી પડશે !' સિદ્ધરાજે કહ્યું. પછી તે દેશુભા તરફ ફર્યો: 'દેશુભા ! તમે આગળ ચાલો. રસ્તાની સમજણ પડી જાય. આંહીં આપણે ડગુમગુ થઈએ એ ઠીક નહિ—તમે મારતે ઘોડે થાનકે પહોંચી જાજો, મહેતા. પૃથ્વીભટ્ટ ! કેમ ઊભો ? અંદર ખાબકી પડ—જો, ત્યાં દેશુભા જાય —'

એક ક્ષણમાં પૃથ્વીભટ્ટ અંદરનાં પગથિયાં ઊતરતો દેખાયો. એની પાછળ તરત સિદ્ધરાજ ઊતરી પડ્યો. મુંજાલ એની પાછળ જતો હતો, ત્યાં તેને કાને અંદરથી અવાજ આવ્યો: એટલે તે અટકી પડ્યો: 'મહેતા ! હવે પળ ન ગુમાવતા હો—આંહીં બરાબર છે. સૈનિકોને આવવા દો, પરશુરામ !

મુંજાલનો પગ પાછો ખેંચાયો. તે ત્યાંથી આઘો ખસી ગયો હતો.

દેશુભાની સાથે સૌ ગુપચુપ આગળ વધવા માંડયા.

સિદ્ધરાજ વિચાર કરી રહ્યો હતો. અત્યારે સૌનો આધાર આ દેશુભા ઉપર હતો. એના મનમાં જરાક પણ દગો હોય તો સૌ આ ભંડકિયામાં ભંડારાઈ જાય. એટલે એણે આ વસ્તુસ્થિતિનો ઝડપથી અંત લાવવા દેશુભાને કહ્યું: 'દેશુભા! રસ્તો બધે સમથળ છે કે?'

'હા, પ્રભુ! રસ્તો બધે જ સમથળ છે!'

'તો તો ઝડપ કરો—પૃથ્વીભટ્ટ પગ ઉપાડવાનું વેણુ પસાર કરી દ્યો. મને ડર છે. આપણે મોડા પડીશું!'

'પ્રભુ! બીજો તો કાંઈ ભો નથી. આનું એક મોં નીકળશે ધારાગઢ પાસે, દરવાજાની બાજૂની દોઢીના ઓટલામાં; ત્યાં બે જણા પહોંચી જઈશું ને દુદા હમીરને રોકી દઈશું. પછી કોઈ જાતે વાંધો નહિ. દોઢીમાં બહુ માણસો નહિ હોય. ને મોટી ચોકી આઘે છે!'

'પણ રા' વખતે મહેલ છોડી જશે ને યુદ્ધમાં રોકાઈ જાશે—મને ભય એનો છે. રા'નો પત્તો નહિ લાગે એનો! દુદા હમીરને આ મારગની ખબર છે?'

'આજ સુધી તો ન હતી, હવે પડી હોય તો ના નહિ!'

'ત્યારે એ સામેનો ભય ઊભો છે!' જયદેવે વિચાર કર્યો. તે બોલ્યો નહિ. પણ ઝપાટાભેર આગળ વધવા લાગ્યો. સૌ એકદમ શાંત હતા. પગલાંના ધીમા અવાજ સિવાય કોઈ અવાજ સંભળાતો ન હતો. એમના ઉપર કોણ જાણે કયો ડુંગર ખડકાયો હતો. એક માણસ શાંતિથી ઊભો ઊભો ચાલ્યો જાય એટલો મોટો માર્ગ હતો.

તેઓ એમ ને એમ ચાલતા રહ્યા.

'દેશુભા ! . .'

'આપણે હમણાં બે ઘડીમાં મહેલમાં — કાકા ! સામે ઉજાસ તો દેખાય,' એટલામાં અચાનક સામેથી કોઈકનાં પગલાં આ તરફ આવતાં જણાયાં. સિદ્ધરાજ એકદમ સ્થિર થઈ ગયો. તેણે પૃથ્વીભટ્ટને સ્થિર થઈ જવાનો સંકેત આપી દીધો, 'કાકા !' દેશુભા અત્યંત ધીમેથી બોલ્યોઃ 'કોઈક આવતું લાગે છે !'

'કાં, ભા ! દેહુભા ! આવ્યા કે ?' સામેથી અવાજ આવ્યો.

'કાં, ભા ! સાવજ કે શિયાળ ? માલ કેમ આજે બહુ મોડો પડચો ?'

સામે બે જણા લાગ્યા.

'પ્રભુ ! જરાક થોભી જજો —'

પાછળ સિદ્ધરાજે પૃથ્વીભટ્ટના હાથને જરાક નિશાની આપી દીધી હતી એકદમ અટકી જવાની — એ આખી મંડળીને અપાઈ ગઈ હતી.

શ્મશાનશાંતિની જેમ તમામ ત્યાં ઊભા રહી ગયા હતા.

સિદ્ધરાજને દેશળ કાં દગાખોર લાગ્યો, કાં મૂર્ખ લાગ્યો. તે એકદમ સજ્જ થઈ ગયો.

તેણે લેશ પણ અશાંતિ દેખાડચા વિના દેશુભાના હાથને જરાક સ્પર્શ કર્યો. બહુ જ ધીમેથી પૂછ્યું, 'દેશુભા ! કોણ લાગે છે ?'

'દુદો ને હમીર !'

## ૩૧. દુદો ને હમીર

સિદ્ધરાજ થંભી ગયો. દેશળની સાથે વાતચીત થયેલી એમાંથી એને ખબર હતી કે દુદો ને હમીર બન્ને ધારાગઢના—ખાસ કરીને આ માર્ગના — વિશ્વાસુ ચોકીદારો હતા. પણ એ આ માર્ગના એ પણ કદાચ જાણકાર હવે થયા હોય તો! એ વાત છેક છેલ્લી ઘડીએ મૂર્ખ દેશળે કરી, ત્યારે જે શંકા થઈ તે જ આંહીં પ્રત્યક્ષ બની. પણ હવે તો એ બન્ને આંહીં ઊભા હતા. એની સામે, કેમ આવ્યા — શા માટે આવ્યા — એવા કોઈ જ પ્રશ્નનો આંહીં અવકાશ ન હતો. શું પગલું ભરવું એ જ વાત હતી. એક પળનો વધુ વિલંબ થાય — અને વાતનો ઘટસ્ફોટ થઈ જતાં વાર ન લાગે, એક પગલું ભરવાની ઉતાવળ થાય — અને વાતનો ઘડોલાડવો થઈ જાય. એક જરા જેટલો અવાજ થાય — અને સૌના રામ રમી જાય!

વિચાર કરવાનો વખત ન હતો. પૂછવાનો સમય ન હતો. થોભવાનો અવકાશ ન હતો. તાત્કાલિક કરેલો નિર્ણય જ એમને બચાવે તેમ હતો. ત્વરિત પગલાંની જરૂર હતી.

સિદ્ધરાજે એકદમ જ નિશ્ચય કર્યો લાગ્યો. તેણે જોઈ

લીધું કે હવે તેઓ આ રસ્તાને લગભગ છેડે પહોંચી ગયા હોવા જોઈએ. એક દિશાએથી જરા જરા અવાજ ને પ્રકાશ આવી રહ્યા પણ હતા.

તે એકદમ, ચાર પગલે થઈને, આગળ વધ્યો.

દેશળ વિચાર કરે તે પહેલાં તો એના પગ વચ્ચે થઈને એ આગળ સરી ગયો હતો.

શું થાય છે એનું દેશળને ભાન થાય તે પહેલાં એના કાને એક ધુબાક અવાજ સંભળાયો. આવનારમાંથી એક જણ ફસકાઈને ચિતોપાટ ઊથલી પડ્યો લાગ્યો. તરત એની પાછળ એક જરાક જેટલો અવાજ થયો. ઊંહકારો થયો. 'દેહુભાનો દગો! દુદા!' એવા શબ્દો સંભળાયા ન સંભળાયા — અને એક ક્ષણમાં તો બધું શાંત થઈ ગયું લાગ્યું. સિદ્ધરાજની કટારીએ હમીરને વધારે અવાજ કરવાનો વખત જ રહેવા દીધો ન હતો. પણ દુદો તરત ઊભો રહી ગયો. તેણે હમીરને પછાડનાર કોણ છે એ જોવામાં વખત ન કાઢ્યો. તે એકદમ પાછો દોડ્યો. હમીર માર્યો ગયો હતો. પણ એને થોભવાનો વખત ન હતો. ભયંકર દગો થાય છે એટલું જ એને ભાન હતું. ધારાગઢ દરવાજામાં નીકળતું આનું દ્વાર એકદમ બંધ કરી દઉં — એ એક જ નેમથી એ દોડી ગયો.

જયદેવને દેશળે આ વાત કરી હતી. તે તરત એની પાછળ પડ્યો. એણે એને પહોંચતા પહોંચતામાં પકડી પાડ્યો. દુદાને, એકદમ અવાજ આપીને સૌને ચેતવી દેવાની પ્રબળ ઇચ્છા હતી. તે છેક ઓટલા પાસે પહોંચી ગયો. દોઢી ઉપર, કોઈ ને કોઈ બેચાર જણા બેઠા જ હશે

એની એને ખાતરી હતી. તેણે એક બૂમ પણ પાડી:
'દગો! દોડો'

પણ એટલામાં તો જયદેવે એને ગળાથી પકડીને એકદમ પાછો ખેંચ્યો હતો — અને ફરીથી એક વખત નીચે પટકી પાડીને પછાડયો. એ અવાજ કરે તે પહેલાં તેના મોંમાં તેની જ પાઘડીનો ડૂચો મારી દીધો. ત્યાં તો પૃથ્વીભટ્ટ આવી પહોંચ્યો હતો. એની પાછળ જ દેશળ હતો.

'દેશુભા! હવે ઝડપ કરો. તમે ઝટ દોઢીમાં ઉપર ચડી જાઓ — મોટી ચોકી કેટલેક આવી છે?'

'થોડેક છે!'

'દોઢીનાં માણસોને એ તરફ મોકલી દ્યો. હજી એમને ગતાગમ પડી નથી. ત્યાં કહેવા મોકલો કે, માલ ઝાઝેરો આવ્યો છે, માટે થોડાક મદદ માટે આવે — અને આપણે પૃથ્વીભટ્ટ! પરશુરામને કહો, એકદમ ઉતાવળે દરવાજાનો કબજો કરી, ઉદયનના માણસોને અંદર લઈ લે. પછી પાછી ભોગળ ઠસાવી દ્યો. આ કેમ બોલતો નથી?'

'પ્રભુ! એને પછડાટ ભારે લાગ્યો છે — કાં તો રામશરણ થઈ ગયો!'

ત્વરાથી દેશળ ઉપર ગયો. દોઢી ઉપર વીહુભા પણ હતો.

'વીહુભા! તું આંહીં છે?'

વીહુભા તેની પાસે ગયો: 'માએ મોકલ્યો છે —'

દેશુભાએ તેનો હાથ દાબીને બોલતો બંધ રાખ્યો. પણ એના શબ્દો સિદ્ધરાજે અંદર ઊભા ઊભા પકડી લીધા હતા.

દોઢીમાંના માણસો મુખ્ય ચોકીએ ગયા કે તરત

વીહુભા બોલ્યો : ' માએ કહ્યું છે, દેહુભા ! '

' લીલાબાએ શું કહેવરાવ્યું છે, દેશુભા ? વીહુભા શું કે 'તા'તા ? '

' એ તો, મહારાજ ! આપણે હવે ઉતાવળ કરવી પડશે. આપણે જે રસ્તે આવ્યા — એ જ રસ્તે પાછા ફરતાં — એક માર્ગ રા'ના મહેલ તરફ ફંટાય છે ! આપણે એ માર્ગે એકદમ પહોંચી જવું પડશે. નહિતર રા'નો પત્તો નહિ ખાય ! '

' જય સોમનાથ 'ની ભયંકર રણહાક સાથે મોટી ચોકીનાં માણુસો આવતાં લાગ્યાં. સઘળે હલ્લાની વાત ફેલાઈ ગઈ હતી.

' આ મોટી ચોકીનાં માણુસો આવતાં લાગે છે.'

' પરશુરામ ! ઉદયન આવી ગયો — ? '

' હા, પ્રભુ ! ' ઉદયન પોતે આગળ આવ્યો.

' આ મોટી ચોકીનાં માણુસો હમણાં આંહીં હલ્લો લાવશે. અમે તો હવે રા 'ના મહેલ ઉપર જ જઈ એ છીએ. ઉદયન ! તું આંહીંથી નવરો થા, એટલે સોઢલની ગઢી ઉપર જાજે. અમે પણ ત્યાં આવીશું. ચાલો, દેશુભા ! આપણે હવે — શું કહેવરાવ્યું છે લીલીબાએ ? '

' રા ' જો છટક્યો — પ્રભુ ! તો પછી થઈ રહ્યું ! '

' પૃથ્વીભટ્ટ ! ત્યારે તું પરશુરામને કહેતો આવ, આપણી પછવાડે તરત — પગલે પગલું દબાવે. દેહુભા ! જે માર્ગે આવ્યા — એ જ માર્ગે પાછું જવાનું છે નાં ? '

' હા, પ્રભુ ! '

રા'ના મહેલ તરફ જવા માટે ઝપાટાબંધ અંધાર-

માર્ગે એ ઊપડયા.

દેશુભા સૌથી આગળ હતો. એની પછવાડે તરત જયસિંહદેવ હતો. એને ડગલે ને પગલે હવે રા'ના કેસરિયાં પગલાંની ખાતરી મળતી ગઈ. હવે તો એમનો માર્ગ ડુંગરા વચ્ચેથી નહિ — પણ ધરતી નીચેથી ચાલતો હતો. એમાં ઠેરઠેર હવા આવવા જવાનાં બાંકોરાં હતાં. તેમાંથી ડુંગરે ડુંગરો દાઝી ગયાની નિશાની મળી રહી હતી. શંખનાદ સંભળાતા હતા. રણગીતો આવતાં હતાં. રણશિંગડાં ફૂંકાતાં હતાં. રા' પકડાશે કે નહિ — એ એક મહાન પ્રશ્ન હતો. એ ન પકડાય તો એ જીતી ચૂક્યો હતો. પછી તો એની સાંઢણી હતી, ગિરનારી ડુંગરમાળા હતી, ને અણનમ રહેવાની એની પ્રતિજ્ઞા હતી. આજ દિવસ સુધી રા' એ રીતે જ અણનમ રહ્યા હતા. સિદ્ધરાજ ઉતાવળો આગળ ધસ્યો જતો હતો. ડુંગરમાળામાં થઈ ને એણે આ રસ્તે બહાર પગ મૂક્યો — સામે અસંખ્ય દીવાઓથી શણગારેલી ટેકરી એની નજરે પડી — હવામાં મીઠી રણરંગી સુરાવલિએ ચડીને આવતું જયગીત એને કાને ચડયું ને એ થંભી ગયો.

'દેહુભા! આ સામે દેખાય —'

'પ્રભુ! એ જ રા'નો મહેલ છે. આપણે જ્યાં જવાનું છે તે —'

'પણ આ શું સંભળાય છે?'

દેશુભાએ કાન દીધા. 'પ્રભુ! આ તો રા'નું કેસરિયા-ગીત રાણીવાસની બાઈઓએ ઉપાડયું લાગે છે!'

રા' તૈયારી કરતો જણાય છે. આપણે એક વખત

એને ત્યાં દાબી દેશું તો વાંધો નહિ આવે. ત્યાં દબાવવો સે'લો થઈ પડે! પછી તો એ એક વખત, હાથમાં તલવાર હોય, ત્યારે જીવતો કબજે ન આવે. એનું મુડદું જ મળે!'

'પણ આપણે તો એને જીવતો પકડવો છે હો! એ વિના, દેશુભા! આ જુદ્ધનો અંત જ નહિ આવે!'

'પરશુરામજી આવે એટલે ઊપડીએ —'

'હવે તૈયારીમાં — '

જયદેવ ત્યાં જરાક થોભ્યો.

રાણીવાસની બાઈઓએ ઉપાડેલી રણગીતાવલિના પડઘા એના કાનમાં આવી રહ્યા હતા:

**જીવનને આજ કર્યા, રા'એ જુહાર**
**આનંદ આજ એનો, અ પ રં પા ર!**
**રંગ કુડો કેસરી, કહરી ગિરનાર,**
**રા'ના જીવનનો, જ ય જ ય કા ર!**
**આવજો ઓ દેહ મારી, આવજો ઓ પ્રાણ,**
**આપણે માણી'તી, એવી મોંઘેરી લ્હાણ!**
**ગાજે ડુંગર ગિરનારી. વાજે ભેરવી છંદ,**
**માની ખળકે વીજળચૂડી, આવે પડછંદ!**

## ૩૨. બહેનનાં હેત !

રા'ના ડુંગરી કિલ્લામાં તો રણયુદ્ધ એ મહોત્સવનો પ્રસંગ હોય એમ જણાતું હતું. ત્યાં ક્યાંય થાકના ચિહ્ન ન હતા. રા'ને લીલીબા ભાગી ત્યારે ચટપટી થઇ હતી. એના ઉપર ને દેશળ વિશળ ઉપર એણે જાપ્તો પણ રાખ્યો હતો. પણ એ સ્વભાવથી કુટુંબપ્રેમી હતો, અને દિલાવરી જુદ્ધનો રસિયો જીવ હતો. એ આ વાત જાણે ભૂલી ગયેલો જણાયો. જોકે એણે એક સાવચેતી રાખી હતીઃ પોતાના ડુંગરી મહાલમાં રહેવાની. ગમે તે પળે ગમે તે દુશ્મન, ગમે તે રીતે આવે, પણ એ મહાલયમાંથી એને બહાર જવાનો કોઈ ને કોઈ માર્ગ તો જરૂર મળી રહે. અને એક વખત એ બહાર હોય, પછી ભલેને ખુદ જૂનો-ગઢી દુર્ગ પણ એના હાથમાં ન હોય, પણ એના પોતાના હાથમાં તલવાર હોય, ગિરનાં જંગલ હોય, ને ઘોડાની પીઠ હોય, પછી એને કોઈ નમાવી જાય, એ વાત ન ભૂતો ન ભવિષ્યતિ જેવી.

સિદ્ધરાજને પણ અત્યારે ચિંતા એ જ હતી. દેશુભાએ બતાવેલ રસ્તો તો બરાબર નીકળ્યો હતો. પણ રા' સપડાશે!

રા' હાથમાં આવશે ? ને છેક આંહીં કાંઇક દુદા હમીર જેવું બન્યું તો ? એ પોતે હરપળે સાવધ હતો. એને દેશુભામાં બહુ અક્કલ લાગી ન હતી. અત્યારે ઠીક છે એનો ઉપયોગ—બાકી, એના ઉપર આધાર નહિ. પરશુરામ આવ્યો એટલે સૌ આગળ વધ્યા. રા'ના અંતઃપુરના મહાલય તરફ સૌ જઇ રહ્યા હતા. દેશળે વિશળને મોકલ્યો હતો, ધારાગઢ પાસે મોટી ચોકીએ, એ પણ આંહીં જ મળી જવાનો હતો.

દેશળના કહેવા પ્રમાણે, હવે તેઓ બહુ નજીક આવી પહોંચ્યા હતા. બહુ જ શાંતિથી તે આગળ વધી રહ્યા હતા. રા'ના મહાલયની રણુગીતાવલિના શબ્દો વધુ ને વધુ સ્પષ્ટ સંભળાવા લાગ્યા. દેશળ એકલો આગળ વધ્યો. રસ્તાનું દ્વાર એક ટેકરીના પેટાળમાં નીકળતું હતું. ત્યાં એક માણસ ઉપરના ખડક ઉપર બેઠો રહેતો. એ એના ધ્યાનમાં હતું. તે બહુ જ ધીમે પગલે દ્વાર પાસે આવ્યો. આજે તો ત્યાં કોઈ હતું નહિ. તેણે ધીમેથી સરીને ઉપર નજર કરી. નિહાળી નિહાળીને જોયું. પણ કોઈ બેઠેલ લાગ્યું નહિ. પરંતુ અંધકાર હતો, અને કોઈ ગુપચુપ બેઠું હોય તો ?

'દેશુભા ! શું છે ?' સિદ્ધરાજે ધીમેથી પૂછ્યું.

'ત્યાં ખડક ઉપર કોઈ બેઠું છે કે નહિ એ જોવું જોઇએ.'

સિદ્ધરાજે અનુમાન કર્યું. આ માર્ગ ઉપર કોઈની નજર ઉપરથી હોવી જ જોઈએ. તેણે આડેસરને બોલાવ્યોઃ 'આડેસર ! ધીમેથી ઉપર જા. જો કોઇ બેઠું હોય તો એ...' સિદ્ધરાજે નીચેની ખીણ બતાવી. આડેસર ઉપર ગયો ને બે ક્ષણમાં જ કોઈકના ગબડવાનો અવાજ આવ્યો.

'દેશુભા !' સિદ્ધરાજે આ છેલ્લા બનાવ પછી આની નાડ આગળથી માપી લેવાનો નિર્ણય કર્યો હતો: 'હવે ક્યાં જાવું છે ?'

'આપણે, પ્રભુ! પેલો—ઉજાસ આવે—ત્યાં, રા'નો એ શસ્ત્રાગાર ખંડ છે. રા' અત્યારે ત્યાં હોવો જોઈએ. આપણે ત્યાં પહોંચી જઈએ !'

'આંહીં રા'નું માણસ કેટલુંક રહે છે ?'

'આંહીં ? બહુ બહુ તો પચાસ પોણોસો. આ કિલ્લેબંધીના ચારે તરફના ચોકીદારો છે એ. રા' તો આંહીંથી સોઢલની ગઢીએ જાય છે જુદ્ધે ચડે ત્યારે, અને પછી ત્યાંથી સેન ભેગું થાય છે. આ શિરસ્તો છે. પછી કોણ જાણે ફર્યું હોય તો ! જુઓને હમણાં !'

'હાં, એ શું થયું ? તમે તો કોઈ ઓળખીતાની ચોકી આંહીં ધારી'તી ને ?'

'માએ તો વીહુભા સાથે કહેવરાવ્યું'તું કે ત્યાં થોભણુ બેઠો હશે ! પછી કોણ જાણે કેમ થયુ ? આ તો કોક બીજો નીકળ્યો ! થોભણુ હોત તો તો કાંઈક ને કાંઈક બોલતો હોત !'

સિદ્ધરાજને દેશળે આ વાત કરી ન હતી. તેણે પૂછ્યું ત્યારે દેશળે ઉતાવળની વાત કરી હતી. એમાં પોતાનું મહત્ત્વ સિદ્ધ કરવાનો જ એનો હેતુ લાગ્યો. જ્યારે આવું જોખમભર્યું કામ કરવા નીકળ્યા, ત્યારે ઝીણામાં ઝીણી વીગત ધારી ન નીકળે, તો શું કરવું એનો કાંઈ ખ્યાલ દેશળને ન હતો. સિદ્ધરાજે પોતે યોજના માંડી. 'પરશુરામ! જે બહાર આવે તે સઈ ને જ આગળ વધે ! ઊભા થવાની વાત નહિ—અને

ધીમે ધીમે ચારે તરફ ગોઠવાતા જાઓ. પેલો તો—આડેસર—પહોંચી ગયો નાં ?'

'એ તો પહોંચી ગયો તળિયે, પ્રભુ !'

'કોણ હતો ?'

'એ તો કોને ખબર ! જે હોય તે.'

'ઠીક, પણ બે જણા ઉપર જઈ ને ક્યાંય છુપાઈ જાઓ. જરાક હિલચાલ દેખો કે તરત ખબર આપી દેવી ! દેશુભા! આપણે આગળ વધો. આડેસર ! તું ને ધુબાકો અમારી ભેગા રે'જો. બેસીને કે સૂઈ ને જ આગળ વધવું.'

'એક પગદંડી છે—આટલામાં એ પકડીએ તો. એ માથોડાપૂર ઘાસમાં છે. આંહીં ક્યાંક છે. આ રહી !' દેશળે પગદંડી બતાવી. એમાં છૂપીને આગળ જવાય તેવું હતું.

'આડેસર ! તું પહેલો જા—થોડેક અંતરે. પછી દેશુભા આવશે. ધુબાકા ! તું છેલ્લે રહેજે. કાંઈક જરાક પણ શંકા પડે કે તરત શાંત થઈ જાજે !'

રા'ના શસ્ત્રાગાર સુધી પગદંડીને આધારે આધારે સૌ આવી ગયા. ત્યાં શસ્ત્રાગારમાં દીપાવલિ શોભી રહી હતી. તેનો આછો ઉજાસ બહાર પડતો હતો. શસ્ત્રાગારની બહાર ઓટલા ઉપર માત્ર બેચાર સૈનિકો બેઠેલા એમણે જોયા.

'દેશુભા ! શસ્ત્રાગારમાં માણસો રહે છે ? કેટલાંક ?'

'ચોકીદારી તો ચારે તરફની કોટ ભાંતે રહી ગઈ, પ્રભુ ! આંહીં કોઈ આવે એ શંકા જ નહિ નાં ? આંહીં તો આ ચારપાંચ બેઠા છે એ જ. પાછળની બાજુ કદાચ કોઈ નહિ હોય !'

જયદેવે દેશુભાને ઇશારત કરી શસ્ત્રાગાર પાછળના ભાગમાં જવાની; આગળનો રસ્તો એમણે છોડી દીધો. સહુ શસ્ત્રાગારની પાછળ આવી રહ્યા હતા. આવીને તે થોભ્યા. અંદરથી એકબે જણાનો અવાજ આવતો હતો.

'આડેસર ! જો તો, પેલો ગોખલો દેખાય—એમાંથી. અંદર કોણ કોણ છે ?'

ધુમ્બાકો ને આડેસર અંધારામાં જમીન સરસા થઈ સરપની પેઠે એકદમ ધીમે સરતા ગયા. એક જણ ચારે પગે થયો. બીજો જણો એના ઉપર ઊભો થયો. થોડી વારમાં એ પાછા આવ્યા.

'અંદર રા' છે, પ્રભુ !'

'છે ?' જયદેવને પોતાની મહેનત ફળતી લાગી. રા'-ને પકડી લેવાય તો જુદ્ધ તરત પૂરું થાય !

'બીજું કોણ છે ?'

'કોઈ બાઈ માણસ છે ?'

'રા'ને હવે આંહીંથી ભાગવાનો કોઈ માર્ગ છે, દેશુભા ?'

'ના, પ્રભુ ! મારી તો જાણમાં નથી !'

'ધુમ્બાકા ! તું ને આડેસર પેલા સૈનિકો બેઠા છે એ બાજુ પાછા પહોંચી જાઓ—' બહુ ધીમે અવાજે જયદેવે કહ્યું: 'અમારો અવાજ થતો સાંભળો કે તરત એમને પૂરા કરી નાખજો ને રા' નીકળે તો રોકી લેજો. ઊપડો. જોજો—' જયદેવને ઘડીભર લાગ્યું કે રા'ને આંહીં જ સપડાવી દેવાશે.

દેશળ આગળ ચાલ્યો. એની પાછળ જયસિંહદેવ હતો. બન્ને જણા પછવાડેના દ્વાર પાસે આવીને ઊભા રહ્યા. એક

બાજુ ચુપચુપ ભીંત સરસા ઊભા ઊભા અંદરની ચર્ચા જોવા લાગ્યા. અંદર દીપકનો પ્રકાશ હતો. ખેંગાર તૈયારી કરી રહ્યો હતો. જયદેવે જોયું. પણ ત્યાં રાણકદેવી ન હતી. રા'ની બહેન લીલીબાને જયદેવે ઓળખી. 'દેશુભા! આ તો મા લાગે છે?'

'શંકા ન પડે માટે એ આંહીં રહ્યાં લાગે છે!' હવે જયદેવને લીલીની ભયંકર કુનેહનો ખ્યાલ આવ્યો. રા'ને ઠેઠ સુધી એણે અંધારામાં રાખ્યો હોય એમ જણાયું. હજી આંહીં સુધી કોઈ વાત આવી ન હતી.

અંદર બોલાસ થયો. જયદેવે કાન દીધા. રા' બોલતો જણાયો: 'પૂજારી આવ્યો નહિ, લીલી! ને દે'ને મંદિરમાં જવું પડયું. પૂજારી મોડો પડયો લાગે છે!'

'જરાક એ છે પણ, ભંગેરી જેવો હો, ભાઈ!' લીલીએ જવાબ આપ્યો. અને જવાબ આપતાં જ એણે એક ચકળવકળ દષ્ટિ બારણા તરફ નાખી. કોઈ ત્યાં હતું નહિ. એને કોઈના આવવાનો ખોટો ભણકારો પડયો હતો. જયસિંહદેવ એની દષ્ટિનો મર્મ સમજી ગયો. એ રાહ જોઈ રહી હતી દેશુભાના આવવાની!

'ભાઈ! પણ તમે નશીબદાર હો!' લીલી બોલી: 'મા ભવાનીનો આશીર્વાદ પ્રસાદ લઈને ભાભી પોતે આવશે, પૂજારીને બદલે.'

જયદેવને સાંકળ બેઠી. રાણકદેવી કાલિમંદિરમાં આશીર્વાદ માગવા ગઈ હતી. એના આવવાની આંહીં રાહ જોવાતી હતી. રા' નીકળવાની જ તૈયારી કરી રહ્યો હતો.

'પણ, લીલી! તેં વીહુને મોકલ્યો 'તો ને તપાસ

કરવા ? એ પણ આવ્યો નહિ ! દેહુભા દેખાણો નહિ !'

'દેહુભા તો વખતે રાહ જોતો હોય, પણ વીહુભાને તો કહ્યું'તું કે તું તારે દુદા હમીરને કહીને તરત પાછો આવજે. પૂજારી આવે કે તરત આંહીં મોકલે !'

'પણ પૂજારી આટલો ખોટી કેમ થાય ?'

'હું એ જ કહું છું ! ક્યાંક ભંગેરી ભૂલી ગયો હોય નહિ.'

લીલીબાએ બોલીને ફરીથી એક ચોરદષ્ટિ પાછળ ફેંકી લીધીઃ જયસિંહદેવ એ જોઈ રહ્યો.

'લીલી ! આ રસ્તાની જાણ એક તને છે,' રા'એ ગંભીર ભાવે કહ્યું: 'એક મને છે. આપણા રા'ના વંશવેલાનો સવાલ હોય, કોઈ રાણીવાસને ભાગવું હોય, કોઈ રા'ને દુર્ગત્યાગનો ખપ હોય, ત્યારે જ એ વપરાતો આવ્યો છે એ તું જાણે છે. આ વખતે તો માલવાનું અફીણ આવે ને આંઈ સોલંકીનાં જૂથ પડ્યાં હોય એટલે મેં એ વાપરવાનું ઠરાવ્યું. ત્યાં આ થયું. જોયું ? હવે એ પાછો બંધ કરી દેવો છે. એ રસ્તાનું માતમ ખંડિત કરવું નથી. પણ હવે તો પાછા પેલા દુદા હમીરને ખબર પડી છે !'

'દુદા હમીરને ? આની ? આ મારગની, એને તમે' આ મારગની ખબર કરી છે, ભાઈ ? એ તમે શું કર્યું ?' લીલી ચમકી ગઈ લાગી. જયસિંહદેવને દુદા હમીરની વાતની સાંકળ સમજાઈ ગઈ—એ કેમ સામા મળ્યા તે.

'મેં એમને બોલાવીને કહ્યું હતું કે તમે જઈને ખબર કાઢજો પૂજારીની. વખત છે રાતનો વખત, કોઈ જનજનાવર હોય તો, એ ભડકે !'

લીલી સડક થઈ ગઈ લાગી. તે ખસિયાણી પડી

ગઈ હતી. દુદો હમીર સામે ગયા હોય—ને દેહુભા એ રસ્તે જ આવતો હોય તો ?

'અરે પણ, ભાઈ! આ તો આપણો એકનો એક મારગ ટળી ગયો! આ પૂજારી તો રા' કુટુંબનો વંશ-પરંપરાનો—એટલે એ રસ્તાનો જાણકાર. એના વેણ ઉપર તો રાજવંશના અધિકાર નક્કી થાય.—પણ આ તો ભારે થઈ! હજી ગયા ન હોય તો હું દોડું! એ મારગ તો આપણી જવાદોરી, ભાઈ! હું જાઉં. હજી રોકી દઉં એમને—જતાં.'

લીલીબાની દૃષ્ટિ તો હવે ચકળવકળ બન્ને તરફ બારણા ઉપર જ વારંવાર જવા લાગી.

'હવે જાવું નકામું છે, લીલી! હવે તો એ આવતા હોવા જોઈએ. તું શું જુએ છે, લીલી? છે કાંઈ?'

'છે નહિ કાંઈ, ભાઈ! પણ આ તો હવે પેલા આવી જાય તો મને નિરાંત થાય!'

'કોણ?'

'આ વીહુભા—દેહુભા—'

'શોભણ!' રા'એ સાદ કર્યો.

'શોભણ આંહીં કેવો, ભાઈ? ભૂલી ગયા? એને તો તમે ત્યાં મોકલ્યો છે ને ડુંગરે બેસવા? પછી તો વીહુ ગયો!'

જયસિંહદેવના મનમાં આખી તમામ પ્રસંગની માળા ગોઠવાઈ ગઈ. પોતે ભાગ્યરેખાનો સ્વામી—એટલે આજે આંહીં પહોંચી ગયો. બાકી, બાજી ઊથલી જવાને વાર ન હતી. હવે વિજય પોતાનો છે—રા' ચોક્કસ સપડાયો છે. એની પણ એના મનમાં ગાંઠ બેસી ગઈ.

'મેં ત્યાં તો પછી મોકલ્યો ધારણને,' રા' બોલ્યો: 'શોભણ આંહીં જ છે!'

'ત્યારે પેલો ગયો ખીણમાં એ ધારણ!' જયદેવે દેશુભાનો હાથ દબાવ્યો. એટલામાં શોભણ આવ્યો.

પણ લીલીબા હવે ઘણી આકુળવ્યાકુળ થઈ ગઈ લાગી. તે પોતાની વ્યાકુળતા છુપાવવા માટે મોટેથી વાતો કરવા લાગી. કૃત્રિમ રીતે હસવા લાગી. ઉતાવળ દેખાડવા લાગી. હેતનો સાગર ઊભરાતો હોય તેમ ખેંગારને સજ્જ કરવા મંડી.

'ભાભી તો, ભાઈ! કે' છે, ભવાની સાથે પ્રત્યક્ષ વાત કરે છે, એ સાચું? તમે પારખું કર્યું છે? કે' છે, હાજરાહજૂર વાત કરે છે!'

'એનું શું બીજું પારખું, લીલી! એક મેં અનુભવ્યું છે, એ તને કહું. એની હાજરીમાં હવા ફરી જાય છે. તમારામાંથી શક્તિનાં ઝરણાં ફૂટે છે. મને તો કોઈ વખત આખો ડુંગર ઉપાડી લેવાનું મન થાય છે! પછી જે હોય તે.'

'એમ? ત્યારે બચારો જેસંઘદેવ પછી આંઈ ઢેફાં જ ભાંગે નાં?' લીલીએ કહ્યું. પણ એની આંખમાં ઝેર હતું. વાણીમાં મસ્કરી હતી. મોં ઉપર ક્રૂર હાસ્ય હતું.

'પણ આ શું? અવાજ સાંભળો છો તમે?'

રા'એ કાન દીધા: 'એ તો રણહાક લાગે છે. બીજું કાંઈ સંભળાય છે?'

'ના. શોભણ! જો તો, અવાજ ક્યાંથી આવી રહ્યો છે!'

'અલ્યા! શું છે? શું સંભળાય છે? મુંજાલ

મહેતો આવ્યો છે કે શું?'

'આવ્યું કોઈ નથી, પ્રભુ! હજી તો મજેવડી દરવાજે જંગલનું જુદ્ધ ચાલે છે!' થોભણે પાછા આવીને કહ્યું.

જયદેવને લાગ્યું કે ધારાગઢ દરવાજાની વાત પણ હજી આંહીં આવી લાગતી નથી. પણ એટલામાં જ કોઈકનો અવાજ બહારથી આવ્યો: રા' ચમકી ઊઠચો: એક સૈનિક ગાભરો ગાભરો દોડતો આવી રહ્યો હતો: 'મહારાજ! મહારાજ! પ્રભુ! ધારાગઢ ભેળાણો છે. દુદો હમીર મર્યો છે. દેશુભાએ દગો દીધો. રસ્તો બતાવી દીધો!'

'હેં? ધારાગઢ ભેળાણો? લીલી—તારો—દેહુ...'

પણ રા' હવામાં વાત કરી રહ્યો હતો. લીલી ત્યાં હતી જ નહિ.

## ૩૩. અભય ખેંગાર

લીલીબાએ પેલા સૈનિકને ઉતાવળે આવતો જોયો. દેશુભાની વાત એને કાને પડી, ન પડી, ને તે ક્ષણમાં વસ્તુ સમજી ગઈ. સોલંકી સૈન્ય ગઢમાં પેસી ગયું હતું. હવે તો આ રા' રાણકને અંતઃપુરમહાલયે વિદાય લેવા જવાનો—એ વિદાય લઈ બહાર પડે કે તરત ત્યાં દરવાજે એને રોકી દે કોઈ—તો વિજય વહેલો થાય. આ વિચાર સાથે તે તરત વીજળીવેગે બહાર નીકળી ગઈ. રા'ને એની સામે જોવાની કે બોલવાની તક સાંપડે એ પહેલાં તો એ અદૃશ્ય થઈ ગઈ હતી.

તે પાછલે બારણેથી દોડતી નીકળી. તેણે દેશુભાને ત્યાં દીઠો. એની સાથે ઊભેલો જયસિંહદેવ હોવો જોઈએ. એક પણ શબ્દ બોલવાનો વખત ન હતો.

' આ હા ! નાગણ. નાગણ—કોને કે' ? ભાગી નાં ? હવે શું એનું મોં બતાવે ? જાવા દે એને—' રા' : બોલતો સંભળાતો હતો. રા' પોતાની પાછળ આવશે—તો આ બે જણા આંહીં ઊભા છે એમને જોશે. લીલીબા ઝડપથી એક શબ્દ બોલતી સરી ગઈ: ' રાણકને દરવાજેથી સોઢ-

લની ગઢી સુધીમાં, એટલામાં રોકી—લ્યો. હાથ કરો એને. —ભાગ્યો તો થૈ રહ્યું!'

તે એકદમ નીચે દોડી ગઈ.

'કાંઈ ફિકર નહિ, થોભણ!' રા' એ અવાજ દીધો. 'અલ્યા! શંખનાદ કર. રણશીંગડું ફૂંક. ભલે સૌ આવ્યા. દે'ને દોડીને ખબર કરી દે. હવે આંહીં આવતાં નહિ—એમની ઝાંખી ત્યાંથી અમને કરાવે, એટલે જંગ તો અમારો જ છે. આ છે જો મારી મા—મારે પડખે! આ કૂકડો બોલ્યો માનો—જો!'

રા' એ ભયંકર તલવાર હાથમાં લીધી. એનો ચહેરો ફરી ગયો. રૂપ બદલાઇ ગયું. તેણે એક પગલું આગળ માંડયું: 'થોભણ! મારો ઘોડો લાવો. હું પોતે જાઉં છું. ધારાગઢ. હાલો—'

'આવ્યું છે કોણ? ધારાગઢ બાજૂ?'

'ઉદયન મે'તા!' આવનારે જવાબ દીધો.

'ઓલ્યું! મારવાડી વાણિયું! અરે! ત્યારે એમ બોલને! મોઢા આગળ થા એલા—શંખનાદ દે સૌને. સોઢલની ગઢીએ ભેગા થાવ, હાલો—'

ખેંગાર બહાર જવા ઊપડયો.

'ખેંગારજી! થોભી જાઓ. આમ જુઓ—' પાછળથી એક દઢ અવાજ આવ્યો. ખેંગારે ઝડપથી પાછળ જોયું. તલવારનો ટેકો લઇને એણે એક વીજળીદૃષ્ટિ કરી. તે નવાઇ પામ્યો. આ શું? જયસિંહદેવ ત્યાં ઊભો હતો. આ આંહીં ક્યાંથી? એક ક્ષણ માટે ખેંગાર સ્તબ્ધ થયો લાગ્યો. પણ બીજી જ ક્ષણે એણે હવા ભરી દેતું મોટું

નિર્મુક્ત અટ્ટહાસ્ય કર્યું :

'ઓ હો હો હો ! જેસંગભા ! તમે આંઈ છો ? પેલું સાપનું બચોળિયું ય ભેગું છે ને શું ? આવો, ભા, આવો ! અલ્યા થોભણ ! શંખનાદ કરતો નૈ ભૈ ! આ જેસંગભા માણસ જોઈ ને ભડકી જાશે. ને ઈ પાછા રીયા નાનકડા. શંખનાદે બચારા ધ્રૂજી ઊઠે, બાબરું છે ભેગું કે એકલા. જેસંગભા ? કે ડોશીમાનો પાલવ પકડીને આવ્યા છો ?'

'લ્યો ઉપાડો તંઈ, ભા ! જે મારી મા—ચોસઠ-ભુજાળી—જે બિરદાળી, તારી રખેવાળી ! તારી ઓળે વાળી ! જે મા ! જય મારી મા !' ખેંગારે વીજળીની ઝડપે તલવાર કાઢી એક પેંતરો પાછો લીધો. અને હવાને વીંઝી નાખતી ભયંકર કૃપાણ તેના હાથમાં ફરી રહી.

ખેંગારની ચપળતા અજબ હતી. એની દૃષ્ટિમાં અડગ શ્રદ્ધા હતી. મોં ઉપર ભયંકર નિશ્ચય હતો. સિદ્ધરાજે એક ક્ષણમાં એનું પાણી માપી લીધું. દુશ્મન તરીકે એ ભયંકર યમદેવ સમાન હતો.

જયસિંહદેવના હાથમાં પણ મા કાલીની ભયંકર વેણી જેવી કૃપાણ શોભી રહી હતી. દ્વંદ્વયુદ્ધ જ થાશે એમ એને લાગ્યું.

સડાક દેતી ને એણે તલવાર નાગી કરી. એક ક્ષણ ભયંકર અગ્નિની જ્વાળા સમી તલવારો સામસામે અડકી—અને ખેંગારે વીજળીવેગે એક પગલું પાછું ભર્યું.

'આવો ! જેસંગભા ! આવો ! આ તો તમે ભલે આંઈ આવ્યા. આંહીં દેહ તો, દેવના દીકરા હોય એના પડે ! તમે ય દેવના દીકરા નાં ? કરણદેવ ! હેં ! પેલા—માલવાના

ઘા ખાઈને બચારા મર્યાં, તમારાં નશીબ બે'ક મોટાં તે, આંઈ આવ્યા !'

જયસિંહદેવ સમજી ગયો. આ ખેંગારની જીભમાં પણ તલવાર હતી. પરંતુ એક પણ શબ્દ બોલીને નજરને આમ કે તેમ કરવામાં અનિવાર્ય મૃત્યુ હતું. તેણે રા' તરફ એક દૃષ્ટિ કરી:

'આ વખતે, રા!' તમને પાટણ લઈ જવા છે !'

'એ હો હો ! જેસંગભા ! એટલા સારુ આ છોકરાને ભોળવ્યો ? અરે ! મને કહેવરાવ્યું હોત તો હું હાલ્યો નો આવત ? છે કાંઈ પાટણમાં ? કોક વળી ભડકાવતો હશે, ભા ! ભડકાવે, બા ! ભડકાવે ! તમે રહ્યા બે'ક નાના, ને માને પટોળે વળગીને હજી માંડ હાલતાં શીખ્યા છો ! લ્યો, આવો ભા ! બોલો—આંહીં લડવું છે કે બહાર જાવું છે ?'

સિદ્ધરાજ એક ક્ષણભર સ્થિર થઈ ગયો. ખેંગાર હજી અજેય હતો. પોતે સપડાયો છે એવી લેશ પણ વિહ્વળતા એનામાં ન હતી. એની નિર્ભયતાએ જયસિંહદેવને ડોલાવી દીધો. પણ એ તત્કાળ સાવધ થઈ ગયો. ખેંગારની વાણી —એનું એ પણ એક ભયંકર શસ્ત્ર હતું. દેશળ એ વાણીથી સ્તબ્ધ—મૂઢ જેવો, પાષાણની માફક ઊભો જ રહી ગયો હતો. જયદેવની પણ એ જ ઇચ્છા લાગી. એક સામે બે, એમાં એને અધર્મ જણાયો. તેણે જ આંખની ઇશારતે એને શાંત રહેવા કહી દીધું હતું !

સિદ્ધરાજે ચપળતાથી બોલ્યા વિના જ બે પગલાં ખેંગાર તરફ આગળ માંડયાં: 'ખેંગારજી! આંહીંથી આપણે પાટણ જવાનું છે! સીધું!'

રા' સાવચેત હતો. તેણે પણ એકદમ બે પગલાં પાછળ ભર્યાં. બન્નેનું અંતર ઘટવા ન દીધું. જયદેવ તલવાર લઈ સીધો તેના ઉપર આવ્યો. ખેંગાર પાછો હઠ્યો. જયદેવ હવે જરાક આગળ વધ્યો કે તરત ખેંગારે એક ઝડપી પગલું ભરી દિશા ફેરવી નાખી; પાછલા બારણા તરફ એ પોતે જઈ શકે ને જયદેવ એની પાછળ પાછળ આવે, એવી પરિસ્થિતિ ઊભી કરી દીધી. જયસિંહદેવે એકદમ આગળ વધીને જનોઈવઢ ઘા માર્યો.

પણ ખેંગાર તૈયાર જ હતો. તેણે તલવારનો ઘા અફળ કરી નાખ્યો. ને એ ક્ષણમાં તો એક વધુ ઠેકડો ને એ પાછલે બારણે પહોંચી ગયો.

જયસિંહદેવ એની જુક્તિ કળી ગયો હતો. એ બહાર નીકળી જવા માગતો હતો. તેણે તરત એનો પીછો લીધો.

એ જ વખતે આગળના ભાગમાં બહાર ઓટલા ઉપર ધમસાણ થયું. 'જય સોમનાથ'ની હાકથી આકાશ ગાજી ઊઠ્યું. શંખનાદ થવા માંડ્યા. રણશીંગડાં ચારે તરફ ફૂંકાયાં. પરશુરામ ને પૃથ્વીભટ્ટ આવ્યા કે શું—એ જોવા જયસિંહદેવે ત્યાં નજર કરી. એ આવ્યા હોય તો એમને રા' તરફ એ દોરવા માગતો હતો. પણ ત્યાં રા'ના સૈનિકોને જુદ્ધમાં રોકી રહેલા આડેસર ને ધુબાકો દૃષ્ટિએ પડ્યા.

'દેશુભા! દોડો—પરશુરામ આવ્યો હશે. એને આ બાજુ—' જયદેવે હાથની નિશાની કરી દીધી. શબ્દ બોલવાનો પણ વખત હતો. એની નજર તરત રા'ની પાછળ ગઈ. રા' વીજળીના વેગે બારણા પાસે પહોંચી ગયો હતો. સિદ્ધરાજ એની પાછળ જ હતો.

'આવો, ભા! આવો—એ ઘડી સરત તો કરીએ,' રા' બોલ્યો. પણ એ બોલ્યો ન બોલ્યો ને બારણાની બહાર નીકળી ગયો.

જયસિંહદેવે એની પાછળ દોટ મૂકી.

એણે રા'ને શસ્ત્રાગારની પાછળ દોડતો જતો જોયો. જયદેવે હાકલ મારી: 'ખેંગારજી!..' પણ ખેંગાર ત્યાં થોભ્યો નહિ. જયદેવે આડેસર ધુંબાકાને પોતાની પાછળ આવતા જોયા. રા'ના કોટકિલ્લાના ચોકીદારો હવે આ તરફ દોડતા આવી રહ્યા હતા. પરશુરામનાં માણસો સામે તૈયાર હતાં. તેણે બધી વસ્તુની એક ઊડતી નોંધ કરી, ન કરી—કોણ ક્યાં હશે એ અનુમાન કર્યું, ન કર્યું—ને તરત પાછો એ રા'ની પાછળ થયો. રા' જરીક આઘે નીકળી ગયેલો લાગ્યો.

તે એની દિશા તરફ દોડ્યો. રા' હજી શસ્ત્રાગારની પાછળના ભાગમાં જ હતો. પણ એણે તરત દિશા બદલી લાગી. જયસિંહદેવ એને સામે મોંએ ભીડવવા માટે તરત ત્યાંથી પાછો ફર્યો.

એને ભીડવવા માટે એણે ઝડપી ગતિની દોટ જ મૂકી હતી. આ રા' આવ્યો—આ રહ્યો—એમ એને થયું.

એ વીજળીવેગે શસ્ત્રાગારની બીજી દિશાની પાછળની બાજુએ દોડ્યો ગયો!

પણ એ ત્યાં પહોંચ્યો અને એના પગ ધરતી સાથે જડાઈ ગયા. એ આભો થઈને ત્યાં ઊભો રહી ગયો. ત્યાં કોઈ હતું જ નહિ.

સ્વપ્નાની માફક રા' ખેંગાર તો અદૃશ્ય થઈ ગયો.

## ૩૪. જૂનાગઢનો અજેય રા'

સિદ્ધરાજને ખાંખાંખોળાં કરતો મૂકીને રા' ખેંગાર સીધો જરાક નીચેની ખીણનો માર્ગ પકડીને રાણક-દેવીની રણવાસગઢીએ જવા માટે ઊપડી ગયો હતો. સિદ્ધરાજ એને અજાણ્યે માર્ગે પાછળ પડે એ શક્ય ન હતું. રા' રણવાસગઢીએ પહોંચ્યો ત્યારે ભોંભાંખળું થવા આવ્યું હતું. દોઢીઓ વટાવતો એ અંદર ગયો. ઉતાવળે દેવીના મંદિર પાસે પહોંચી ગયો. અંદર દીવાઓનો પ્રકાશ દેખાયો. તેણે અંદર નજર કરી. ત્યાંનું દૃશ્ય જોઈને એક ઘડીભર એ બારણા પાસે બહાર જ થોભી ગયો.

અંદર મંદિરમાં પ્રકટેલી દીપાવલિથી મંદિર આખું ઝળાંઝળાં શોભી રહ્યું હતું. ત્યાં એણે માની મૂર્તિ સામે ઊભેલી રાણકને દીઠી. એની આંખો મીંચેલી હતી. માથું નમાવેલું હતું. એણે માની સામે બે હાથ જોડ્યા હતા. એના મોં ઉપર કોઈક અપાર્થિવ પ્રકાશ છવાઈ રહ્યો હતો. તે શાંત પથ્થર જેવી એકચિત્ત બની ગયેલી જણાતી હતી. એની અને મા જુગદંબાની મૂર્તિમાં જાણે અંતર ન હોય એમ હવામાં એકાકારી જણાતી હતી.

રા' ખેંગાર એ દશ્ય જોઈ રહ્યો. પોતે જયતિલક કરાવવા આવ્યો છે, કેકાણ એનો ઉતાવળો થતો હણહણી રહ્યો છે, ચારણભાટની બિરદાવલિ વાણીના પડઘા ઊઠવા માંડ્યા છે, પ્રભાતની રણભેરીઓ જાગી ગઈ છે, એ સઘળું જાણે અસ્તિત્વમાં જ ન હોય તેમ ખેંગાર આંહીં એક ઘડીભર તો સ્થિર થઈ ગયો. એમ ને એમ બે પળ વીતી ગઈ. એટલામાં રાણકનું નતમસ્તક ઊંચું થતું રા'એ દીઠું. એની આંખ હવે ઊઘડી હતી, પણ એ મા સામે જાણે મીંટ માંડીને જોઈ રહી હતી. પોતે કાંઈ પ્રશ્ન નાખ્યો હોય—ને એના પ્રત્યુત્તર માટે અધીર હોય તેમ એ વારંવાર બહુ ધીમા શબ્દે—'બોલો મા ! બોલો, જવાબ વાળો—' એમ કહી રહી હતી. રા'ના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે સમય ભૂલીને આ દશ્ય એકીટશે જોઈ જ રહ્યો. પણ આ શું ? રાણકદે'ની આંખમાંથી ખરખર ખરખર આંસુ વહી રહ્યાં હતાં ! ગિરનારના ડુંગરને મૂળથી ડોલી જતો કલ્પી શકાય પણ રાણકદેવીની આંખમાં આંસુ—એ કલ્પી ન શકાય, તેવી વસ્તુ હતી. એક પળ વધારે ગઈઃ રાણકદેવી જાણે કાંઈ સાંભળતી હોય ને તેનો પ્રત્યુત્તર આપતી હોય તેમ, માત્ર હોઠ ઊઘડે એવા ધીમા શબ્દે બોલી રહી હતી. રા' એ કાન સરવા કર્યા. છૂટક શબ્દો એને કાને આવતા હતા. 'ભલે મા ! ભલે—. . દેવત્વનો વારસો. . રા' નો, એ અમારે મન અમૂલખ ચીજ છે !' 'બેમાંથી એક રહે કાં ? કાં રા'નું અજેયત્વ . . કાં . .' 'ભલે હો.' 'સર્વનાશ હો !' 'કોનો રહ્યો છે ?' 'નમાલો પણ નીકળે.' 'વંશવેલો—માના ખોળામાં જ ભલે મારાં બાળક રમતાં !

હું પણ ક્યાં માના ખોળામાં નથી ? ભલે મા ! દેવત્વ રહો .. બાકી બધું ભલે ક્ષીણ હો !' બીજી જ ક્ષણે રાણકદેવીનું ધીરું, મીઠું, પોતાને પરિચિત એવું મધુરું હાસ્ય રા'ને કાને પડ્યું. તે ચમકી ગયો. માના ઘરમાં જેમ દીકરી કોડભર્યું લાડ કરે તેમ લાડ કરતી રાણકદેવી હસતી હસતી બોલી રહી હતી: ' મા ! તમે આપ્યું છે. તમે આટલું તો જવા દો—અજેયત્વ અમારે એટલું ઘણું છે ! તમે કાંઈ દીકરીનાં આંસુ દેખી શકવાનાં હતાં ? મને ખબર હોય નાં ?'

ખેંગાર કાંઈ સમજ્યો નહિ. રાણકદેવીના શબ્દો તૂટક સંભળાતા હતા. પણ કોની સામે એ બોલે છે—કોણ સામેથી બોલે છે—એને કાંઈ ખબર પડી નહિ.

' હા ! હા ! હા ! મા ! એમ કાંઇ હોય—? માના આશીર્વાદ વિના નહિ. આશીર્વાદ આપો, મા ! '

ખેંગાર એકલા રાણકદેવીના શબ્દો સાંભળતો હતો. પણ તે કોના પ્રત્યુત્તરરૂપે હતા એ કાંઇ એને સમજાતું ન હતું.

રાણકદેવી પાછી શાંત થઈ ગઈ. એક પળ એમ ને એમ ચાલી ગઈ. હવામાં ગુંજતો રાણકદેવીનો દૃઢ શબ્દ માત્ર રા'ખેંગારને કાને પડ્યોઃ

' દેવત્વ ! '

ફરીને પણ એ જ શબ્દ સંભળાયો: એટલો જ દૃઢ: વધારે સ્થિરઃ વધારે શાંત : ' દેવત્વ '. થોડીવાર પછી ત્રીજી વખત પણ એ સંભળાયો: ' દેવત્વ ! મા ! દેવત્વ ! બીજું કાંઈ જ નહિ. જુગજુગ સુધી કાંઇ નહિ ! ' થોડી વાર શાંતિ થઈ ગઇ. અને પછી ઓચિંતું મુક્ત, પ્રસન્ન, નિર્ભ્રાન્ત એવું દે'નું ખડખડ ધીમું શાન્ત હાસ્ય સંભળાયું.

રા'ખેંગારને કાંઈ જ ગમ પડી નહિઃ દેખીતી રીતે રાણકદેવીના ધીમા શબ્દો કોઇ પ્રશ્નનો ઉત્તર આપી રહ્યા હતાઃ 'દૈવત્વ !'

તેણે ફરીને અંદર દૃષ્ટિ કરી. અને તે કાંઈ જોતો ન હોય, જોતો હોય તે માનતો ન હોય, માનતો હોય તે સમજતો ન હોય, સમજતો હોય તે સ્વપ્ન સમજતો હોય, એમ ફાટી આંખે જોઈ જ રહ્યો. મા જુગદંબા અંબા ભવાનીના હાથમાંથી કંકુનો વરસાદ વરસી રહ્યો હતો !

રાણકદેવી પોતાના ખોળામાં નત મસ્તકે એ કંકુ ઝીલી રહી હતી. તેણે માને ચરણે માથું મૂક્યું. બહાર આવવા માટે એણે પગ ઉપાડ્યો.

ખેંગાર ત્યાંથી એકદમ સરી ગયો. તે જરાક આઘે ગયો.

એણે ચંદ્રચૂડ, રાયઘણ, શેરઘણ, ભા દેવુભા સૌને આ બાજુ ઉતાવળે આવતા જોયા. એટલે પાછો તે રાણકદેવીના મંદિર તરફ ચાલ્યો.

દે' એને સામે જ મળી. એની આંખમાં નિર્મળ તેજસ્વિતા પ્રકાશી રહી હતી. એના કપાળમાં ચંદન ચર્ચ્યું હતું, એના કેશ પાછળ છુટ્ટા લટકતા હતા, એના શરીરમાં એક પ્રકારનું દિવ્યત્વ હતું. એના હાથમાં કંકાવટી હતી. રા' એની સામે જોઈ રહ્યો.

'દે ! ધારાગઢ દરવાજો ભેળાણો છે. હું જાઉં છું ! મને જયતિલક કરો—આ આપણી રા'ની સમશેર—' રા'એ કપાળ આગળ ધર્યું. સમશેરને બે હાથમાં રાખી રાણક સામે ધરી. 'માનો આશીર્વાદ છે, મારા રા' . . . .' રાણકદેવીએ કંકુનો ચાંદલો કરતાં કહ્યું.

'—કે વિજય આપણો છે ?' ખેંગારે ઉતાવળે કહ્યું.

રાણકદેવી તેની સામે જોઈ રહી. 'વિજય ?' તેણે ધીમો, દઢ, કાંઇક તીક્ષ્ણ પ્રશ્ન કર્યો. 'વિજય એ તો માનવનો વારસો છે. પામરને પરાજય મળે. માનવીને વિજય મળે. દેવને અજેયત્વ મળે. રા' જૂનાગઢનો—મારો રા' એ વિજયને નહિ—અજેયત્વને ઓળખે છે. એને કોઇ જીતશે નહિ. દેવોને ક્યાંય વિજયની ભૂખ દીઠી છે? વિજય કોક દી પરાજય પામે. રા' મારા ! તમે તો દેવ છો. આપણો વારસો દેવત્વનો. જીત હારની જુગાર-રમત એ તો માનવ માટે છે !'

રા' સાંભળી રહ્યો. રાણકદેવીના 'દેવત્વ !' શબ્દનો રણકાર એના કાનમાં રમી રહ્યો.

એ ત્યાં એક ક્ષણભર ઊભો. દે'ની સામે એણે જોયું. રાણકદેવીએ એની સામે જોયું. 'રા' !' રાણકદેવી બોલી. 'માનો આ આશીર્વાદ છેઃ આપણે અજેય હતા. અજેય રહીશું !'

'માએ શું કહ્યું દે' ?' રા' ની સમક્ષ મંદિરનું દશ્ય ખડું થયું.

'એ જ,' રાણકદેવી સામેની ભૈરવી ગિરનારી શિખર-માળા તરફ જોઈ રહી. 'રા' !' તેણે ધીમે શાંત દઢ અવાજે કહ્યુંઃ 'માએ કહ્યું છે, જો આ સામે રહ્યાં એ ડગે, તો રા' ડગે; જો રા' ડગે, તો એ ડગે ! એ બન્ને અણનમ રહેવા નિર્માયાં છે—રા' અને ગિરનાર !'

ગિરનારના ભૈરવી ખડકો રણવાસની રણગીતાવલિના પડઘા પાડી રહ્યા હતાઃ

'માની ખળકે વિજયચૂડી આવે પડછંદ !!' રા'એ તલવાર સંભાળી. એ ત્યાંથી દેવીને નિહાળતો રણભૂમિમાં જવા નીકળ્યોઃ

## ૩૫. રા' હણાયો કે હરાયો ?

**ખેંગાર** સ્વપ્નાની માફક ઊડી ગયો હતો. સિદ્ધરાજે એ જોયું અને એના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પણ એની પાછળ અંધારઘેરા અજાણ્યે રસ્તે પાછળ જવાનો કાંઈ જ અર્થ ન હતો. દેશુભાને દોડાવવા એ પણ નકામું હતું. એની યોજનામાં એ દોડી ગયો હતો. એ રાણકદેવીની રણવાસગઢીથી તૈયાર થઈને નીકળે—અને સોઢલની ગઢી તરફ કે બીજી તરફ મુખ્ય સૈન્ય સાથે એનો ભેટો થાય—તે પહેલાં રસ્તામાં જ હવે એને રોકી દેવો જોઈએ. લીલીબાના કહેવા પ્રમાણે તો એ તરફ જ આવવો જોઈએ. આંહીં પહેલાં સોલંકી સૈન્યને હઠાવ્યા વિના રા' માટે બીજો કોઈ ઉપાય જ ન હતો. સિદ્ધરાજે તરત સોઢલની ગઢી તરફ જવાનો નિર્ણય કરી લીધો: 'દેશુભા ! રા' ભલે ઊપડી ગયો. આપણે સોઢલની ગઢી તરફ વળો. ઉદયન મહેતો ત્યાં આવી ગયા હશે. સોઢલની ગઢીએ રા' પહોંચી જાય નહિ એ જોવું પડશે. પરશુરામે આંહીં શું કર્યું—એ ખબર પડે . . તો પછી ઊપડીએ.'

એટલામાં પરશુરામ પોતાના સૈનિકોને દોરીને આ બાજુ આવતો જણાયો. એણે રા'ના ચોકીદારોને હઠાવ્યા

હતા. શસ્ત્રાગારની ફરતી કોટકિલ્લેવાળી ઉપર સોલંકીઓની ચોકી ગોઠવાઈ ગઈ હતી.

તરત સોઢલની ગઢી ઉપર જવાનો નિશ્ચય થયો. મહારાજનો અશ્વ આવ્યો. આખી સવારી નીકળી. આંહીં જે રસ્તેથી પોતે આવ્યા હતા તેને બરાબર જાપ્તામાં રાખવા ચોકી મૂકી દીધી. હનૂમાનમંદિર તરફ જવા માટે પણ થોડા વિશ્વાસુ સૈનિકોને સૂચના દઈને રવાના કર્યા. સજ્જન મહેતાને વધારે માણસો લઈને જલદી આ મોરચે આવવાનો સંદેશો મોકલ્યો.

તૈયારી કરીને સોઢલની ગઢી તરફ જવા માટે ઊપડ્યા ત્યાં મોંસૂઝણું થવા આવ્યું હતું. એટલામાં ઉદયનનો માણસ દોડતો આવ્યો. ઉદયને ધારાગઢની મોટી ચોકીના સૈનિકોને વિખેરીને સોઢલની ગઢી ઉપર હલ્લો શરૂ કરી દીધો હતો. ગઢીમાં સોઢલ પોતે હતો. એની ગઢી એકદમ મચક આપે તેમ ન હતી. ઉદયને મહારાજને એ સંદેશો મોકલી ગઢીને ઘેરવાની અગત્ય જણાવી હતી. ત્યાં પહોંચ્યા કે તરત ગઢીને ચારે તરફથી ઘેરવા માટે તૈયારી કરી. એક નાનકડી જગ્યામાં ગઢીની એવી અભેદ્ય રચના હતી કે જૂનોગઢનો આખો દુર્ગ હાથ પડે તોપણ ગઢી અજેય રહી શકે! અને આ ગઢી અજેય હોય ત્યાં સુધી રણવાસની ગઢી પણ અજેય જેવી જ રહે. એટલે સોલંકી સૈન્યે અંદર પ્રવેશ કર્યો હતો. પણ એણે રા'ને હણવો જોઈએ કે હાથ કરવો જોઇએ, અને આ ગઢી પાડવી જોઇએ. તો જ સંપૂર્ણ વિજય મળે. રા' ખેંગારને રોકવા માટે સિદ્ધરાજ પોતે નીકળ્યો. ડુંગરાઓ ઉપર સૂરજનાં કિરણ ડોકાતાં હતાં. રા'ને આ તરફ આવ્યા વિના છૂટકો જ ન હતો, એ ચોક્કસ

હતું. એટલે પરશુરામ, પૃથ્વીભટ્ટ, સિદ્ધરાજ જુદેજુદે ઠેકાણે એકબીજાને સંકેત અપાય એટલે અંતરે રા'ની રાહ જોતા એનો ચારે તરફનો માર્ગ રોકીને ઊભા રહ્યા.

એટલામાં શંખનાદથી આકાશ ગાજી ઊઠયું. રણશીંગાં સંભળાયાં. ચારણભાટની બિરદાવલિ વાણીથી હવા જાગી ગઈ. રણભેરીના નાદે ડુંગરે ડુંગરા પડઘા દેવા માંડયા. સૌ સમજી ગયા. રા' આ બાજુ આવી રહ્યો હતો. સિદ્ધરાજને ડીલીના શબ્દોના ભણકાર હજી વાગતા હતા. આને ગઢી પાસે જવા દેવામાં આવે, તો એ રાતવળોટ ગમે ત્યારે ગઢીમાં પેસી જાય એવો ચતુર હતો. અને પછી કાં તો ત્યાંથી ઊપડી જાય અને કાં મજેવડી દરવાજે ડોકું કાઢે ! અત્યારે રા'નું સૈન્ય વિભક્ત હતું. મોટો ભાગ મજેવડી દરવાજે હતો—અને ત્યાં મુંજાલની સામેથી ચસકીને આ બાજુ આવી શકે તેમ ન હતું. ઉદયને ધારાગઢનું સેન વેરવિખેર કર્યું હતું. ત્રીજું સૈન્ય આ સોઢલની ગઢીનું. એ વ્યવસ્થિત ને ઊંચું ખમીરવંતું હતું. રા'ની પોતાની પાસે અત્યારે બહુ ઓછા માણસો હોવાં જોઇએ. એટલે રા'ની સામે જઇને એને રોકી દેવામાં લાભ હતો.

સિદ્ધરાજે તરત ઉદયનને સંદેશો મોકલ્યો. એના સૈન્યનો એક ભાગ ગઢીને ઘેરીને હલ્લો કરતો રહે. પરશુરામ બીજો ભાગ લઈને આંહીં રોકાય. ઉદયન સોઢલને સંભાળે કે પીઠ પાછળનો એ ઘા મારી ન જાય. અને પોતે પૃથ્વીભટ્ટ રા'ને સામેથી રોકવા ઊપડે.

થોડી વારમાં જ રા' ખેંગાર આવતો દૃષ્ટિએ પડ્યો. એની સાથે ઘોડેસવારોનું દળ હતું. સિદ્ધરાજે એને આવતો

દીઠો. એને ખાતરી હોય કે સામેનું દળ વીંધીને પોતે નીકળી જવાનો છે અને સૌ ધૂળચાટતા રહેવાના છે, એવી અડગ આત્મવિશ્વાસની અજબ ખુમારીમાં, એ હાલ્યો આવતો હતો. દેખાય એટલો નજીક એ આવ્યો કે તરત એણે હવા ભરી દેતી ગર્જના કરીઃ 'જેસંગભા ! હારડું લઈને આવ્યા, ભા ? ઈ સારું કર્યું લ્યો. આંઈ તો, બાપ ! ડુંગરાની ધારું, આમાં તમારું ગજું નૈં રખડવાનું. લ્યો, દેવુભા ! આ જેસંગભા આવ્યા છે !'

'તે આવે, ભા આવે, આંઈ કુંડ દામોદરનો. સૌને બાપ ! સમશાની હાડકાં આંઈ બોળવાનું મન થાય ! લ્યો ઉપાડો, બાપ !'

સનનાટ કરતું એક તીર દેવુભાના કાન પાસેથી નીકળી ગયું. આ સોરઠી વાતુડિયા મહા નખેદ હતા. વાતુંમાં ને વાતુંમાં જંગ જીતી લેવાની એમનામાં કરામત હતી. સિદ્ધરાજે એક પળ ન ગુમાવતાં કે પ્રત્યુત્તર ન વાળતાં તીરથી રણજંગની શરૂઆત કરવામાં જ લાભ દીઠો.

ધડોધડ તીર, ભાલાં ને તલવાર નીકળી પડ્યાં. ગદાઓ ઊછળી, ઘોડાં કૂદ્યાં. પાયદળ સામસામે ભટકાર્યાં. ગોફણિયા શરૂ થયા. જબ્બર ધમસાણ વળ્યું ને બે ક્ષણમાં તો સેળભેળ થઈને રણક્ષેત્ર હાકોટા, ધાકોટા, છાકોટા, ગોકીરાથી ગાજવા મંડ્યું.

'પૃથ્વીભટ્ટ ! તું દેવુભા તરફ જા—ને એક જણાને મોકલ—પરશુરામ પણ હવે આવી પહોંચે ! હું રા'ને પકડું છું !'

સિદ્ધરાજે સીધો રા' ઉપર જ હલ્લો લીધો. ખેંગાર એ માટે તૈયાર હતો. રા'નું મોટામાં મોટું શસ્ત્ર એની ચપળતા

છે એ સિદ્ધરાજ જાણી ગયો હતો. તેણે લેશ પણ તક રા'ને મળે નહિ માટે આંખની ઇસારત કરી દીધી. આડેસર ને ધુબાકો એનો પાછળનો ભાગ દબાવતા આવી રહ્યા હતા.

રા' ખેંગારની ઘોડેસવારી ગજબની હતી. એની તલવાર એની પોતાની હતી. પરશુરામ આવ્યો ત્યારે મહારાજ જયદેવને પોતાને, રા' ખેંગારની સામે જોઇને, એ સ્તબ્ધ થઇ ગયો. એ તલવાર હાંકતો મહારાજ તરફ દોડ્યો. એટલામાં એક જબરજસ્ત ધુમરાણ થઇ. પૃથ્વીભટ્ટે ચંદ્રચૂડને પટકી નાખ્યો હતો. એણે પહાડમાં પડઘા પડે એવા અવાજે 'રા'નો ભાઇ ગયો ? ઘોડો ! ઘોડો ! રા' નો ભાઇ ગયો !' એવી કોલાહલી વાણીમાં શૂરવીરોનો ઉત્સાહવધ કરી નાખવા મોટો શંખનાદ કર્યો ! પણ એ અવાજથી તો હજારગણું શૂરાતન આવ્યું હોય તેમ ખેંગારે તલવારનો એક જનોઇ-વઢ ઝાટકો જયસિંહદેવના માથા ઉપર તોળ્યોઃ 'અલ્યા ! જેસંધ ! સંભાળજે ભોડકું હો—એ ને આ હેઠું ગયું !' કહીને પોતાના કેકાણની ચપળ ગતિ સાથે જ, એણે જયસિંહદેવના માથા ઉપર જબરજસ્ત ઘા કર્યો. પણ જયદેવનો ઘોડો એક છ આંગળના તફાવતે આમ ફર્યો, કે રા'એ પોતાના અડગ વિશ્વાસી નિશ્ચિત ઘામાં જે બળ મૂક્યું હતું, એને લીધે, જરાક ઘા તરતો અફળ જતાં જ, એ પોતાના ઘોડા ઉપર થડકતો, એક બાજુ આમ ઢળકી પડ્યો. પણ એ ઢળકી પડ્યો લાગ્યો કે તરત એના ઉપર, એને ગળે પકડીને નીચે ખેંચનારી, ભયંકર ભીંસ આવી ગઈ. જય-સિંહદેવે રા'નો ઘા ચૂકવ્યો હતો. પણ એના ઘોડાને રા'ના ઘાએ અડધો ઘાયલ થઇને નીચે ઢાળી દીધો હતો. પણ એ

નીચે પડયા પહેલાં જ, સિદ્ધરાજે એક જબ્બર કૂદકો મારીને રા'ની ડોકને, એક નાગચૂડી ભીંસમાં, નીચે ખેંચીને, એક ક્ષણમાં, તલવારી તુરંગી જુદ્ધને પોતાના અનુપમ કૌશલ્યથી મલ્લયુદ્ધમાં પલટાવી નાખ્યું. રા' ખેંગાર એની ભીંસમાંથી છૂટવા માટે દાવ અજમાવે તે પહેલાં એના ઘોડાનો તંગ ફટાક કરતો આડેસરે તોડી નાખ્યો. ને એ જ વખતે માથા ઉપરના એક જબરજસ્ત ગદાઘાએ રા'ખેંગારને મૂર્છિત અવસ્થામાં નીચે ઢાળી દીધો. 'અલ્યા કોણુ એ ?' જયસિંહદેવ મહારાજ એ બોલ્યા ન બોલ્યા, એવામાં તો ચારે તરફથી ધસ્યા આવતા સોરઠીઓમે મોખરેથી, ભયંકર કેસરીની ત્રાડ સમો ભા' દેવુભાનો પડકારી અવાજ આવ્યો: 'ઊભો રે'જે અલ્યા ! જેસંઘ !' અને એક ક્ષણુમાં તો ત્યાં પાછું મોટું બાથંબાથી ધમસાણ મચી ગયું.

મહારાજ જયદેવને એ ધમસાણુની પાછળ રાખવા મથતા પદૃણીઓ આગળ ધસ્યા. હમણાં જ આવી ચડેલા ઉદયન અને સજ્જન મોખરે પડ્યા. પરશુરામ પણુ આગળ રણુભૂમિમાં દોડ્યો. ચારે તરફથી આ દિશા તરફ ધસારો છૂટ્યો.

જયસિંહદેવ પાછળ પડી ગયો. ધસારાની જગ્યા જયદેવે બદલાતી દીઠી કે ઓણે એકદમ આડેસરને કહ્યું:

'વૈદ ને પાલખી, આડેસર ! પહેલાં આ રા'ને આંહીંથી ઉપાડી જાઓ, જલદી કરો. લાવો. પહેલાં એ કરો. પૃથ્વીભટ્ટ ! તું સાથે જા ! ધારાગઢની બહાર વાડીમાં એને પહોંચતો કરી દ્યો. આંહીં આ ધમસાણુમાં એની સારવાર પણુ નહિ થાય. જલદી કરો—કોઈની દષ્ટિ પડે તે પહેલાં જ રવાના થઈ જાઓ.

સૈનિકો સાથે રાખજે. આંડસર ! ધુબાકા ! તમે સૌ ત્યાં સાથે પહોંચી જાવ. જોજો, છટકે નહિ હો ! વૈદ ને પાલખી હાથ કરો—પહેલાં; આ પેલો આડેસર આવ્યો. લે, ઊપડી જા, ઝટ. બંદોબસ્ત બરાબર કરજે હો. એ રા' નથી, હવા છે !'

પૃથ્વીભટ્ટ, પાલખી સહિત ધીમેથી ઝાડના ઝુંડ પાછળ રહી ગયો.

રા'ની આસપાસનું ઘમસાણ રા'ને છોડીને આગળ-પાછળ વધી ગયું હતું. રા' પડ્યો કે શું થયું એ કોઈને સમજાતું ન હતું. ધૂળની ડમરીમાં કાંઇ દેખાતું ન હતું. કંકુ, ચૂનો, ધૂળ, મરચાં ને તમાકુનો વરસાદ જાણે પડતો હતો. કોણ ક્યાં છે એ હાકોટામાંથી કંઈક કળાતું હતું. ઝાટકા પડીને અનેક જોદ્ધાઓનાં શબ થતાં હતાં. દેવુભાની ત્રાડ ગાજી રહી હતી. રા'ખેંગારને લઇને પૃથ્વીભટ્ટ ઝાડીજંગલને આડેઅવળે માર્ગે અદૃશ્ય રીતે એકદમ રવાના જ થઈ ગયો.

ખેંગાર પડ્યો હતો એ સ્થળે હજી ઘમસાણ વધતું જતું હતું. એટલામાં ઉદયનના નવા સૈનિકો આવી ચડ્યા. એટલે સોરઠીઓને પાછા હઠવું પડ્યું. બા' દેવુભાની સિંહત્રાડો આછી ને આછી થતી ગઇ. અને તરત મહારાજ જયસિંહ-દેવે પોતે બીજા ઘોડા ઉપર બેસીને જયનાદ કર્યો: 'રા' ખેંગારજી પડ્યા છે ! રા' પડ્યા છે ! વીરની જેમ પડ્યા છે ! જુદ્ધ બંધ કરો—બંધ કરો. ખંગારજી પડ્યા છે !' અને ખંગારની પાઘડી હવામાં ભાલા ઉપર ઊંચે રાખીને સૌને દેખાડી: 'ખંગારજી પડ્યા ! ખંગારજી પડ્યા ! એનો કેકાણ આ રહ્યો ! પાઘ આ રહી. જુદ્ધ બંધ કરો !'

અને તરત ચારણભાટ ને રણકવિઓએ જયસિંહદેવની ખેંગાર હણાયાની બિરદાવલિથી આકાશ ગજવી મૂક્યું.

## ૩૧. લીલીબા

ખેંગાર પડ્યો છે એ પહેલાં તો કોઈએ માન્યું નહિ. પણ ખેંગારજીની પાઘડી હતી. કેકાણ એનો ત્યાં એકલો ઊભો હતો. ખેંગારજીનું શબ ક્યાં પડ્યું છે એ શોધવાની તાલા-વેલીએ થોડીવાર જુદ્ધ બંધ રહ્યું. પણ બીજી જ પળે ભયંકર નિશ્ચળતાથી સોરઠીઓ આગળ ધસ્યા.

સિદ્ધરાજને હવે યુદ્ધ બંધ કરવું હતું. એનું મન ધારાગઢ દરવાજા બહાર વાડીમાં પહોંચી ગયું હતું. એને હજી રાણકને હાથ કરવાની બાકી હતી. ત્યાં સુધી આ જીત અરધી હતી. સોરઠનાં રાજારાણીને પાટણની સભામાં લઈ જવાં હતાં. એણે જુદ્ધ બંધ રાખવાનો, રાજાનું શબ રખડે એ અધર્મ થાય છે, એવો સાદ કરાવ્યો. રા' હણાયો છે. હવે જુદ્ધનો અર્થ નથી. ચંદ્રચૂડ પણ મરાયો હતો. રાયઘણ મજેવડી મોરચે હતો. ભા દેવુભાને એણે કહેવરાવ્યું: ભા દેવુભાને પગથી માથા સુધી ખાઈ ગઈ હતી. રા' પડ્યો હોય એમ એ માનતો ન હતો. પણ આ નાનકડા યુદ્ધની ભયંકરતાએ માઝા મૂકી હતી. આંહીં તો અનેકનાં શબ રખડતાં હતાં. કેક ડુંગરા ઉપરથી નીચે જઈ

પડયાં હતાં. રા'નું શબ તો ખોળી કાઢવું જોઈએ. એણે સિદ્ધરાજનું વેણ સ્વીકાર્યું. થોડી વાર વિરામ થયો. યુદ્ધ બંધ રહ્યું.

લીલીબા બીજી જ ક્ષણે ત્યાં રણક્ષેત્રમાં દેખાણી. એના ઉપર સૌ ભયંકર ફિટકાર વરસાવશે એ એને ખબર હતી. પણ એ તો ભાઈને નામે મોટી પોક મૂકીને રડી. પછી એના શબની સિદ્ધરાજ પાસે માગણી કરી, દેવુભાને મળી. 'જુઓ ભા! દેવુભા! તમે રા'ના વંશવેલાની અમરવેલને ઓળખો છો. રાણી મેરાણીને બે માસનું પેટમાં પોટું છે, વારસ રા'ની ગાદીનો એ છે. આજ તક સાચવશો તો અમરવેલ ફરી પાંગરશે. હું તમને એ કહેવા આવી છું!'

'હવે, લીલીબા! મને ગલઢાને કાં મૂરખ બનાવો?' દેવુભાએ એનો વિશ્વાસ ન કર્યો.

'તમે પણ, ભા! દુનિયાની હારે મને કજાત લેખશો, એમ? આ ગાદી ઉપર, આ ભોડકું, મારો ભાઈ લઈ આવ્યો કુંભારનું, એનું પોરું આવે, તે દી હું રા'ની દીકરી, મારી સાત પેઢી લાજે. તમે કોઈ કાંઈ બોલ્યા નહિ. સૌ ચૂપ થઈ ગયા. ભાઈયું ડઘાઈ ગયા. મારે બહેનને ઊઠીને કામો આ કરવો પડયો. લ્યો, આ તમને પેટછૂટી વાત કરી દીધી. મને કાંઈ ઈ સારું નૈ લાગ્યું હોય! પણ હું કરું શું? રા'નો વંશપરંપરાનો આખો વેલો બગડતો'-તો, મારાથી એ જોવાણું નહિ. તમે જોઈ રહ્યા, ભા! એટલે હું તો કહેવા આવી છું. તો, દેવુભા! તમે છો, સોઢુભા છે, જેસંગભાને મનાવીને ઈ રા'ના પોટાનો હક્ક રખાવો.

દીના ક્યાં દકાળ છે? આણીકોર મજેવડી છોડે કે કોણુ કાકો એને ઓળખે છે? આપણે ક્યાં એઠાં નથી બાર વરસનાં? ને ગઢ આ ક્યાં નથી? ગરવો ગરનાર?'

દેવુભા જમાનાનો ખાધેલ હતો. એને રા'નું આ ઊલળ-પહાણ્યા જુદ્ધ ગમ્યું તો નો'તું. મેરાણી રાણીને દી ચડયા હોય ને એનો કોઇ વારસ રા'ની ગાદી ઉપર આવે, તો રા'નો વંશવેલો ચાલે. જે થાવાનું હતું તે થયું. પણ હવે આ પોતે કહેવા આવી છે—એમ થાય તો જેસંગભાને રંગ દેખાડ-વાનો દી કોક દી આવે. દીના ક્યાં દકાળ છે? તે દી પોતે રા'ના છોકરાને પડખે ઘૂમતાં સાત સ્વર્ગનો આનંદ ભોગવે! એની વૃદ્ધ કાયામાં આશાનો સંચાર થયો.

'લીલીબા! જેસંગભા આપણુને બનાવે છે! ખંગારજી મરાયા ન હોય! ખંગારજી તો અમર છે!'

'મારો ભાઇ એમ ગાંજ્યો તો નો જાય—પણુ હવે તો એ બધુંય સરખું નાં? આપણે તો પાછું કોઇનો આધાર લઇને જ ઘૂમવાનું રે'શે નાં? આટલો આ આધાર! ખંગાર-જીના જેવું એક શરીર ખીણુમાંથી હાથ પડયું છે—એમ વાતું થાય છે!'

'આપણે સિદ્ધરાજને કહીએ. રાજાનું શબ લાવો.'

'પણુ ત્યાં સુધી કાંઈ ગાદી સૂની રાખવી છે, દેવુભા? તો તો વાત મારી જાય નાં? ઈ તો જાહેર આપણે કરીએ—એ ન કરે તો—કે રા'નો વંશવેલો ચાલે છે! હજારો સોરઠી એને આધારે તો ટકી રે'શે! આપણે ક્યાં આ નવું છે?'

દેવુભાને લીલીની વાતમાં સચ્ચાઈ લાગી. રા'ની

ગાદીનો ઇતિહાસ એની સાક્ષી પૂરતો હતો. જરાક પણ આધાર હશે તો પાછું ઊભું થવાશે. અંગારજી હણાયા હોય કે કેદમાં હોય—પણ આ જેસંગભા એને હમણાં તો સોંપે તેમ જ ન હતો. હવે જે પડ્યું છે તેમાંથી આ તક કાં ન પકડવી? રા' કોઈ નામનો પણ હશે, તો રાજ એક દી પાછું ઘેર આવશે. તેનું વૃદ્ધ મુત્સદ્દી શરીર આશાના સંચારથી કાંઈક ઉત્સાહિત થયું. એને માથે એક દસકા જેટલું કામ પડ્યું હતું. એની રાજભક્તિ નવી કસોટીએ ચડતી હતી. આ લીલીબા બનાવવા આવી હોય, તો એને પણ માપી ભરાશે. એટલે જયદેવનો ચોખો દાબી જોવાનો એણે સંકલ્પ કર્યો: 'લીલીબા! જોઈએ હવે—શું થાય છે તે.'

લીલીબા ત્યાંથી તરત સિદ્ધરાજને મળી. ભ્રમસાણે એક ભયંકર શ્મશાન સરજી દીધું હતું. ભેળંભેળાં એવી ભીષણતાથી થઈ ગઈ હતી કે, સેંકડો માણસો ત્યાં ખપમાં આવી ગયાં હતાં. પણ નાનેમોટે ડુંગરેથી દડીને નીચે જઇ પડનારનો ઢગલો પણ જેવોતેવો ન હતો. બધે તપાસ થતી હતી. પાલખીઓ ફરી રહી હતી. વૈદરાજો ઘૂમતા હતા. સેવકો ફરતા હતા. વિરામકાલે દુશ્મનાવટ જાણે રહી જ ન હતી. હવે આજે ફરી યુદ્ધ થાય એ સંભવ ન હતો. સોઢલની ગઢી ઉપર કાલે સવારે વહેલા ત્રાટકવાનો નિર્ણય થયો હતો. દરમ્યાન મજેવડી દરવાજો ભેળાયાના સમાચાર આવી ગયા હતા. લીલીબાએ એ સાંભળ્યા હતા. તે હવે સોલંકીઓનો નિશ્ચિત વિજય જોઈ રહી હતી.

મહારાજ પાસે આવી ત્યારે ત્યાં કોઈ હતું નહિ. એક કામચલાઉ વસ્ત્રકુટીમાં મહારાજ બેઠા હતા. એમનું ધ્યાન

રણક્ષેત્ર તરફ હતું. હજી ઘાયલની ઝોળીઓ ને ખાટલા ને પાલખીઓ આવી રહ્યાં હતાં.

લીલીએ પ્રવેશ કર્યો. સિદ્ધરાજે એને ઓળખી. ગઢી સોઢલની હજી અણનમ હતી. આ અત્યારે કેમ આવી એ એ સમજી ગયો.

'મહારાજ! અમે અમારું કર્યું. હવે મહારાજને મહારાજનું વેણ કરવું પડશે!' લીલીબાએ કહ્યું.

'દેશુભા, વિશુભા નથી આવ્યા, લીલીભાભી?'

'દેશુભા તો મહારાજના કામમાં જ હશે. હજી લોકમાં કેંક વાત હાલે છે. ખેંગારજી તો અમર છે એમ માનનારા ક્યાં નથી? જૂદ્ધનું જ હજી ઠેકાણું નથી ને હજી સોઢલની ગઢી છે. એ ગઢી છે, ત્યાં સુધી તો ખેંગારજી અમર છે!'

'અમર? ખેંગારજી તો બિચારા—કામ આવી ગયા—ભારે થઈ. પણ થાય શું બીજું? આ એને મળી કોક એવા પગલાની!'

'વિધિના લેખ કોને કહે, મહારાજ? હવે શું કરવું છે એનું?'

'કોનું?'

'રાણકનું.'

'એને પાટણ લઈ જવાની.'

'મહારાજ! તે પહેલાં આંહીંનું નક્કી થવું જોઈએ. હવે અમારું શું?'

'જુઓ, લીલીભાભી! તમને હું વાત કહું. ખેંગારજી હજી હેડમાં છે. હડમાં રહેવાના છે. આંહીં દેશુભા

બેસવાના. પછી? તમારે વાત મનમાં રાખવી પડશે?"

'પણ તો તો—મહારાજ! આ હડની વાત જ જવા દેજો! એ તો હવે એમ ને એમ રાખજો. જુદ્ધમાં ખપ આવ્યા!'

સિદ્ધરાજે જોયું. ખેંગાર હણાયો નથી એની આને ખબર હતી. એણે હેડની વાત કરી તો એને જરાય આશ્ચર્ય થયું નહિ. હજી એનો ખપ પડવાનો હતો. એણે એ જોઈ લીધું.

'આ તો વાત તમારા પૂરતી કરી છે, ભાભી! અમારા મનથી તો ખેંગારજી હણાઈ જ ગયા છે. પણ આંહીં અત્યારે દેશુભાને બેસારશો—એટલે દેશ આખો તમારી વાંહે ધૂળ ઉડાડશે. આંહીં અમારો દંડનાયક બેઠો હશે, સૌને થાશે કે, આ તો રા' ગયા, સૌ એને ઝંખતા હશે, તે વખતે વર્દ્ધમાનપુરથી, દેશુભા ખડીચોકીએ રાજ લઈને પાછા ફરશે તો તારણહાર ગણાશે. તમે વિચાર કરો, ભાભી! હું તો હમણાં શંખનાદ કરાવું! અરે—પરશુરામ! . . . '

પરશુરામ દોડતો આવ્યો. જયદેવ ઉતાવળે જાણે પોતે હમણાં જ વાત કરી નાખવા માગતો હોય તેમ લીલીબા સામે જોઈ રહ્યો. લીલીબાને મહારાજની વાત બરાબર મનમાં બેસી ગઈ. દેશુભા એ રીતે આવે તો જ ફાવે એ દેખીતી વાત હતી.

પરશુરામને જાણે કાંઈ બીજા જ સમાચાર માટે મહારાજ બોલાવી રહ્યા હોય તેવું બતાવવા માટે એણે તરત જુદી જ વાત ઉપાડી લીધી. ! 'મહારાજની વાત તો બરાબર છે. સોઢલને વશ કરવા માટે દેવુભાને મોકલશો

ત્યારે થશે !' લીલી બોલી.

'દેવુભાને ?— ' સિદ્ધરાજે એનો મર્મ પકડી લીધો. પરશુરામની પાસે એને કોઈ વાત ઉખેળવી ન હતી. મહારાજને તો એ જ જોઈતું હતું.

'દેવુભા વિના સોઢલ નહિ માને. અને એ નહિ માને તો, મહારાજ ! છ મહિના એ ગઢી એકલી ટકશે !'

'પણ, દેવુભા ? એ કેમ માનશે ?'

'તે વાત મારી પાસે છે. એ'ગારની રાણી—મેરાણી. એને બે માસ છે. મેં દેવુભાને એ કહ્યું છે. રા'નું નામ રહેતું હોય તો દેવુભાની રાજભક્તિ અચળ છે. એ એટલા માટે થઈને સોઢલને મનાવશે—ને સોઢલ માનશે. કાલે સોઢલને એ રીતે જિતાશે !'

જયદેવને લીલીની વાતમાં રસ પડ્યો: 'તો તમે, ભાભી ! દેવુભાને બરાબર તૈયાર કરો. અમે એને થાબડીશું !'

લીલીબા રજા લઈને ગઈ કે મહારાજે પરશુરામ સામે જોયું: 'પરશુરામ ! તારે આંહીં રહેવાનું છે. આંહીં હવે કોઈ રા' નહિ હોય. તારે આંહીંનું દંડનાયકપણું સંભાળવાનું છે. મેં તને એટલા માટે બોલાવ્યો 'તો. આ સોરઠીઓ નવો રા' ને નવું જુદ્ધ ઊભું કરવાના ! બસ, એ જ કહેવાનું હતું.' પરશુરામ મહારાજને પ્રણમીને બહાર નીકળ્યો.

ત્યાં ઉદયન મહેતો આવતો હતો. દેશળ એની સાથે હતો. 'છે મહારાજ ? પરશુરામ !'

'કેમ કાકા ?' પરશુરામ ઉત્સાહમાં હતો.

'રા' જરાક મળવા માગતા હતા !'

'રા'?' પરશુરામે તીક્ષ્ણતાથી પ્રશ્ન કર્યો. 'રા'? કોણ રા'?'

ઉદયને એનો હાથ દાબ્યોઃ ધીમેથી કહ્યુંઃ 'ગાંડાભાઇ! અધીરો શું કરવા થા'છ? જે પાણીએ મગ ચડતા હોય એ પાણીએ મગ ચેડવને—વાણિયાનો દીકરો થઇને. તું દંડનાયક છે, એ મારા બોલવાથી આળસી જાશ?'

'તમને કોણે કહ્યું, કાકા?' પરશુરામ ઉત્સાહમાં આવી ગયો.

'કહે કોણ? તને કહેનારા!'

'મહારાજ?'

'હાસ્તો!'

'કાકા! મને મહારાજે હમણાં વચન આપી દીધું!'

'ગાંડાભાઇ! જે મળે તે જયજિનેંદ્ર સમજને—લે, હવે હું જાઉં, રા' ખોટી થાય છે.' ઉદયન આંખ મારતો અંદર ચાલ્યો ગયો.

## ૩૭. અજિત ગઢીનો અજિત સ્વામી

સોઢલની ગઢી હજી અજિત હતી. એના ઉપર હલ્લો લઈ જવામાં એને ગૌરવ મળતું હતું. સિદ્ધરાજે એ વિચાર માંડી વાળ્યો. રાતે ને રાતે રા' ખેંગારને આંહીંથી વર્દ્ધમાનપુર તરફ મોકલી દેવાનો નિર્ણય થયો. ગઢીની દુર્ભેદ્ય રચના જોતાં ગઢી ચારછ મહિના રમતરમતમાં કાઢી નાખે એ લીલીઆની વાત સાચી હતી. અને રા'ની વાતમાં જરાક પણ કાચું કપાય તો ફરીને ઉપાધિ ઊભી થાય. મુંજાલ, ઉદયન, પરશુરામ, સજ્જન સૌ રાતે મળ્યા. મહારાજ જયદેવે પોતે જ ખેંગાર વિષે કરેલો નિર્ણય કહી સંભળાવ્યો. 'મુંજાલ મહેતા! સાથે કોણ જશે? રા'ને લઇ જવો છે!'

સૌની દૃષ્ટિ ઉદયન ઉપર પડી. સ્તંભતીર્થ એ પાછો ફરે છે, એવી વાત તરત માનવામાં આવે. મીનલદેવીને પણ એ રુચ્યું. પણ જયસિંહદેવની ઇચ્છા જુદી હતી 'આપણે સત્વર જવું જોઇએ, મા!' તે બોલ્યો; 'સાંતૂ મહેતા અમે તે પળે પાટણનું નાક માલવાવાળાને કાપી લેવા દેશે! હવે ત્યાં કોઇકે પહોંચવું જોઇએ. મુંજાલને પોતાને જ જવું પડશે રા' સાથે!'

કોઈ કાંઈ બોલ્યું નહિ. જયસિંહદેવનું મન માપવા મુંજાલ શાંત રહ્યો. પરશુરામને કાંઈ કહેવાનું ન હતું. પણ સ્પષ્ટ રીતે ઉદયને એમાં મુંજાલનો ગૌરવભંગ દીઠો. પોતાનું સ્થાન વધારે ચોક્કસ થતું તેણે જોયું. 'મહારાજ! રા' જનારો છે એટલે કોઈક જવાબદારે જવું તો પડશે. હજી એ હાથતાળી દે એવો છે! મહારાજની આજ્ઞા હોય, તો હું તૈયાર છું. મારે સ્તંભતીર્થ જવાનું એટલે નીકળી પડયો છું એમ ગણાશે. ને શંકા નહિ થાય!'

'ઉદા! મા પોતે પાછાં ફરશે મુંજાલ સાથે. અને મુંજાલ મહેતા! તમે રા'ની સોનરેખને પણ સાથે ઉપાડજો. એટલે એનો કબજો સાબૂત રહે. રાજમાતા હવે સોમનાથની જાત્રાએથી પાછા ફર્યાં એવો દેખાવ રસ્તે આખે રાખવો. મા! તમારે જવું પડશે. તો કોઈને કાંઈ જ વહેમ નહિ જાય. તમે જાત્રા કરી સોમનાથની—ને પાછાં ફર્યાં છો. મુંજાલ! તારા સિવાય કે મારા સિવાય રા'ને ન મોકલાય. ઉદયન જાય એમાં પણ શંકા પડે. અને રા' તો — હવા બાંધી રહે તો રા' બાંધ્યો રહે!'

ઉદયન જયસિંહદેવના નિર્ણય ઉપર વિચાર કરી રહ્યો. એમાં બન્ને વસ્તુ હતી. મુંજાલને ગૌરવ આપવાની વાત હતી, તેમજ એને દૂર કરવાની વાત પણ હતી. નિર્ણય તરત જ કરવાનો હતો.

મુંજાલ તે જ રાતે રા' ખેંગાર સાથે ઊપડી ગયો. વર્દ્ધમાનપુર પહોંચીને જયદેવની એને રાહ જોવાની હતી. પૃથ્વીભટ્ટ ને ઝાંઝણ, આડેસરને ધુબાકો, એકબે મુકામ આગળ રહેવાના હતા. રાજમાતા જાત્રાથી પાછાં ફરે છે

એ ઘોષણા સાથે સૌ ઊપડી ગયાં.

સિદ્ધરાજે બીજે દિવસે જ દેવુભાને બોલાવ્યો. આવીને એ એક બાજુ શાંત બેઠો. ડોસો રાજદ્વેદી હતો. એના મનમાં રા' વિષે હજી શંકા તો હતી. પણ પરિણામ ગમે તે હોય, સોલંકીએ જે જમાવટ કિલ્લામાં કરી નાખી હતી, એમાં એથી ફેર પડે તેમ ન હતો. એ જમાનાનો ખાધેલો માણસ હતો. એણે કૈંક લીલીસૂકી જોઈ હતી. સિદ્ધરાજે એને કેમ બોલાવ્યો એ એ સમજી ગયો હતો. લીલીનાં વેણમાં તો એને વિશ્વાસ ન હતો—પણ એણે રા'નો જરાક જેટલો આધાર મળતો હોય તો એ આધારનો લાભ ઉઠાવવામાં લાભ જોયો. એની આશાસૃષ્ટિને કોઈ અંત ન હતો. એ તો એવું સ્વપ્ન પણ સેવી રહ્યો હતો કે, રા'નો કોઈ વંશવેલો પાંચેપંદરે પાછો ઊભો થાય, તો એની પડખે એ નેવું વર્ષે પણ ઝઝૂમતો હોય! સોઢલને સિદ્ધરાજે કહેવરાવ્યું તો હશે. સોઢલનો શો જવાબ હોય એ ડોસાથી અજાણ્યું ન હતું.

'સધરાને જવાની ઉતાવળ લાગે છે,' દેવુભા વિચાર કરી રહ્યો: 'માલવા એને મૂકે તેમ નથી. ગગો ભૂલ કરે તો કરવા દેવી, એ તો પછી રા'નો વંશવેલો છે! કેસરીની જેમ ઊઠશે!'

'દેવુભા!' સિદ્ધરાજે કહ્યું: 'મેં ઉદયનને બોલાવ્યો છે. હમણાં એ આવશે, તમારા સોઢલભા હજી જુદ્ધ હાંકે છે. હાંકે તો અમને વાંધો નથી—પણ હવે આ જુદ્ધ નહિ ગણાય. હવે તો એ સંહાર ગણાશે!'

દેવુભાને વાણીનો એક ભયંકર ઘા મારવાનું મન તો થઈ આવ્યું. પણ એણે જાતકાબૂ મેળવી લીધો. એ સમજી

ગયો વાતને—સોઢલની ગઢી પાસે આને હવે વખત કાઢવો નથી.

'વાત તો, મહારાજ! બરાબર છે. સોઢલભાને કહેવરાવી જુઓ!'

'કહેવરાવ્યું તો ખરું—'

'પછી?'

'એ માને છે કે ખેંગાર પડશે તો ગઢીની ધજા એની મેળે હેઠે જઈ પડશે!'

દેવુભા બોલ્યો: 'મહારાજ! ઘણા એમ માને છે. સોઢલભા તો ખેંગારજીના પરમ ભક્ત રહ્યા!'

'ખેંગારજી તો વીરગતિ પામ્યા છે, દેવુભા! આકાશ-પાતાળ એક કરીએ છીએ એનું શબ શોધવા એ તમે જાણો છો. પણ એના આ દુર્ગની નામના, અમારે મનને પણ એમ હતું, ને હજી છે કે — એ નામના એમ ને એમ રાખવી. સોઢલજી એ નહિ રહેવા દે. તમે ને ઉદયન મહેતા જાઓ, અને જુઓ, નહિ જ માને એમ લાગે તો પછી, અમે આવતી કાલથી અમને સૂઝે એ કરીશું. બીજું શું? પણ પછી અમે જેમ ગઢ નહિ રહેવા દઈએ, તેમ રા'ના વંશવેલાનું ક્યાંય નામનિશાન પણ રહેવા નહિ દઈએ. એમાંથી આ વાત થાશે. તમે વૃદ્ધ છો. અનુભવી છો. લીલીસૂકીના જાણકાર છો. વિચાર કરી જુઓ.'

'રા' ખેંગારજીના કુટુંબકબીલા સૌ કામમાં આવી ગયા. પ્રભુ! રા'નું લૂણ ખાધું તું ઈ તમામ ખપમાં આવી ગયા. ચંદ્રચૂડજી આ મોરચે પડ્યા. મજેવડી મોરચે રાયઘણજી ને બીજા પડ્યા. ત્યાં તો સોથ વળી ગયો, પ્રભુ! રહ્યો છું

એક હું..ને એક આ અમારા દેશુભા વીહુભા!'

'દેશુભા વીહુભા તો બાળક ગણાય. રાજનીતિના જાણકાર તમે! આમાં દેશુભા વિશુભાનું કામ નહિ! તમે વળી જાણકાર રહ્યા રા' કુટુંબના પણ.'

'જાણકાર તો છું, મહારાજ! પણ મારું વેણ રે' એમ હોય તો હું સોઢલભા પાસે જાઉં. નકર તો જઈને ય હું શું કરું? સોઢલભાને શેને આધારે પાછા વાળું? કાંક મારી પાસે જોઇએ નાં?'

'શું છે વેણ?'

'જુઓ, મહારાજ! અમારા રા' કુટુંબ ઉપર તો આવી વીતતી આવે છે. ત્રણ ત્રણ રા'નો ચડતીપડતી જોતો આવ્યો છું. ઘોડિયામાં રમતાં જોયા'તા એને ચેહમાં બળતા જોયા છે. શરીર હાલે ને ભગવાન કરાવે ત્યાં સુધી આ ગરનારની છત્રછાયામાં રા'ની રખેવાળી કરવી છે! મારો ઈ ધરમ. એક આ ખેંગારજી હાથતાળ દઈને મોઢા આગળ હાલી નીકળ્યા. પણ હવે એનો દખધોખોય શું કરું? જ્યાં મલક ભેળાણો ન્યાં પછી મલકપતિ ઊભો રિયે જોવા? ઈ હાલી જ નીકળે નાં? ઈ ને મા'રાજ! મલકપતિનું મા'તમ આંઈ હતું.' દેવુભાએ છાતીએ હાથ લગાડ્યો. એનો સાદ જરાક ઠરડાણો, ડોસો થોડોક વિહ્વળ બન્યો.

'જુઓ, દેવુભા!' સિદ્ધરાજે ડોસાને શાંત કરતો હોય તેમ કહ્યું. 'ખેંગારજી તો વીર હતા ને વીર રહ્યા. હવે જે બાકી રહ્યું છે—એનું નામનિશાન, એ અમારે ટાળવું નથી. તમે સોઢલને સમજાવો!'

'સમજાવું, ભા! મારું વેણ નાખી જોઉં. ભા સોઢલ

મારું વેણ પાછું તો નહિ વાળે. એક રાણીજી છે ખંગારજીનાં. એને દી ચડયા છે, મહારાજ! ભગવાન કરે ને આ ગરનારનો રા'નો વારસો જાળવનારો કોક આવે. તો મારે ગઢઢેગઢપણ વળી કામ મળ્યું! મારી ઇ આશા છે. મહારાજ! ઈ અરભકનો વિચાર કરે!'

'કોણ રાણી છે?'

'રાણી મેરાણી—એને દી ચડયા છે!'

'પણ તો પછી, દેવુભા! દંડનાયક આંહીં સોલંકીઓનો રહેશે!'

'તે ભલે 'ને રે' બાપ! અમારું તો આ બેઠણું સચવાય રા'નું એટલે બસ!'

દેવુભા ઊંડી સમજથી બોલી રહ્યો હતો. એના મનમાં તો એક હજાર મણ કાષ્ટના કોલસા જળી રહ્યા હતા. પણ અત્યારે આ રીતે જ રા'ને ઘેર દીવો બળતો રે'શે. ને પછી પાછો એ તો રા'નો છોકરો. સિંહનાં કાંઇ મોળાં હોય? મલક પાછો ઘેર કરશે. આ સોલંકી પણ કયાં અમરપટો લખાવી લાવ્યો છે? ગઢ રે'શે અખંડ, તો રા'નું રાજ રહેશે!

સિદ્ધરાજ દેવુભાની રમત કળી ગયો હતો. એને તો અત્યારે આમાંથી સાંગોપાંગ બહાર નીકળી જવાનું હતું. દેવુભાની વાત દેશુભાને ગડગડિયું દેવામાં કામ આવે એવી હતી. અને આંહીં દંડનાયક હોય પછી કોઇ ઊડે ત્યારની વાત ત્યારે! તેણે મોટેથી કહ્યું: 'દેવુભા! રા'નો વંશવેલો અમારે ઉચ્છેદવો નથી. કોક દી એ હશે તો અમારા મંડળમાં શોભશે!'

'હા—બા ! હું પણ એ જ કહું છું !'

'એ વેણ તમારું અમારે સોમનાથસાખે પાળવું. અર્ભક અમે એનું હોય, એ તો થાપણ છે. આ તો રા'નું છે. દંડનાયકની દેખરેખ નીચે ભલે મજો કરે !'

'થયું ત્યારે. મહારાજનું એટલું વેણ હોય તો એને આધારે સોઢલભા વાળ્યા વળે !'

દેવુભાના અંતરમાં એક બીજી વિચારસરણી પણ કામ કરી રહી હતીઃ 'સાપનાં પેલાં બે બચોળિયાં દેહુભા ને વીહુભા—ઈ કાંઈ મારા બેટા અમથા આ સધરાને પડખે લોટયા નહિ હોય ! ઈ બેયને આ રખડાવવાનો ! ને લીલી ભલે ભેરવજપ કરતી ! ખેંગારજી હોય કે ન હોય, પણ આટલું તો એનું વેર વળાશે !

અને રા' ખેંગાર એ તો સિંહ છે. આણે ભલેને આજે એને વશ કર્યો. પણ એનું એક નાનકડું ચાપળું પાણી પીનારું પણ કોક રહેશે નાં, તો ધાંધણિયાં ધ્રુણાવશે. ને એ વખતે જીવતા તો વળી અનેય લાવો મળશે—જુદ્ધ-ભૂમિ જોવાનો. ભગવાન એ દી પણ દેખાડશે !'

પોતાની વિચારમાળામાં એની પડખે ઉદયન ક્યારનો આવીને બેઠો છે એ એને ધ્યાન રહ્યું નહિ. ઉદયનના શબ્દે ડોસો, દિવાસ્વપ્નમાંથી, તેવું વરસે પોતે જુદ્ધમાં ઘૂમી રહ્યો છે, એવી ભવ્ય મનોદશામાંથી જાગ્રત થયો.

'કાં બા ! દેવુભા ! મહારાજે પાછું આપને સોંપ્યું છે. તમે ભેગા છો એટલી મને ધરપત છે. બાકી તો, સોઢલ નર્યો વજ્જર કટકો છે ! ઊપડવું જ છે નાં ?'

'હા, બા ! હું તો તૈયાર જ છું ! મહારાજ આજ્ઞા

આપે એટલે !' થોડી વાર પછી બન્ને ઊપડ્યા. ગઢીએ બન્ને પહોંચ્યા. શબ્દ અંદર કહેવરાવ્યો. સોઢલ પોતે સામે લેવા આવ્યો. ધીમે ધીમે અંદરના ખંડમાં આવ્યા. ઉદયન જોઈ જ રહ્યો. રા' ખેંગાર પડ્યાનો જાણે આંહીં શોક જ ન હતો. ખેંગારજીનું મૃત્યુ થયું એ ઘોષણા આંહીં કોઈએ સાંભળી જ નહિ હોય કે શું ? આંહીં તો ચારે તરફ ભાટચારણો હજી રણઘેલી બાનીમાં શૌર્યકથા કરી રહ્યા છે. કુંભરા ભરી દેતા દાસીઓના રાસડા રા'ના યશોગાન ગાય છે. રણભૂમિનો ઉત્સાહ આંહીં એ નો એ છે. તેણે ધીમેથી વાત ઉપાડી: 'સોઢલભા ! રા' તો વીરગતિ પામ્યા. અને અમર થઈ ગયા. હવે તમે સૌ એમની ધર્મક્રિયામાં લાગો. મહારાજ પોતે એમાં રાજલક્ષ્મી વાપરતાં સંકોચ નહિ રાખે એ કહેવા માટે અમે આવ્યા છીએ. રા'નું મરણ એ તો . . . .'

'જુઓ, મંત્રીરાજ ! તમને કોણે કહ્યું, રા' મૃત્યુ પામ્યા છે ? મહારાજે ?'

'ઘોષણા કરાવી છે મહારાજે પોતે, નાહકનાં માણસ ન મરાય એટલા માટે તો. એમનો કેકાણ પોતે જાળવ્યો છે હજી. એવી જ એમની પાઘ જાળવી છે !'

'ત્યારે, ઉદયનજી ! તમે મફતનાં ફીફાં ખાંડો માં !' સોઢલે જવાબ વાળ્યો: 'રા' જૂનોગઢના કદી પણ મરણ પામતા નથી ! રા' ખેંગાર—રા' અમર છે.' એણે ગઢીની ધજા તરફ અંગુલિનિર્દેશ કર્યો: 'જુઓ, આ ફરફરે !'

'આ ભા દેવુભા ત્યાં જ ઘૂમતા'તા. મેં દેખ્યું હોય

ભલે તમે એ ન માનો. પણ આ દેખનારા પોતે રહ્યા! એનું શું?'

'રા' ગિરનારના—એને મૃત્યુ ન હોય, મંત્રીજી!' સોઢલે દૃઢ વજ્જર જવાબ વાળ્યો: 'રા' તો અમર છે. આ જોયાં?' સોઢલે ચારે તરફની ગિરનારી ડુંગરમાળા ઉપર નજર ફેરવી: 'આ પડે તો રા' પડે!' ઉદયને સોઢલની દૃઢ વાણીમાં એનો ભીષણ નિશ્ચળ ટંકારવ સાંભળ્યો. આ કદાપિ પણ ગઢી નહિ છોડે!

ભા દેવુભા સોઢલની રાજભક્તિ જાણતો હતો: તેણે ધીમેથી કહ્યું: 'સોઢલભા! વાણી તો તમારી, બાપ! સોએ સો વસા સાચી છે. રા' જૂનોગઢનો મેં તો કોઈ દી કોઈ મર્યો જાણ્યો નથી! એ તો, ભા! આના જેવો—' ભા! દેવુભાએ પણ ભીષણ ખડકોની સામે દૃષ્ટિ કરી: 'અડગ, અજર અને અમર! એને માથે મરણ નહિ, ભા! રા' કોઈ મરતા નથી!'

'મહારાજે કહેવરાવ્યું છે, સોઢલભા! ગઢી સોંપો એટલે શાંતિ સ્થપાઈ જાય!' ઉદયને બન્ને જોદ્ધાને વાતના મૂળ વહેન ઉપર આણ્યા.

'મસાણની એમ નાં? મુડદાં શાંતિ માણે, મંત્રીજી! માણસ નહિ,' સોઢલનો જવાબ આવ્યો. 'આ ગઢી, અમે, અમારા કુટુંબકબીલા, ઢોરઢાંખર ને ઝાડપાન, પહાણા, પથ્થર ને ખડક, કાં તો સૌ ભેગા રહેશું ને કાં સૌ ભેગા જાશું! મહારાજને કહેજો, ગઢીના નામનું આંહીં દામોદર કુંડમાં સ્નાન કરી નાખે! ગઢી આ મળે ત્યારે, જ્યારે આંહીં મુડદાંના ઢગલા થાય!'

દેવુભાએ તો રા'ના રજપૂતી રંગ જોયા હતા—સોઢલની ગઢી પાંચેપંદરે પડે ત્યારે મહારાજ જયદેવના હાથમાં રાખનો ઢગલો જ આવે એ તો ચોક્કસ હતું. પણ એ તો આવ્યો હતો, પોતાનો એક જરાક જેટલો અમર આશા-તંતુ લઈને! સોઢલભાને એ તંતુની જાણ કરવાની હતી. ઉદયનને એણે કહ્યું: 'મંત્રીજી! તમે બેસો તો અમે બે'ક પેટછૂટી વાત કરી લઈએ!'

ઉદયનને એમાં કાંઈ વાંધો લાગ્યો નહિ. આ કાંઈ થોડા દેહુભા વીહુભા હતા? ને ભગવાન સોમનાથના શપથ હતા — સંધિની નિયમાવલિ જાળવવાના. તેણે કહ્યું: 'હા, ભલેને, તમતારે વાતની ચોખવટ કરો!'

સોઢલ ને દેવુભા અંદર ગયા. એક પાટ પડી હતી તેના ઉપર દેવુભા બેઠા. સોઢલ સામે ઊભો રહ્યો.

'સોઢલભા! આ સધરાને ઝટ ભાગવું છે!'

'એટલે તો, પ્રભુ! મેં આ ગઢી ટકાવી રાખી છે. એને ભાગવું પડશે. એ ભલેને સાત સાગર તરે — આ તો ખાડી. એમાં એ ડૂબશે!'

'એની પાસે સેનનો પાર નથી, સોઢલ! સાધનનો પાર નથી. ગઢી પાંચેપંદરે વહેલીમોડી પડશે! પડશે એ ચોક્કસ. એ દગાખોર છે, હઠીલો છે. જોદ્ધો છે. ને જાદુગર પણ છે! હજી આમાં આંઈ બાબરું તો આવ્યું નો'તું!'

'બાબરુ પણ ભલે લાવી જુએ. અમે પણ રા'ને નામે ખપી જઈશું. રા' જૂનાગઢના મરતા નથી. અમે ખપી જઈશું, તો કોક દી કોક, આવે વખતે, ખપવા નીકળશે ને રજપૂતી રહી જાશે. કેસરિયાં તો આ ખડકે ખડકે ખડક્યાં છે? એની

ડુંગરે ડુંગરની ભીષણ ખડકાવલિમાંથી મને તો રાતે એના જ ભણકારા આવે છે. હું ગઢી નહિ સોંપું ! થાવું હોય ઈ થાય !'

'રંગ છે, સોઢલભા ! જશ તમારો જગતમાં અમર રહી જાશે. પણ, ભા ! સાચું બોલજો; તમને કોણ વધારે વહાલું ? રા'ની રાજભક્તિ કે તમારો નકલંક જુદ્ધજશ !'

'હું તો રા'નો પહેલો. મારા જુદ્ધજશનો પણ પછી !'

'ભારે વેણ કહ્યું, સોઢલભા ! ખરેખરું કહી નાંખ્યું ! રાજભક્તિની વાત કહી, તંઈ સાંભળજો. જેવો તમને જુદ્ધ-નો જશ ગમે છે, એવો અમને પણ ગમે છે. આ ખડકને તમે તો ત્રીસપાંત્રીસ વરસ થયાં જુઓ છો. હું એંશી એંશી વરસથી જોતો આવ્યો છું. એમાંથી તો, બાપ ! મેં એવા એવા મા કાલિની બિરદાવલિના છંદ ઊઠતા સાંભળ્યા છે કે, જેનાં તો સપનાં ય કોઈને ન આવે ! મેં તો એના ખડકને રા'ના વિજોગે રોતાં સાંભળ્યાં છે ! પણ ભા ! સોઢલભા ! મેં આ રા'ના વંશવેલાની એક ખૂબી નિહાળી છે. એ વંશવેલો અમર છે. એને ખેદાન-મેદાન કરનારા ભલેને ખેદાનમેદાન કરી નાખે, એક પાવળું પાણી પીનારું, એનું કોક અરભક પણ, ક્યાંક પેટને અંધારે પડ્યું હોય નાં, તોય એક દસકો વીત્યે ગિરના કેસરી જેવું ઈ ત્રાડ દેતું ઊભું થઈ જાય ! હું તો ડોસલો છું. એંશીને આરે ઊભો છું. પણ મનેય આ વાતની ખાતરી છે. રા' જૂનાગઢનો અમર છે ! રા'નું અરભક, સોઢલભા ! વળી. ઊભું થાશે. વળી કેસરી જાગશે ! મેરાણી રાણીને એકબે

મૈનાનું ઓધાન છે, ઈ સાંભળ્યું ને આ સધરા પાસે હું નરમ થઈ ગયો છું ! મા કરશે મારી જોગમાયા મે'ર, તો ડોસલો ડોસલો ક્યાં તો પાછો એને પડખે ઘૂમું છું ! તમને જશ વહાલો હોય તો ભલે, ભા ! તમે કહ્યું તેમ રાજ-ભક્તિ વહાલી હોય —તો આ તક છે !'

'પણ ભા ! રા' ખેંગારજી મર્યા હોય — હું એ માનતો નથી !'

'હું ક્યાં માનું છે ? પણ ઈ ગમે તે હોય —આ જેસંધ હવે એને થોડા હમણાં સાંસતા મૂકવાનો છે ? તો ભલે ને એ ય બેટો સપનાં માણે કે આ સોરઠીને મેં છેતર્યા છે ! આપણે એક વખત રા'નું નામ તો ચાલુ રખાવી લ્યો — પછી દેખી લેવાશે ! દીના ક્યાં દકાળ છે ?'

'પણ આ ગઢી તો, દેવુભા ! અજિત છે !'

'તો ભલે, બાપ ! તમને વીરગતિ મળશે. તમારો પાળિયો પુજાશે. તમારી નામના થાશે. તમને વોવારુ ઘૂંઘટમાન આપશે, પણ બાપ ! સોઢલભા ! રાજ છોડવાં સે'લાં છે, કટંબકબીલાની માયા છોડવી સે'લી છે, દેહ છોડવો સે'લો છે: જશ છોડવો અઘરો છે ! રા'ને અમર એમણે રાખ્યાં છે જેમણે જશ છોડયા છે ! પાંચપંદર વરસ—દટાઈ જવું પડશે, ભા ! તો ઈમાં શું ? દટાઈ જાશું ! આ ખડક અમથાં ઊભાં છે ?'

દેવુભાની વાણીથી સોઢલ ડોલી ગયો. એને વિચાર તો ગમ્યો. એણે પણ રા'ના પડી પડીને ઊભા થનારા પ્રતિહાસ જાણ્યા હતા. એના અર્ભકની સેવા કરનારા અમર પુરુષોએ જ વંશવેલને જીવતી રાખી હતી. આજ

અત્યારે એ તક હતી. અને આ બાજુ એની જોદ્ધાની અજિત કીર્તિ હતી. એને પસંદગી કરવાની હતી. તે બે પળ વિચાર કરી રહ્યો :

'અને તક આજે જ છે હો — સોઢલભા ! કાલ પછી થઈ રહ્યું !' સધરા પાસેથી વેણ લીધું છે એટલે કહું છું.'

'દેવુભા ! તો તમે આ ગઢી સંભાળી લ્યો — હું નીકળી પડું !'

'ક્યાં ?'

'જ્યાં નશીબ લઈ જાય ત્યાં !'

'એમ નો 'ય, ભા ! હું તો ખર્યું પાન. વાત તમને કરી છે શું કરવા ? મેં જેસંઘભા પાસે અમૃતના ઘૂંટડા નથી પીધા, ભા ! ખોબો ભરી ભરીને ઝેર પીધાં છે. ઈ ઝેર પીવા તમે ય ભેળા હાલો, બાપ ! જેસંઘ આંઈ એનું દંડનાયકડું મૂકશે. અને આપણે ઈ ને ય સંભાળવો પડશે — અને રા'ના કેસરીને વારસો સોંપવો પડશે ! આ તો ભોંમાં ભંડારાઈ જવાવાળી વાતું છે, સોઢલભા ! તમારા વિના હું એકલો કેટલા દી ?'

સોઢલે જવાબ ન વાળ્યો એનું મનોમંથન શરૂ થયું હતું. વાત સાચી હતી. એ એક ક્ષણ ધ્રૂજી ગયો. એની દૃષ્ટિ ચારે તરફના ખડકો તરફ ફરી વળી. પોતાની ગઢીના કોટ-કાંગરા ઉપર એક ક્ષણ સ્થિર થઈ ગઈ. એણે ભા દેવુભા તરફ નજર કરી. એની નજરમાં શોકનો દરિયો ભર્યો હતો. પણ એટલી જ સ્થિર, શાંત, દૃઢ, વજ્જર મુદ્રા હતી. તેણે ધીમે શાંત વિષાદભર્યા અવાજે કહ્યું : 'ચાલો, દેવુભા !'

ક્યાં જાવું છે ? સધરા ?'

દેવુભા એને સમજી ગયો. તેણે એને વાંસે પ્રેમથી હાથ મૂક્યો: 'સોઢલભા! આ તો બે ઘડીની રમત છે. હું તો આ *ત્રીજા રા'ને ઊભો થાતો જોઈ રહ્યો છું!'

* પ્રબંધચિંતામણિ પ્રમાણે કુમારપાલના સમયમાં સોરઠના એક સુંવર—[હે. સુ. પ્રમાણે તો નવઘણ] સામે ઉદયન પોતે ગયેલો. ઉદયન વૃદ્ધાવસ્થાને લીધે આ લડાઇમાં ખપી ગયો. ખેંગાર પછી બેસનારો આ એનો પુત્ર હોય એમ લાગે છે.

## ૩૮. જયજિનેંદ્ર કહે, ગાંડાભાઈ!

મહારાજને દ્વારે પરશુરામને અત્યારે જોઈને ઉદયનને આશ્ચર્ય થયું. એ જલદીથી સોઢલની વાત કરી નાખવા માગતો હતો. તેણે પરશુરામને ત્યાં જોયો. ધીમેથી પૂછ્યું: 'શું છે, પરશુરામ ?' 'કાકા! પૃથ્વીભટ્ટ આવ્યો છે. પાટણના સમાચાર સારા લાગતા નથી !'

'કોણ? પૃથ્વીભટ્ટ? એ તો કાલે જ ઊપડ્યો હતો ને મુંજાલ સાથે ?' તેણે બહુ જ ધીરે કહ્યું.

બન્ને સોરઠી સાંભળે છે એ જોઈને એક ક્ષણ બન્ને શાંત રહ્યા. એટલામાં કૃપાણ આવ્યો: 'સોઢલભા આવ્યા છે, પ્રભુ ? મહારાજ એમને ને દેવુભાને બોલાવે છે !' સોઢલભા ને દેવુભા અંદર ગયા.

'કાકા ! પાટણના સમાચાર સારા લાગતા નથી ! પૃથ્વીભટ્ટ ગભરાટમાં હતો !'

'પણ એ ગયો ક્યાં ?'

'એ તો હવે પેલી બાજુથી — આંહીંથી નહિ નીકળે !'

'શું કહેતો'તો એ ?'

'સાંતૂ મહેતાએ માલવાને નમતું આપ્યું લાગે છે—

હજી તો એની આગળના ઘોડા દેખાણા હશે ત્યાં જ!'

'હેં!'

'હા. અને મહારાજ આજે રુદ્રરૂપમાં છે.'

'ત્યારે જો, પરશુરામ! કાલે પ્રભાતે જયદેવ મહારાજ જવાના એ ચોક્કસ. કાલે જ રાણકને ઉતારશે એની ગઢીમાંથી. તું આંહીં દંડનાયક થાશે. આ સોઢલ આવ્યો છે, સોંપણી કરવા. તું આંહીં દંડનાયક થાશે. પણ આ સોરઠીઓ મનના છે મેલા, ચેતતો રહેજે. ને મેં તને શું કહ્યું હતું? યાદ છે?'

'દેવુભાને મેં કોણીએ ગોળ વળગાડચો છે. જુદ્ધ હમેશને માટે બંધ કરવાં હોય તો આ બેઠણું ધર્મસ્થાન કરી નાખો. કોઈ તમારી સામું નહિ જુએ. જુઓ, વિમલમંત્રીનો અર્બુદગિરિ! દેવુભા પાસેથી હવે એ તું ઉપાડી લે! ને તું આંહીં છો ત્યાં કામ પૂરું કરી નાખ!'

'કાકા! મને તો મહારાજનું ભારતસ્વપ્ન આવ્યા કરે છે!'

'જો, પરશુરામ! એકધર્મ વિના એકચક્ર નહિ. આખું ભારતવર્ષ જયજિનેંદ્ર કરશે તો સમર્થ બનશે. કાશ્મીરી કેસરના ચંદ્રક પાસે કૈંક કેસરી ઢીલા પડચા છે. તલવાર કે તીર કોઈ એની પાસે કામ આવ્યાં નથી! સંભારને વિમલમંત્રીને! એને સામર્થ્ય ક્યાંથી મળ્યું? જયજિનેંદ્રના અમૃતમાંથી. હું જાણું છું તારું સ્વપ્નું. પણ પહેલાં જયજિનેંદ્ર બોલ, ગાંડાભાઈ! ધર્મ હશે. તો બધું થાશે. આ જયદેવ પણ જયજિનેંદ્ર કરવાનો છે. એને વશ કરવા જનારો ભિચલી પડે એવું છે. મુંજાલ ભિચલી પડચો.

પણ એને વશ થઈને — એને વશ કરાય ! આપણે જીવતા રહ્યા તો તું જોજે — આંહીં આ ગુજરાતમાં — ને ભારતભરમાં જયજિનેંદ્ર એક જ રહેશે ! અને ત્યારે એનું બળ — અદ્વિતીય હશે ! ધર્મ વિના ક્યાંય દેશ ટક્યા છે ? '

' કાકા ! મને મહારાજે આંહીં રાખ્યો છે દંડનાયક— પણ મારે તો મારું સ્વપ્ન છે ! '

' જો, મહારાજ તને એકલાને હવે નહિ. રાખે. એમને ઉતાવળે પાછું ફરવું પડયું છે એટલે. સજ્જન મહેતા પણ આંહીં હશે. તું છો. સજ્જન મહેતા છે. ભગવાન નેમિનાથનું આરસબેઠણું આંહીં રચી કાઢો. આ છે ! વિમલગિરિ છે. પરશુરામ ! તને તો ભગવાને તક આપી છે ! '

' પણ આ જયસિંહદેવ ? એનું શું ? કાકા ! એની વાત ન્યારી છે.'

' આવડે તો એ પણ જોયા કરે—સજ્જન મહેતો એ સમજી જાશે. અને આ મહારાજને ડોલાવનાર સાધુ હેમચંદ્રાચાર્યને તેં જોયા છે ? એમની વાણીએ તો કૈકને નિઃશસ્ત્ર કર્યા છે ! તું જોજે ને ! '

' કાકા ! મને મહારાજમાં એક લાગ્યું છે. એમને કોઈ નાની વાત ગમતી નથી ! અને એ કોઈને વશ થાતા નથી.'

' એ પણ થાશે. સમય આવ્યે. સાધુ હેમચંદ્રાચાર્ય —એણે તો વિશ્વવ્યાપી સ્વપ્ન જોયાં છે એનું શું ? એની હથેળીમાં સૂર્ય ને ચંદ્ર રમે છે. આકાશના તારે તારાને એણે બોલાવ્યા છે. એની પાસે કંચન છે—કથીર નથી, જયજિનેંદ્રી એ સાધુ, જયજિનેંદ્રી આ રાજા, જયજિનેંદ્રી તું સેનાપતિ, અને જયજિનેંદ્રી હું મહાઅમાત્ય અને જયજિનેંદ્રી પેલો

ત્યાગવલ્લીનો કુમાર—એને ગાંડાભાઈ! મેં અમસ્તું સ્તમ્ભ-તીર્થ નથી દેખાડયું—આખા ભારતવર્ષમાં પાંચ પાંચ પગલે એક એક મંદિર ઊભું થતું હું તો જોઈ રહ્યો છું! અને તે પણ મા આરાસુરીના ચંદ્રશ્વેત આરસનું! એ સામર્થ્ય ઉપર તો તું ફરીને સમુદ્રગુપ્તનો એકચક્રી વૈભવ ઊભો કરી શકીશ! જયજિનેંદ્ર પહેલાં બોલ, ગાંડાભાઈ! પછી બધું થઈ રહેશે! શસ્ત્રમાત્રનો આધાર એક જ છે: ધર્મ! અહિંસાને આધારે હિંસા જીવશે. એકલી હિંસા તો નરક દેખાડે નરક! તું તારે આંહીં મેં કીધું એ શરૂ કરી દેજે ને'

એટલામાં સોઢલ ને દેવુભા બહાર આવતા લાગ્યા: 'મહેતા! પરશુરામ!' જયદેવે પોતે જ એમને બોલાવ્યા. જયસિંહદેવની અધીરાઈ ઉદયન કળી ગયો. નક્કી પાટણમાં કાંઈક પણ નવાજૂની છે.

'પરશુરામ! તારે સોઢલભા સાથે જવાનું છે. ગઢીનો કબજો સોઢલભા સોંપે—એટલે દરેકે દરેક સ્થળે સોલંકી સૈનિક ગોઠવાઈ જાય—એ જોજે.' જયસિંહદેવે તરત કહ્યું: 'સોઢલભા, ત્યાં રણવાસની ગઢીએ દ્વારપાલ બનીને રહેશે. એ ને દેવુભા. આપણે એમનો માનમરતબો જાળવવાનો. એ બધું પછી થઈ રહેશે. પહેલાં તારે ગઢી સંભાળવા જવાનું છે. કૃપાણ! તું દેશુભાને બોલાવીને લાવ.'

કૃપાણ નમન કરીને ગયો: 'મહેતા! કાલે પ્રભાતે પ્રયાણનો ઘોષ કરાવો!'

'મહારાજ! કાલે...'

'આપણે પાટણ જવાનું છે..' સિદ્ધરાજે ઉતાવળે કહ્યું.

એણે ઝપાટાબંધ નિશ્ચયાત્મક વાણીમાં આજ્ઞા આપવા માંડી: 'રાજમાતા ગયાં. આપણે એમની સાથે થઈ જવા ઉતાવળ કરીએ છીએ. અત્યારે જ ધોવણા કરાવો, ઉદા મહેતા!'

ઉદયનને પરશુરામની વાત સાચી લાગી.

'અને પૃથ્વીભટ્ટ!'

પૃથ્વીભટ્ટ પાસેની વસ્ત્રકુટીમાંથી નીકળી આવ્યો.

'તું સોનરેખ ઉપર છો?'

'હા, પ્રભુ!'

'પાછો અત્યારે ખંખેરી મૂક — કર્ણાવતીમાંથી આશુક મહેતો વર્દ્ધમાનપુર આવે. વર્દ્ધમાનપુરથી મુંજાલ મહેતો તો સીધા કર્ણાવતી જશે. પરશુરામ! તું ને સજ્જન મહેતો — બન્ને હમણાં આંહીં રહેજો. આંહીં તું દંડનાયક છે. સંભાળજે સોરઠીઓને. અને ઉદયન મહેતા તમે . .'

પરશુરામ સાંભળવા તળેઉપર થઈ ગયો. ઉદયન પણ પોતાના મહાભાગ્યને આવતું નિહાળી રહ્યો. પણ સિદ્ધરાજને ઉદયનના સ્વપ્નની ખબર હતી. એણે ધીમેથી ઉમેર્યું: 'મહેતા! તમારી ઉપર મોટું જોખમ છે. અમારે માળવા જવું પડશે. તે વખતે સ્તમ્ભતીર્થને રેઢું નહિ છોડાય! તમારે ઉદયન મહેતા! હમણાં સ્તંભતીર્થમાં રહેવાનું છે.'

'આ . . . હા!' ઉદયનની છાતી બેસી ગઈ. મુંજાલને આપ્યું હતું એવું જ ગૌરવ આણે પોતાને આપ્યું. પણ મૂળ વાતને અધર લટકાવી રાખી. એણે સિદ્ધરાજ વિષે સાંભળ્યું હતું. આજ એ અનુભવ્યું. કોઈએ ક્યાંય સ્વપ્ને પણ ચિંતવ્યું ન હોય એવું કરવાની અસાધારણતા — એના હરેક કાર્યને દોરી રહી હતી. એ જ અસાધારણ-

તાનું શાસન અતિ નાનકડી વાતને પણ દોરી રહ્યું હતું—મંત્રીના અધિકારથી માંડીને માલવાની રણભૂમિ સુધી; મોટી વાતથી નાની વાત સુધી. અત્યારે તો સાંતૂએ કાંઈક એવું પગલું લીધું લાગે છે કે આણે એની હેડીના તમામને પાટણમાંથી આઘે કાઢ્યા જણાય છે. ‘પ્રભુ!’ તેણે હાથ જોડ્યા: ‘સાંતૂ મહેતાએ પાટણથી . . .’—

‘ખબર મોકલ્યા છે, ઉદા! એણે વેંત ભરાવીને પાટણનું નાક કાપી દીધું માલવાવાળાને! આપણે આંહીંથી હવે તત્કાલ ઊપડવાનું છે!’ તે એકદમ જ શાંત થઈ ગયો. ઉદયન વિચાર કરી રહ્યો: ‘ત્યારે આણે આશુકને બોલાવ્યો છે — એને જ હવે એ મહાઅમાત્યપદે મૂકશે. પોતાને રાહ જોવાની હતી. કાંઈ ફિકર નહિ. એ એની ભૂમિકા ઉપર જ હારશે. રાહ જોવી પડશે એટલું જ. મારવાડી રાહ જોવામાં પાછો હઠશે?’

‘તો તો, પ્રભુ! હું ઘોષણા કરાવી દઉં!’ તેણે નમીને જાણે પોતાના દિલમાં કાંઈ ન હોય તેમ જવા માટે અનુજ્ઞા માગી.

એટલામાં દેશુભા આવ્યો. ‘દેશુભા! તમે ને વિશુભા ચાલો. આપણે રણવાસની ગઢી ઉપર જઈએ!’

‘કાં કાકા!’ પરશુરામે બહાર નીકળતાં જ ઉદયનનો હાથ દાબ્યો: ‘આણે તો ભારે કરી!’

‘શું?’ ઉદાએ અજાણ્યાની પેઠે પૂછ્યું.

‘આશુકને કેમ બોલાવ્યો — વર્દ્ધમાનપુર?’

‘મહારાજની વિજયસવારી પાટણમાં પ્રવેશે. પછી પાટણમાં મહાઅમાત્યપદે કોણ? તું આંહીં રહો. હું સ્તંભ-

તીર્થે જવાનો. મુંજાલ કર્ણાવતીમાં. સાંતુને એક ક્ષણ પણ હવે ટકવા દે આ? આ વિજયનો ઉત્સવ જ સુકાઈ જાશે! માલવા ઘા મારીને ભાગી ગયું. બીજું શું?'

'હું એ જ કહું છું! હવે ક્ષેત્ર ત્યાં ઊતરે છે! અને એ વખતે તમે સ્તમ્ભતીર્થમાં ને હું આંહીં!'

'જો, પરશુરામ! મેં તો ઘીનાં કૂપાં ઉપાડયાં છે. મેં તને કહ્યું હતું તે યાદ કરને. રાજા વિચિત્ર ત્યાં સુધી છે જ્યાં સુધી આપણે મૂર્ખો છીએ. મેં તને કહ્યું—તું આંહીં એ શરૂ કરી દે ને, ગાંડાભાઈ! પછી બીજું બધું દેખી લેવાશે! રાજા આ તારો, એ ય જયજિનેંદ્ર કરતો થાશે. એના વિના કોઈનો ઉદ્ધાર નથીને!'

## ૩૯. જોગમાયા

દેશુભા, વિશુભા અને સિદ્ધરાજ રણુવાસની ગઢીએ આવી પહોંચ્યા તે પહેલાં જ દેવુભા અને સોઢલ ત્યાં આવી ગયા હતા. હવે આ ગઢીની દોઢીએ એમણે મુકામ કરી દીધો. પરશુરામને સોઢલે પોતાની ગઢી સોંપી દીધી હતી. દેવુભા રણુવાસગઢીને દરવાજે એક બાજુની દોઢીએ બેસી ગયો. સામે બીજી બાજુ સોઢલ. પોતાના ધોળા નિમાળા ઉપર હાથ ફેરવતો દેવુભા મનમાં કેક ઘોડા ઘડી રહ્યો હતો. એના હૃદયમાં ઊંડો વિષાદ હતો. આંખમાં ઝેર હતું. મનમાં ભીષણ નિશ્ચયનું બળ હતું. આ સ્થિતિને પણ તરી પાર ઊતરવાની એને આશા હતી. સામી દોઢીએ બેઠેલો સોઢલ એ હજી જલવિહોણા મત્સ્યની અવસ્થામાંથી પૂરોપાધરો ઊભો થયો ન હતો. જેને બાલપણથી પોતે ગૌરવથી જોતો આવ્યો હતો, એ ગઢી સોંપી દેતાં એનું કાળજું કપાઈ ગયું હતું. પણ એને દેવુભાની વાતમાં શ્રદ્ધા જાગી હતી. ભા દેવુભા એને કહી રહ્યો હતો: 'સોઢલભા! વારાફેરા તો કોને નથી આવતા? એમાંથી મારો સોમનાથ ભગવાન પાર ઉતારવા-વાળો છે! એને ય પોતાના ચોકીદારની પડી હશે ના?

રા' સોરઠના, ભગવાન સોમનાથના દ્વારપાલ કહેવાય છે, તે કાંઈ અમસ્તા ? સોમેશ્વર ભગવાન ત્રિભુવનનો ધણી; અને રા' જૂનાગઢના—એ એના ગંડ—દ્વારપાલ; સૈનિક—ત્રિભુવનગંડ. પોતાના ચોકીદારનો વંશવેલો ભગવાન કરમાવશે ? તો તો થઈ રહ્યું નાં ? આપણને ભગવાને મોકો આપી દીધો. સોલંકીને આંધળો કરી દીધો.દસબાર વરસ તો આ દાઢીએ આમ નીકળી જાશે—' દેવુભાએ હાથની ચપટી વગાડી.

સોઢલે બહાર દૃષ્ટિ કરી. ત્રણ જણા કોક પગેપાળા આવી રહ્યા હતા. એમની પાછળ પાલખી લઈને ભોઈઓ આવતા હતા.

'આ આવતો લાગે છે સધરો; દેવીને આંહીથી ઉતારવા આવ્યો લાગે છે !'

'એ તો એના મેળમાં. ભા ! આ ગઢીનો કબજો લેશે. કબજા વિનાનું કાંઈ નહિ રહેવા દે. એમ તો સધરો છે ! જોગમાયા માની જાય તો સારું.'

'મારા બેટા સાપના કણા—એ પણ ભેગા ને ભેગા ફરતા લાગે છે ! આ પેલા દેહુભા ને વીહુભા !'

'ફરી લેવા દ્યો, સોઢુભા ! એણે હળાહળ કાઢ્યું ન હોત, તો તો સધરો હજી સોનરેખમાં ગડગડિયાં ભાંગતો હોત ! પણ થાવા કાળ છે ને ? મારું બેટું કોઈની જાણમાં નો રહ્યું રસ્તાનું, લે. આ એનું નામ છે ભાવિ ! આ બેય ભેગા ફાંસુડિયા ફુલાય છે નાં—પણ એના નશીબમાં ભેરવ-જપ છે !'

'સધરો આંઈ કબજો મજબુત રાખશે. કાં તો એમાં એમનો ઉપયોગ કરવાનો !'

'રામ રામ કરોને, સોઢુભા! એને બેયને તો પહેલાં પરખાવશે! આપણે તો બળતા ઘરમાંથી આટલું ઉગારી લીધું એમ સમજો. ઇ તો ત્રિભુવનનાથની એના ગંડ ઉપર બે'ક માયા અટલે. નકર સધરો આ માને? માલવાવાળો પણ ઠીક બરાબર ટાણે વાંહે પડ્યો!'

'સધરો હવે તો પોતાને ત્રિભુવનગંડ ગણાવશે નાં?'

'ઈ તો ગણાવે—ભલે ને ગણાવતો! પણ સોમનાથ આપણું ઈ કાંઈ આળસે? ભગવાન કરે તે આ અરભક આવે—પછી આપણે છૈં, ઈ આંઇ કબજો રાખવાવાળો છે, ને મારો નાથ, જી દશબાર પંદર વરસ તાવે ઈ તાવણી છે. સોઢુભા! હું તો જોતો આવ્યો સું. આપણે સાચક હશું—તો ગરનાર પાછો રા'ને ઘેર આવ્યો જ સમજો ને!' દેઢી બહાર નજીકની અવરજવર સંભળાતાં બન્ને શાંત થઇ ગયા. સિદ્ધરાજ પાસે આવી પહોંચ્યો હતો. દેવુભા ને સોઢલ—એક પણ શબ્દ બોલ્યા વિના—શાંત નમન કરતા ત્યાં ઊભા થઇ રહ્યા.

'દેવુભા! આ પાલખી આંઇ ભલે રહી,' દેશુભા બોલ્યો: 'મામીને ખબર કરીને અમે હમણાં આ આવ્યા!'

'હા, બાપ! અમે આંઈ જ બેઠા છઈ.'

'ના, ના, એમ નહિ, દેવુભા! અમે જઇએ છીએ. તમે પણ થોડી વાર પછી ત્યાં જ આવી પહોંચો. એટલામાં હમણાં પરશુરામ આવશે. કાં તો આ આવ્યો.'

પરશુરામ આવી રહ્યો હતો.

'ભલે, પ્રભુ! અમે હમણાં આવીએ. . .'

સિદ્ધરાજ આગળ ચાલ્યો. દેવુભાએ સોઢલ સામે જોયું. એની આંખમાં ઊંડી ઘેરી શોકરેખા દીઠી. 'સોઢુભા!' તેણે બહુ જ ધીમેથી કહ્યું: 'આવા વખનાં તો કૂંડાં ને કૂંડાં

બાપ ! મોઢે માંડવાનાં છે ! મારે ભગવાને પોતે પીધું છે ને ? તંઈ આપણે માનવી કોણ ? અમરવેલ કાંઈ અમથી પાંગરે, બાપ ! તમે ઝેરનાં કૂંડાં મોઢે માંડો તંઈ તમારે આંગણે અમરવેલ ઊગે !'

'મા જોગમાયાને ઉતારવાવાળો આ—ને આપણે આંહી–'

'ઈનું નામ સમો—સમો જાળવે ઈ સમરથ. સોઢુભા ! જોગમાયા તો લોકમરજાદનાં જાણકાર છે. પરચો બતાવે નહિ. બાકી, આ તમારું સધરું, નપાણિયા પાટણનું, ઈ બચારું—એને આંહીંથી શું ઉતારતું'તું ?'

'લોકમાં કેણી રહી જાય, દેવુભા ! કે રા' જૂનોગઢનો ટકચો'તો પોતાની સમશેર ઉપર નહિ, જોગમાયાના સત ઉપર ! રા'ના જુદ્ધરંગને એવી કેણી ઝાંખપ લગાડે. મા એવું ન કરે !'

'આપણે તો આ પણ ઝટ હીમખીમ પતી જાય, સોઢુભા ! અટલે જંગ જીત્યા ! નકર વળી કાંક બખડજંતર થાય ને સધરાનું મન ફરે તો આ મોકો માંડ મેળવ્યો છે ઈ ટળી જાય.' એટલામાં દેશુભા પાછો ફર્યો હતો. 'આ સરપનો કણો શું પાછો આવ્યો, સોઢુભા ?'

'દેવુભા !' દેશળ આવી પહોંચ્યો હતો તેણે કહ્યું: 'મહારાજે તમને જલદી બોલાવરાવ્યા છે હો—ત્યાં ગઢીએ ! અટલે પરશુરામજીને મહારાજ તમારા દેખતાં જ કહી દેશે. આ રાણીવાસની ગઢીએ તમારા બેનો ચોકીપહેરો રહેશે. ગઢી તો પરશુરામજી સંભાળી લેશે !'

'હા, બાપ ! તમે હાલતું કરો—ત્યાં હું આ આવ્યો.' 'ન્યાં તો જોગમાયાનાં કામ છે, બેટા !' પાછલું વાક્ય એના મનમાં ઘૂંટાઇને મનમાં શમી ગયું.

સિદ્ધરાજ, દેશુભા ને વિશુભા, રાણકદેવીની રણુવાસ-ગઢીએ પહોંચ્યા. અત્યારે ત્યાં કોઈ દ્વારપાલ હતો નહિ. ગઢીનું દ્વાર પણ અંદરથી બંધ હતું.

દેશુભા આગળ વધ્યો. તેણે હડસેલો માર્યો. અંદરની શ્મશાનવત્ શાંતિમાં કાંઈ ખલેલ પડી લાગી નહિ. દેશુભાએ સાદ પાડ્યો.

એટલામાં અચાનક એક બાજુથી લીલીબા દેખાણીઃ 'દેશુભા! તું—તું શું કરે છે?'

'મહારાજ ત્યાં છે, બા!' દેશુભા તેની પાસે ગયો. 'ધીમે બોલજો. મામીને હવે આંહીંથી હેઠે ઉતારવાનાં છે! આ ગઢીનો પણ કબજો લેવાનો છે!'

થોડેક દૂર એક ખાખરાના ઝાડ પાસે સિદ્ધરાજ ઊભેલો લીલીની નજરે પડ્યો.

લીલીએ કહ્યું, 'વિચાર તેં કાંઈ કર્યો છે? તું શું બોલીશ? શું કહેવા જતો 'તો? શી રીતે મામીને વાત કહીશ? આંહીં હજી કાંઈ વાત આવી નહિ હોય!'

'ઉઘાડો, મામી! એમ—બીજું શું? મહારાજ પોતે આવ્યા છે! ગઢી આપણે સોંપવાની છે!'

'અરે ઓટીવાર! એમ તે તારી મામી બારણું ઉઘાડશે? તું આઘો જા. વીહુને આવવા દે, વીહુને. વીહુભા! તું આંઈ આવી જા. હું કહું એમ બોલ!'

વીહુભા આગળ આવ્યો. તેણે લીલીની સામે જોયુંઃ 'મા! શું બોલવું છે? કેમ બોલું?'

'એમ બોલ કે સધરો તો ભાગ્યો છે, મામી! અને મામા આવી રહ્યા છે—બારણું ઉઘાડો! તો બારણું ઉઘાડશે! નકર

તો પાછાં માણુસ લાવવાં પડશે ! ને ગોકીરો થાશે. મહારાજને એ નહિ ગમે. ને તમારી કિંમત થાશે.'

'પણ મહારાજ ત્યાં ઊભા છે ને, બા! મહારાજ સાંભળશે એનું શું ?'

'ભલેને સાંભળે ! તું કે' કે માલવાનું કટક પાટણ ઉપર આવ્યું છે ને સધરો ઊભી પૂંછડીએ ભાગ્યો જાય છે. જો, સાંભળ, આ નગારું પણ સેન ઊપડવાનું જ વાગતું લાગે છે. ઝટ બોલી નાખ ! એટલે મેળે મેળ મળી જાય !'

ઉદયનના સૈન્યપ્રયાણનો ઘોષ નીચેથી આવી રહ્યો હતો. એટલામાં એક કોઈક દાસી જેવીએ જરાક ડોકાબારીની તરડમાંથી બહાર દૃષ્ટિ કરી. એણે વીહુભાને દીઠો.

'વીહુભા ! આ શું છે ? કેમ સેન ઊપડવાનું નગારું ? કોનું સેન ઊપડે છે ?' તેણે અંદરથી જ પૂછ્યું.

'ખબર નથી, લખુડી ! ભગવાને આપણી આબરૂ રાખી. આ તો સધરો ઊભી પૂંછડીએ ભાગ્યો છે,' વીહુભા બોલ્યો. 'માલવાનું કટક છૂટયું છે પાટણ ઉપર એ સમાચાર આવ્યા, એટલે ભાગે છે! મામા પોતે આ આવ્યા. શું કરે બેટો, મામા સાથે સંધિ કરવી પડી. જો આવે ! દરવાજો ઉઘાડી નાખ અલી—!' લખુડી અંદર દોડતી ગઈ હોય તેમ લાગ્યું. ઉદયનના સેનનો વધારે ને વધારે મોટો ઘોષ આવી રહ્યો હતો. રણવાસની ગઢીની આસપાસની ટેકરીઓ નીચે ચાલ્યા જતા મેદાની માર્ગમાંથી સોલંકી સૈન્યના પ્રયાણના પડઘા વધારે ને વધારે મોટા થતા જતા આવી રહ્યા હતા. સોલંકીઓનું સૈન્ય તો ઊપડી રહ્યું છે એની ખબર કરતો નગારાંનો અવાજ ગાજી રહ્યો હતો.

થોડી જ વારમાં અંદર હિલચાલ થતી હોય એમ દેશુભાને લાગ્યું. તે વધુ નજીક ગયો. 'મામી ! તમે છો ? સધરો તો ભાગે છે. આ એનું સેનઉપડામણુ નગારું વાગે !'

'કોણ જેસલભા ભાગે છે ?' રાણકદેવીએ અંદરથી પ્રત્યુત્તર વાળ્યો. 'તમે ક્યાંથી યુદ્ધભૂમિમાંથી આવો છો, દેહુભા ? શું છે જુદ્ધના સમાચાર ? જુદ્ધનું શું થયું ?'

'ઇ તો, મામી ! અમે પે'લાં ભોળવ્યો સધરાને. ઈ કોઇને ય ખબર ન પડી. મામાનેય નો પડીને. એ આંઈ પેઠો તો ખરો આશાએ ને આશાએ, પણ પછી ધાંધો થયો. જાણ્યું કે, આ તો બેય ભાઈ જબરા નીકળ્યા ! આપણે ફસ્યા !'

'કેમ ફસ્યા ?'

'ઈ તો ઈ લાગનો હતો, મામો ! મામા તો હજી જુદ્ધ કર્યા કરત. અમે તો આંઈ બોલાવીને એને આંઇ જ ફસાવ્યો. ગગો અંદર તો પેઠો, પણ બહાર શી રીતે નીકળે ? ને અમને તો ખબર પડી અઈ'તી કે માળવાવાળો ત્યાં આવ્યો છે. ગગો આવ્યો તો ખરો, લાલચે ને લાલચે. એટલામાં સમાચાર મળ્યા હશે કે માલવાનું કટક આવ્યું છે પાટણુ ઉપર. એટલે પછી ધાંધો જ થાય નાં ? આંઇ રહી જાય તળમાં તો ! અટલે પછી જખ મારીને મામા હારે સમાધાન કર્યું. ને હવે આ ભાગે છે, જુઓ, સાંભળો, આ નગારું એનું. આ મામા પોતે આવ્યા, લ્યો . . . બધી વાત કે'શે...' ભોગળ બારણું ઊઘડવાનો અવાજ થતો લાગ્યો. લીલી ઝડપથી એક તરફ થાતી નીચે સરકી ગઈ.

બારણું ઊઘડ્યું. રાણકદેવી પોતે ત્યાં જ ઊભી હતી. તેની દૃષ્ટિ દેશળ ઉપર પડી. અને એટલામાં તો તરત દેશળની

પાછળ થોડે દૂર ઊભેલા સિદ્ધરાજને એણે જોયો. રા' ત્યાં ન હતો. એ જરાક ચમકી ગઇ. પણ એક પળમાં એ આખી વાત સમજી ગઈ. દેશળને લાગ્યું કે હમણાં એ ગભરાટમાં ભાગશે—બૂમાબૂમ કરશે—પણ એ ગૌરવથી જેમ ઊભી હતી તેમ જ ત્યાં ઊભી રહી.

'એ કોણ જેસલભા આવેલ છે, દેશળ?' તેણે અત્યંત શાંતિથી પૂછ્યું: 'રા' ક્યાં છે?'

'હા . . મામી . . હા મા . . જુઓને!' દેશળ લોચા વાળવા લાગ્યો.

અડગ ખડકની માફક રાણકદેવી હવે ત્યાં ઊભી જ રહી ગઇ. તેણે માથા ઉપરની લોબડી જરાક સરખી કરી. સિદ્ધરાજને આગળ આવતો એણે જોયો. દૃઢ નિશ્ચળતાથી એ એની સામે જોઇ રહી હતી. સિદ્ધરાજ છેક પાસે આવ્યો. રાણક-ની તાત્કાલિક ઉપેક્ષા કરવામાં એણે વિજય દીઠો. જાણે કાંઇ ન બન્યું હોય તેમ એ બોલ્યો: 'સોનલદે! આ ડુંગરગઢીએથી હવે તમારે નીચે ઊતરવાનું છે. સોલંકી સેન પાટણ જઈ રહ્યું છે. તમારે સૌને પણ પાટણ જવાનું છે. હમણાં જ દેશુભાએ વાત કરી નાં? ઉતાવળે તૈયારી કરી લ્યો! આંહી તો હવે પાટણનો દંડનાયક રહેવાનો છે!'

રાણકદેવી હતી તેમ શાંત, અડગ સ્વસ્થ ઊભી રહી. એની મુખમુદ્રામાં ક્યાંય ગભરાટ ન હતો. તેણે સ્થિર દૃષ્ટિથી એક ક્ષણવાર એની સામે જોયું.

'પણ રા' પોતે ક્યાં છે?' થોડી વાર પછી એણે દૃઢ શાંત અવાજે પૂછ્યું. એની ગૌરવભરેલી શાંતિમાં લેશ પણ કૃત્રિમતા ન હતી. એની આંખમાંથી વજ્જર જેવી નિશ્ચલતા પ્રકટી રહી હતી. એના મોંની એક પણ રેખા ઉપર, એક

જરા જેટલો પણ ભય આવ્યો હોય એમ લાગ્યું નહિ. ગિરનારી ખડકની જેમ એ અડગ હતી: જાણે એ જવાબ માગતી હોય—ને આ સૌ જવાબ દેતા હોય!

વિજયનો ને વિજયીનો ઉન્માદ ઓસરી જાય એવી ભીષણ વજ્જર નિશ્ચલતા એનામાંથી ઊઠી રહી હતી.

'રા'? રા' છે ત્યાં—એ પછી... જણાશે! પરશુરામ!' સિદ્ધરાજે પરશુરામને બોલાવ્યો.

'એનું શું કામ છે, જેસલભા? રા' ક્યાં છે?' એની વાણીમાં હજી એ જ શાંતિ હતી. એ જ દૃઢતા હતી, એ જ ગૌરવ હતું. સિદ્ધરાજ જરાક ખંચાયો. એટલામાં દેવુભા પાછળથી આવી પહોંચ્યો હતો, તે આ દૃશ્ય જોઈને સ્તબ્ધ થઈ ગયો. ડુંગરાની કોઈ મહાન અધિષ્ઠાત્રી પાસે ઊભો હોય તેમ જયદેવ અત્યારે ઝાંખો લાગતો હતો. રાણકદેવી સૌને લઘુતાનું ભાન કરાવતી ત્યાં સીધી, શાંત, ખડક સમી, અડગ, એકલી, પ્રતાપી વિજયા બનીને ઊભી હતી. દેવુભા જરાક આગળ વધ્યો:

'રા' ખેંગારજી તો, મા!' તેણે ભક્તિથી હાથ જોડયા: 'જુદ્ધમાં કામ આવ્યા છે.' તેણે ધીમેથી કહ્યું: 'રા' તો રણમાં પડયા!'

'કોણ? રા'?' રાણકદેવીએ પ્રશ્ન કર્યો ને દેવુભા સામે જોયું. સોઢલ આગળ આવ્યો: 'દેવીમા! રા' ખેંગારજી તો રણમાં પડયા, એમ કહેવાય છે!' એક ક્ષણ રાણકદેવીની આંખ જરાક મીંચાતી સૌએ અનુભવી. પણ બીજી જ ક્ષણે એની દૃષ્ટિ—સામેના ભૈરવી ડુંગરાની શિખરાવલિ ઉપર જાણે સ્થિર મંડાઈ ગઈ હતી.

દેવુભા ને સોઢલ એ જોઇ રહ્યા. જયસિંહદેવને પોતાને એ દૃષ્ટિમાં કાંઇક અગમ્ય જણાયું. તે શાંત બની ગયો.

'કોણુ કહે છે, રા' પડયા ?' રાણક બોલી રહી હતી: એની દૃષ્ટિ હજી ત્યાં જ હતી: 'કોણુ એ બોલ્યું ? રા' પડયા ?' રાણકદેવીના ધીમા અવાજમાં જાણે કોઈની સાથે થતો હોય એવો વાર્ત્તાલાપી રણકો હતો. પણ એમાં અગાધ શાંતિ હતી, અગાધ શક્તિ પ્રકટતી હતી. થોડી વાર એ બોલ્યા વિના એમ ને એમ સ્થિર દૃષ્ટિથી જોઈ રહી: પછી અચાનક એનું માથું જરાક હાલ્યું: 'રા' નથી પડયા. રા' એમ ન પડે. રા' પડે—તો આ ન પડે ?' રાણકદેવીનો જમણો હાથ ગિરનારી ડુંગરમાળાને દેખાડતો લાંબો થયો. મહા-સામર્થ્યની રેખા જેવી એની અંગૂઠા પાસેની આંગળી સામેની ઉત્તુંગ શિખરાવલિની ટોચ દેખાડતી શોભી રહી. પોતે જાણે કાંઇ વાણી ન બોલતી હોય, માત્ર હોઠમાંથી વાણી આવી રહી હોય, તેમ એ ધીમે દૃઢ શબ્દે બોલી રહી હતી: 'તો તો આ પણ પડે !' એની આંખ જરાક વિશાળ લાગતી હતી: હોઠ સહેજ ધ્રૂજતા હતા. ભ્રમર જરાક વાંકા દેખાતી હતી: 'રા' પડે—ને આ ન પડે—એ કદાપિ ન બને !' એનું નાનકડું માથું જરાક ધ્રૂજી ગયું: 'એ ન બને !'

પણ એ સાંભળતાં તો જાણે રાણકદેવીની વાણીનો વીજળીધ્રુજારો અનુભવતા હોય તેમ સૌ ચમકી ગયા. એક ક્ષણમાં ડુંગરા બાજુથી કાંઇક મોટો ખળભળાટ આવતો સંભળાયો. સિદ્ધરાજ સ્તબ્ધ બનીને જોઇ જ રહ્યો. સામેની ઉત્તુંગ શિખરાવલિની મોટી ભયંકર શિલાઓ, જાણે કોઇએ ધક્કો માર્યો હોય તેમ એને નમતી દેખાણી ! એને પડવા

માટે તોળાઇ રહેલી દેખાણી ! એક એક ક્ષણમાં એણે પોતાના તળેટીસૈન્યનો સર્વનાશ આવતો જોયો: પણ એટલામાં તે ચમકી ગયો. રાણકદેવીની એક તીણી ભયંકર ચીસ સંભળાણી.

'અરે.. રે.. રા'' તે આંખો મીંચી ગઇ હતી. 'ગયા ! રા' અ . . રે . . ! આ. . હા !હા ! ગયા ! મારા રા' ! રા' ગયા ?'

દેવુભા આગળ ધસ્યો: 'મા ! જોગમાયા મા ! આ તો તીરથનું થાનક. આમ ન હોય ! જુગજુગ જૂનું છે. મા ! જાત્રાનું ઠેકાણું જાશે અને મલકમાં કેણી રહી જાશે ! રા'માં પાણી નો'તું એમ કે'વાશે !'

રાણકદેવીની આંખ ઊઘડી ગઇ હતી. તે પ્રશાંત સ્થિર, બની ગઈ. દેવુભા સામે જોઈ રહી: 'શું છે, દેવુભા ?'

'મા ! મલકમાં વાતું થાય, રા'માં પાણી નો'તું. રાણીને આધારે ટક્યો 'તો એમ કે'વાશે. મા ! ગરનાર ખળભળે તો એમ કે'વાય મા !'

સિદ્ધરાજ જોઇ જ રહ્યો હતો. તેણે શું દીઠું— એની એને કાંઇ ખબર ન રહી. દેવુભા શું બોલી રહ્યો છે એ પણ કાંઇ ખબર ન રહી. એણે રાણકદેવીને કાંઇ ન હોય તેમ બહાર નીકળતી જોઈ. એ બે પગલાં આગળ ચાલી: 'દેવુભા ! એવી કોઈ કેણી નહિ રહે, ચાલો—આંઇ નંઇ —હવે ન્યાં ન્યાં—ચાલો . . . દેવુભા ! ક્યાં જાવાનું છે ?'

'મા ! . . મહારાજ જયસિંહદેવ . . માને પાટણમાં લઇ જવા આવ્યા છે !'

'સોનલદે !' સિદ્ધરાજ બોલ્યો: 'રા' હજી જીવે છે ! પાટણમાં છે. આપણે ત્યાં જવું છે !

એક સહેજ મીઠું, જરાક હોઠની રેખા વાંકી વળે તેવું સ્મિત રાણકદેવીના ચહેરા ઉપર દેખાયું ન દેખાયું ને તરત લુપ્ત થઈ ગયું. સિદ્ધરાજને જવાબ આપ્યા વિના તે પોતે પોતાને કહેતી હોય તેમ મંદ અવાજે બોલી રહી હતી: 'આંઈ નહિ . . આંઈ નહિ . . હવે તો ન્યાં . . .'

તે આગળ ચાલી. સૌ એને મારગ આપી રહ્યા. જયસિંહદેવને આ એક નવો અનુભવ હતો. આંહીં વિજેતાને કોઈ સ્થાન જ ન હતું. પરાજિત રાજાની રાણીના ગૌરવ પાસે સૌ ઝાંખા પડ્યા હતા. એની સામે નારીભાવે જોવાની જાણે શક્તિ જ સૌની નષ્ટ થઈ ગઈ હોય તેમ એ આગળ વધતી ગઈ, અને સૌ એની પાછળ ચાલતા રહ્યા. ગઢીને દરવાજે પહોંચતાં જ પાલખી દેખાણી.

રાણકદેવી સૌથી આગળ વધી ગઈ હતી. દેવુભા ત્યાં લાંબો થઈને એના પગમાં પડી ગયો હતો: 'મા! કાંક વેણ —કાંક વેણ દેતાં જાવ.—જેને આધારે સમદર તરી જવાય!'

ધીમો, મીઠો, સ્વસ્થ શબ્દ સંભળાયો: 'રા' જ્યારે જીવે, ત્યારે રા' મરે! ઊઠો. દેવુભા! મારે છેટું પડે છે!'

એની પડખે ઊભેલા સોઢલે આ સાંભળ્યું, ને એ હાલી ગયો. તે બે હાથ જોડીને માથું નમાવતો, ભક્તિથી પ્રણામ કરતો ત્યાં ઊભો રહી ગયો.

'ચાલો—દેવુભા! હવે.. ખોટી થાવ મા. ચાલો, ક્યાં જાવું છે!'

તે પાલખી તરફ આગળ વધી.

## ૪૦. રાણકદેવી તો ત્યાં હોય જ્યાં રા' હોય

જૂનાગઢથી ઊપડેલું સોલંકીદળ તો ક્યાંય પાછળ રહ્યું. જોજનવડિયા સાંઢણીઓ ઉપર જયસિંહદેવ સિદ્ધરાજ પોતે, દેશળ, વિશળ, રાણક અને થોડા બીજા આગળ નીકળી ગયા હતા. એને પોતાને પાટણમાં પહોંચી જવાની ઉતાવળ હતી. વર્દ્ધમાનપુર થોડોક વિસામો લઈને તરત જ ત્યાંથી નીકળી જવાનું હતું. રા' ખેંગાર ત્યાં હશે, એટલે એને લઈને, આશુક મહામંત્રી, રાજમાતા મીનલ, રાણકદે' સૌ પાછળથી આવે એવી ધારણા એણે રાખી હતી. એ એકલો ઝપાટાબંધ આગળથી પાટણ પહોંચીને ત્યાંની સ્થિતિ જાણી લેવા માગતો હતો. સાંતૂએ માલવાને કેવાં કાંડાં કાપી આપ્યાં છે એની સાચી માહિતી હજી એને મળી ન હતી.

સોરઠના રા'ના પાટણપ્રવેશની ઘડીએ—આ વસ્તુની છાયા પડી જાય—એ એને ગમ્યું નહિ. એ પહેલેથી ખાતરી કરી લેવા માગતો હતો. લોકમાં છાપ તો એવી પડે કે જૂનાગઢ, હવે નાનકડું એ હાર્યું, પણ માલવા નાક કાપી ગયું, તેનું શું? એવું હોય તો રા'નો પ્રવેશ જ ગુપ્ત કરાવવો.

ઝાલાવાડની સુક્કી ભૂખર લાલરંગી ભોં દેખાવા

માડી. સ્થાન ( માત્ર )ના સૂર્યમંદિરની હવામાં લેરખાતી ધજાને એણે સાંઢણી ઉપરથી જ પ્રણામ કર્યો. તે આગળ વધ્યો. વર્દ્ધમાનપુરના ભોગાવાનો નીચો નદીકાંઠો નજરે ચડ્યો. જાળનાં અનેક ઝાડનાં ઝુંડ વચ્ચે એણે સોલંકીઓની છાવણીને ત્યાં પડેલી દેખી. હવામાં ફરકતો તામ્રચૂડ ધ્વજ નજરે ચડ્યો. તેણે એ દિશા ઉપર સાંઢણી લેવરાવી.

તે સાંઢણી ઉપરથી ઊતર્યો, ન ઊતર્યો, અને એક વસ્ત્રકુટી પાસે કેટલાંક માણસોને ભેગાં થયેલાં દીઠાં. મુંજાલને ઉતાવળથી સામે આવતો જોયો. એને કાંઈક બનાવના ભણકારા વાગ્યા.

મુંજાલ પાસે આવી પહોંચ્યો. ‘ મહારાજ ! ’ મુંજાલે ધીમેથી કાનમાં કહ્યુંઃ ‘ રા’ તો ગયા ! ’

સિદ્ધરાજ સ્તબ્ધ થઈ ગયો. એને જૂનાગઢની રાણીવાસની ગઢી ઉપરની વાત સાંભરી ગઈ. રાણકની વાણીને એ સંભારી રહ્યો. તેને આશ્ચર્ય થયું.

‘ ક્યારે આ બન્યું, મુંજાલ ? બરાબર—ઘડી અને પળ ધ્યાનમાં છે ? ત્યારે તું ત્યાં હતો ? અત્યારે ક્યાં છે રા’ ? ’

‘ એ તો ત્યાં વસ્ત્રકુટીમાં છે. ચંદનની ચિતા ભોગાવામાં ખડકાય છે. મહારાજની રાહ જોવાતી હતી. આ કાલે બન્યું ! ’

‘ જખમ તો જોખમી ન હતો. વૈદ સાથે હતા ! ’

‘ કયે વખતે એ બન્યું ? ’

મુંજાલે વખત આપ્યો. રાણકદેવી બોલી હતી—‘રા’ ગયા ! ’ એની સાથે આ સમય બરાબર મળી જતો હતો. સિદ્ધરાજ એક પળ ઊંડા વિચારમાં પડી ગયો.

દેશળ વિશળ પાછળથી આવીને ઊભા ઊભા વાત સાંભળતા હતા. તે એકબીજાની સામે જોઈ રહ્યા. દેશળે વિશળને આંખની ઇશારત કરી. વિશળ સિદ્ધરાજ પાસે સર્યો. 'કાકા!' તેણે ધીમેથી કહ્યું: 'તો તો આપણું કામ હવે સે'લું થઈ ગયું. અમે બેય ભાઈ કાલે જ પાછા ઊપડીએ!'

જયદેવ મહારાજને એના વાક્ય ઉપર તિરસ્કાર છૂટ્યો. છતાં એણે પૂછ્યું: 'ક્યાં?'

'જૂનોગઢ!'

'કેમ?'

વીહુભા મૂર્ખ હતો: 'હવે તો મહારાજ અમને બદલો આપશે નાં? રા' પણ ગયો!'

'હાં હાં.. કૃપાણ!' મહારાજને આ બન્ને મૂર્ખની હાજરી અત્યારે ભયંકર રીતે ખૂંચી રહી. 'અરે! આ ઉદયન મહેતો પોતે આવ્યો, લ્યો..'

પોતાનું સેન પાછળ મૂકીને ઉદયન એકલો ઝડપી સાંઢણી ઉપર આગળ આવી પહોંચ્યો હતો. વર્દ્ધમાનપુરમાં પોતે ન હોય—એ એને રુચ્યું ન હતું. એણે આવીને મહારાજને પ્રણામ કર્યા.

'ઉદા!' મહારાજે એને એક બાજુ લીધો: 'આ દેશળ વિશળને રવાના કરી દે!'

'ક્યાં પ્રભુ? જૂનોગઢ?'

'ના—એને સંઘમાં કાઢો. પાછા આંહીં આવે જ નહિ. એમનો ભરોંસો નહિ. ને લીલીને પણ ત્યાં મૂકી આવો!'

'પ્રભુ!' ઉદયન સાંભળી રહ્યો.

'કૃપાણને કહી દે. ચાર માણસ મોકલી દે લઠ જેવા એમની સાથે. રણમાં છોડીને આવે! એ આંહીં માટે લાયક નથી! 'દેહુભા!' તેણે દેશુભાને કહ્યું: 'આ ઉદા મહેતા તમને મુદ્રા આપે છે—તમે જાઓ એમની સાથે!' 'કાંઇ બન્યું છે. પ્રભુ?' ઉદયને જતાં જતાં ધીમેથી કહ્યું.

'રા' ગયા! ઉદા મહેતા!'

'હેં!'

ઉદયન સમજી ગયો. આ મૂરખાઓએ ઉતાવળ કરી લાગે છે. અરે! લીલીબાના હીરા! તે એમની સાથે ચાલી નીકળ્યો.

જે વસ્ત્રકુટીમાં રા'નું શબ રાખ્યું હતું તે તરફ જવા માટે સિદ્ધરાજ ઊપડ્યો. એના હૃદયમાં ભાર હતો. એક સમર્થ પુરુષ ઊપડી ગયાનો શોક હતો. પાટણપ્રવેશની એની વિજયકૂચનું હવે કાંઈ જ મહત્ત્વ રહેતું ન હતું.

એટલામાં રાણકદેવી જે સાંઢણી ઉપર બેઠી હતી—એ પણ આવી પહોંચી. મહારાજ આવ્યાના સમાચાર મળતાં—મહામંત્રી આશુક ત્યાં આવી ગયો હતો. ઉદયન પણ થોડીવારમાં પોતાનું કામ કરી પાછો આવી ગયો. રાણકદેવી આ તરફ આવી રહી હતી. સૌ એને આવતા જોઈ રહ્યા.

થોડી વારમાં તે પાસે આવી પહોંચી.

એક પળભર તો કોણ આને શી રીતે વાત કરે એની ગતાગમ કોઈને પડી નહિ. અત્યારે રાજમાતા આંહી હોય—એમ સૌ ઇચ્છી રહ્યા. આટલા બધા વિશાળ

જનસમુદાયમાં એકલી એક સ્ત્રીનો દેખાવ વિચિત્ર અશાંતિ જન્માવતો હતો. પણ રાજમાતા વર્દ્ધમાનપુર ન રોકાતાં ઝીંઝુવાડા તરફ ઊપડી ગયાં હતાં. માલવાની હિલચાલ થાય તો બર્બરકને મહારાજ નદીબંધના કામ માટે ત્યાં ઉપાડી જાય—અને આંહીં વાવતળાવનાં કામ અટકી પડે. એટલે ઝીંઝુવાડા બાજુ એક મીનલવાવ — શરૂ થઈ હતી, તે પૂરી કરવા માટે વર્દ્ધમાનપુરથી જ રાજમાતા ઝીંઝુવાડા તરફ થઈને પછી પાટણ જવાનાં હતાં. બર્બરકને એમણે સાથે ઉપાડ્યો હતો.

અંતે જયદેવ મહારાજે કહ્યું: 'મુંજાલ ! રા'ની વસ્ત્ર-કુટી તરફ આપણે ચાલો. એમની ગંભીર માંદગી હોય તો.. અને સોનલદેને પાસેની વસ્ત્રકુટીમાં—'

રાણકદેવી સૌની સામે જોઈ રહી, તેનામાં ન સમજી શકાય એવો શાંત પ્રતાપ દેખાતો હતો: 'જેસલભા !' એણે કહ્યું. એના એ વિચત્ર સંબોધને મંત્રીઓ ચમકી ગયા. સિદ્ધરાજ પોતે જરાક અશાંત થઈ ગયો.

'જેસલભા ! રાણકદેવી તો ત્યાં હોય જ્યાં રા' હોય. રા' ક્યાં છે ?'

એનો સ્વસ્થ, શાંત, દઢ અવાજ સૌના કાનમાં બેસી ગયો. મહારાજ વિના કોઈ પ્રત્યુત્તર આપે એ ધૃષ્ટતા હોય તેમ સૌને લાગવા માંડ્યું.

'રા' તો સોનલદે ! વીરગતિ પામ્યા છે !' જયદેવે કહ્યું.

'ક્યાં—ત્યાં છે ?' રાણકે સામેની વસ્ત્રકુટી તરફ દૃષ્ટિ કરી.

'હા!'

'ચાલો, હું પણ જાઉં — પછી છેટું પડી જાશે —'

જાણે કાંઈ જ બન્યું ન હોય તેમ એ ધીમેથી શાંત ગતિએ આગળ ચાલી. તે આગળ હતી — સૌ — સિદ્ધરાજ પણ — પાછળ ચાલતા હતા. વિજેતાઓ પણ ઝાંખા પડે એવી આ શાંત તેજસ્વિતાનો વિરલ પ્રસંગ બની રહ્યો હતો.

તેણે વસ્ત્રકુટીમાં પ્રવેશ કર્યો. તે રા'ની પાસે જઈને તેની સામે ઊભી રહી.

એણે એકે ચીસ પાડી ન હતી. એકે આંસુ એના નેત્રમાં દેખાયું ન હતું. વ્યગ્રતાની એકે રેખા ત્યાં પ્રકટી ન હતી. એના આ મૃદુતાભરેલા દૃઢ પ્રતાપે સૌને આશ્ચર્યમુગ્ધ કરી દીધા.

રા' જાણે શાંત નિદ્રામાં પડ્યો હતો.. એની સુંદર કેશવાળી હજી ક્યારેક હાલીને ભ્રમ ઉત્પન્ન કરતી હતી, એટલી તાજગી ત્યાં ઝળકી રહી હતી. એક ક્ષણભર રાણકદેવી એની સામે જોઈ રહી—જોઈ જ રહી. એની ઊંડી ઘેરી પ્રતાપી કરુણાએ, સૌનાં નેત્રોને શોકભારે નીચાં નમાવ્યાં. સૌ આસપાસ ચુપચુપ ઊભાં રહી ગયાં હતાં. એક પણ શબ્દ બોલીને આ શાંતિનો ભંગ કરવો — એ પાપ જણાતું હતું. એમ ને એમ થોડી પળો ચાલી ગઈ.

અચાનક એણે ઊંચે જોયું. વસ્ત્રકુટી બહાર ભૂખરો ઝાંખો ભોગાવાનો તીરપ્રદેશ દેખાતો હતો. એક ક્ષણ રાણકની દૃષ્ટિ ત્યાં સ્થિર થઈ ગઈ. એની મુખમુદ્રામાં એક પ્રકારનો પ્રકાશ પ્રકટતો સૌએ જોયો.

'ભોગાવો!' તેણે ધીમેથી સહેજ હોઠ ઉઘાડીને માંડ સંભળાય એવો પ્રશ્ન કર્યો હતો.

મુંજાલે હાથ જોડ્યા. ઉદયને હકારાત્મક ડોકું ધુણાવ્યું.

'રાણકદેવી તો ત્યાં હોય — જ્યાં રા' હોય . . રા' હોય' તે ધીમેથી બોલી: એના મોંમાંથી કાવ્યવાણી નીકળી પડી:

'વઢી તઊં વઢવાણ, વીસારતાં ન વીસરઇ
સોનલ કેરા પ્રાણ, ભોગાવહિસિઉં ભોગવ્યા'

અને તરત ત્યાં ભોગાવાના જલપ્રદેશમાંથી, કાંઠાની ભૂખરી ભોંમાંથી, ઝાડપાન, ધાર, ટેકરા, ને ખાડામાંથી, ઉપર આકાશમાંથી, એનાથી પણ ઊંચે છેક નભોમંડળમાંથી, નીચેથી, ઠેકાણે ઠેકાણેથી, અગ્નિના કણ વહેતો હોય એવો ઊનો પવન વાવા લાગ્યો.